# ઇબ્ને મુસ્લિમ.



"ઇન્સાફ" ઓફીસ.

# ઇબ્ને મુસ્લિમ.

અરબી સંસારનું અણમોલ જવાહિર.

ઉર્દૂ ઉપરથી ગુજરાતી કરી

પ્રગટ કરનારઃ—

મુનશી ફતેહખાન અહેમદખાન "દીલકશ."

——:o:——

ઇન્સાફ ઓફીસ.

ઇસ્લામપુરા, મુંબઇ નં. ૪.

કીંમત રૂ. ૧—૮—૦.

# પ્રસ્તાવના.

આજના સમયમાં પુસ્તકોની પ્રસ્તાવના લખવાનો એક સામાન્ય રીવાજ થઇ પડયો છે અને તેમાં લેખકો અધિકાંશ પોતાની આખી કાબેલીયતનું પુંજન પ્રસ્તાવના લખવા પાછળ વાપરી નાંખે છે. પરંતુ તેવું કશું કરવા માગતા નથી. પ્રચલિત રિવાજને અનુસરી કંઇ ને કંઇ લખવું જોઇએ. આ અરબી સંસારની નોવેલ છે અને તેમાં જે વસ્તુનો સમાવેશ કરવામાં આવ્યો છે તે બતાવે છે કે અરબસ્તાન તુરકી સલતનતના તાબામાં હતું ત્યારે ત્યાં કેવા સ્વભાવના અને દયાળુ અમલદારો મોકલવામાં આવતા હતા સાથે તે ઉપરથી અરબી સંસાર અને અરબોમાં કેળવણીનો કેટલો પ્રચાર છે તથા અરબ સ્ત્રીઓ કેવાં સાહસ કર્મો કરી શકે છે તેનો ખ્યાલ આપવામાં આવે છે. અમારો મુળથીજ ઇસ્લામી ઇતિહાસીક નોવેલો પ્રગટ કરવાનો હેતુ રહયો છે અને તે આધારે આ નોવેલનો સંબંધ પણ સુલતાન અબદુલ હમીદખાનના રાજય અમલ સાથે છે. આવાં પુસ્તકો ગુજરાતી જાણનારા મુસ્લીમો અને બીન મુસ્લીમો વાંચે તો તેમને મુસલમાનોના રીતરીવાજો અને રહેણી કરણીનો ખ્યાલ આવી શકે એવા હેતુથી આ નોવેલ અમે પ્રગટ કરી છે. મુસલમાન ભાઇઓ આ પુસ્તક વાંચશે અને તેમાંથી કંઈ લાભ મેળવશે તો અમે પોતાનો સફળ ગણી શું. વસ્સલામ.

મુંબઇ,
તા૦ ૧૫-૬-૨૮.

મુનશી ફતેહખાન અહમદખાન 'દીલકશ.'
માલીકઃ-"ઇન્સાફ" ઓફીસ.

# અર્પણ પત્રિકા.

---

માનવંતા મુરબ્બી;

**શેઠ ઇસમાઇલ એ. એચ. મુસા સાહેબ.**

આપ માયાળુ સાહેબનો મારા તરફનો પ્રેમ, સાહીત્ય તરફનો ચાહ, ઇસ્લામી વિદ્યાનો ગુજરાતમાં વિકાસ, જોવાની આતુરતા અને હર હંમેશ સર્વ સામાન્યના વિકાસ ઉપર આપની રહેતી અમીદ્રષ્ટિ એ આપના અનેક સદગુણોમાંનો મુખ્ય છે. આપ સદાથી મારી તરફ લાગણી ભરી કાળજી રાખતા આવ્યા છો તેની એક અદના એધાણી દાખલ મારા તરફથી

## ઇબ્ને મુસ્લિમ

નામની અરબી સંસાર અને ઇસ્લામી સંસ્કારનો ખ્યાલ રજુ કરતી નવલકથા આપને અર્પણ કરવાની રજા લઉં છું.

ઇસ્લામપુરા મુંબઇ.<br>તા૦ ૧-૭-૨૮.

હું છું તમારો<br>મુનશી ફતેહખાન<br>"દિલકશ."



## પ્રકરણ ૧ લું.

### ગિરિ—ગુફા.

રળિયામણી રાત્રીની છેલ્લી પળો ગણત્રીની બાકી છે. રાત્રિ આખીના ઉજાગરાથી તારા મંડળનું તેજ નિસ્તેજ થતું જાય છે. ચંદ્રમાના જ્યોતિને પ્રાતઃકાળનો અવિશ્રાંત વેગ મંદ પાડતો જાય છે માનવ વ્યથાના મંથનથી ભયભિત થતો ચંદ્રમા પ્રાતઃકાળની પળોને આશીર્વાદ દઇ રહયો છે. જગતજનોના દુષ્કર્મો કે સુકર્મોનું પાખંડી દ્રશ્ય દેખવા માગતો નથી. રાત્રિ આખીના પરિશ્રમથી થાકેલો ચંદ્રમા વિસામો લેવા નળખાં મારી રહયો છે જગતજનોની વ્યથા જોવા ને સુર્ય નારાયણનો તાપ સહન કરવા અશકત છે. પ્રાતઃકાળનો સમય છે. મંદ મંદ વાયુનો વેગ વહેવા માંડયો છે, મદમાતી યુવતીના તેજોમય ભાળ સરિખાં મનહર પુષ્પોની તેજસ્વી પાંખડીઓમાં ઉત્પાત ઉપજાવી રહયો છે. સુંદર તરૂ પર પડેલી ઝાકળનાં મણીમય બિંદુઓ, મદનાકુળ માનવના નયનોમાંથી ઝરેલાં આંસુડાંનો ભાસ કરાવે છે. સુસ્વર પક્ષિઓ પ્રાતઃકાળમાં ઉઠયાં છે. અગમાગામી અલ્લાહના ગુણગાનમાં અલાપી અપકારી માનવોને અન્નદાતાની યાચના માટે પ્રેરી રહયાં છે. રાત્રિ આખી અન્યોના સહવાસે શૈયા શોભાવી, મદનોના મન પર વિયોગ કટારીના કારી ઘા કરનારી મોહીની માશુકો મણી માણેકના યુધ્ધમાં પરાજીત થઇ. લજાઇ, શર્માઇ શૈયાએ સુતેલી છે. ગોરાં ગોરાં ગુલાબી મુખડાં, સુદપલ્લવ તળે સંતાડેલાં છે. યોવન મદની મદમાતી યુવતીઓ આળસો મરડી મરડી સાથરીએ શાંત પડેલી છે. નુતન સહવારના મંદ મંદ પવનના સપાટા વ્હેવા માંડયા છે. ગુલબદન માશુકોના

ગાલો સાથે અદ્રશ્ય ગેલ કરવાના ઉદ્ધતાઇ ભર્યાં અસભ્ય હુમલા કરતા જાય છે ગુલબદનના ગાલ-ગાલને અત્યાર સુધી માનવ જાતિના ઉત્પાત વર્તી હાથનો સ્પર્શ વટીક પણ થયો નથી

આહ ! આ પ્રાત;કાળના રળિયામણા સમયે પણ મોહીની મુર્તી ઉપર મોહી પડેલા મોહ પીડીત માનવો બેચેન થઇ હાય ! હાય !! કર્યે જાય છે; જગતજનોથી જુદા પડતા આકાશ મંડળના તારા ગણને નિરાશા અને દુઃખ સાથે જોઇ જોઇ અસાધારણ આહ ! ભર્યા નિશ્વાસ નાંખી ચુપ થઇ જાય છે. પવને કોઇ પદાર્થને પલટાવ્યાનો અણસારો માનવ જાતિના કાન સાથે અથડાતાં, મનમાં વસેલી મોહીની મુર્તિના મેળાપની અસંખ્ય ઉમંગભરી આશાઓએ, નયનો ફાડી ફાડી, મદનવશ માનવો જોવા માંડે છે. આશકો ધારે છે કે માશુકના મનહર મુખડાનું દર્શન થાય છે. મુદ્દતની દબાઇ રહેલી ઇચ્છાઓ પુરી થાય છે, કિન્તુ હાય નિરાશા ! નિરાશા વિના કશુંએ નથીજ.

હા ! આશકો ઉપર પીડા વર્ષા કરનાર મગરૂર માશુકો ! તમને કયાં ખબર છે કે કોઇના મન ઉપર શું વીતે છે ! કોણ તમારા ધ્યાનમાં મસ્ત થઇ બુદ્ધિ ત્યાગી બેઠો ! કોણ તમારી યાદમાં દીવાનો બન્યો છે ! તમારા તેજોમય પ્રતાપી ભાળનો તાપ કોના હૃદયને બાળી સેલીનું સ્વરૂપ આપે છે ! હા !! તમારા ભોળપણુની યાદ કોને કલ્પાંત કરાવી રહી છે !

અયે ફાખ્તા પરવાઝ કુનાં બરસરે રૂએ;•
દરદે દિલે મુર્ગાંને, ગિરફતાર એ દાની.

પ્રાતઃ ! આ પ્રાતઃકાળેજ, રાત્રિ આખી ભકિત કરનારા ભકતજનો અલ્લાહની યાદમાં "હુ ! હક્ક ! !"ની ગર્જના કરે છે. મદિરા ગૃહમાં મદિરાના કુપે કુપ ખાલી કરનારા અને જામ પર જામ ચઢાવનારા ભાન ભુલી કનિષ્ટ માનવની સંજ્ઞા સહી દળદરતાનો બીછાણે પટકાઇ પડે છે. પીળો પડેલો દીપક તેજોમય જીવનની છેલ્લી પળો ઉપર નિશ્વાસ નાંખી, જીવન તુરૂટિનો ભાસ થતાં નિસ્તેજ થવાના ભયે ભય ભિત થઇ કંપી કંપી છેલ્લી પળો ગુજારે છે. દીપક ઉપર મરી ફીટનારાં પતગીયાં, જીવન સંગ્રામમાંથી પલાયન કરી ગયા છે. સ્હવારની તે પળોની વાટ જોવાય છે જયારે આ મર્મ ભેદી દ્રશ્ય ઉપર દીવસનો દ્રોપ પડનાર છે. દાંભિક

ભકતો અલ્લાહો અકબરની ગર્જનાઓ કરે છે. ચકલીઓ ચું ચું, મરઘા કુકડુકું અને પપૈયા પીપીનું ગાન ગાય છે. પોરેગીર સીપાહો નોકરીની ફરજોથી પરવારી થાણા તરફ જતા દેખાય છે. કુકર્મી મવાલો, ચોરીનો માલ સંતાડવા, નાળાંનાં ગરનાળાં અને વનની ઝાડીઓમાં લપાતા ફરે .છે નિરાધાર, પીડિત અને અનાથ સ્ત્રીઓ દરણાં દળવા માંડે છે અને મુસાફરીએ જતા વટેમારગુઓ પોતાને પંથે પડે છે.

અરબની મરૂભુમિમાં અત્યારનો–પ્રાતઃકાળ, કાફલાની મંઝીલો પુરી કરી પડાવ નાંખવાનો ઇરાદો કરે છે રાત્રિ આખી ચાલનારા–અરબી રેતાળ રણોના કીનારા રહિત સમુદ્રની સ્ટીમરો–ઊંટ, મંદ મંદ આનંદિત હવાની લ્હેરોમાં મલકાવા માંડે છે અને પોતાના વાયું સાથે વાત કરતી પ્રગતિમાં શિથિળતા આણી ગંભીર ચુપકીદી સાથે આસ્તે આસ્તે ડગલાં ભરે છે. કજાવામાં બેઠેલા મુસાફરો, બદવી લુટારાઓના ભયથી રાત્રિ આખી જાગૃતાવસ્થાયે પસાર કરી ખાંસતા ખંખારતા રહે છે–તે અત્યારે જુજ પળો માટે ઉંઘે ભરાઇ, શગદફોમાં સુઇ રહે છે. હૃષ્ટ પુષ્ટ બદવી હમ્માલો, નકેલનું દોરડું ઝાલી અરબી ભાષાના આનંદિત રાગ અલાપતા, સાવચેતી પુર્વક આજુબાજુ જોતા ચાલ્યા જાય છે. હમ્માલોના મનમાં રમે છે કે કોઇ કુવો મળે તો પડાવ નાંખી તાપ અને લુનું નિવારણ કરી શકીએ. શીળામાં દીવસ ગુજારી પાછલા પહોરે નવી મંઝીલ કાપવા થાક ઉતારી તઇયાર થઇ ચાલવા માંડીએ.

વાદીએ ફાતમાના ડુંગરી પ્રદેશની ગિરી ગુફા નજીક અસાધારણ ઉત્પાત દેખાય છે. શાંતિમય પ્રદેશની શાંત રાત્રિમાં અશાંતિ ફેલાય છે સઘળું શાંત રહેવાને બદલે "યાહા! યાહા!"ના સંખ્યાબંધ સાદો સંભળાય છે. અચાનક ઉત્પન્ન થયેલા 'યાહા! યાહા!" સાદ ગિરિરાજની ટેકરીઓ સાથે અથડાઇ, પડતા પડઘા ભયાનક સ્થિતિ ઉભી કરે છે. જોમ અને જુસ્સામાં ભરપુર મુસાફરોનો કાફલો, ભારે આશા અને આરઝુ ભર્યો મદીનતુ–ર્રસુલ જવા મુસાફરી કરે છે. બે ચાર નહી-સેંકડો શ્રદ્ધાળુ માનવો, બાળગોપાળ અને કુટુંબ પરિવારથી વીખુટા પડી મુસાફરીએ નીકળ્યા છે. રાત્રિ આખીના જાગરણ અને શ્રમથી થાકેલા પથિકો પડાવ નાંખવાની વાતો કરે છે. હાર પાછળ હાર અને લાઇન પાછળ લાઇનમાં ગોઠવાયેલા ઉટો–કોઇની ઉપર, કાઠડો, કોઇની ઉપર

શગદફ, કોઠની ઉપર શબ્બરી બાંધેલી છે—મુસાફરોને લઇ લંબાણે આગળ વધ્યે જાય છે. કેટલાયે ઉંટો ઉપર પાખર નાંખેલી છે, ઘણા ગરીબ મુસાફરો પાખર ઉપર બેઠા છે. અસાધારણ વેગે ચાલતો આ કાફલો અચાનક આગળ વધતો અટકી ઉભો રહી જાય છે કફલો થોભતાંજ એક સાદ સંભળાય છે.

"યા અહમદ! પડાવ આવી ગયો કે?"

આ સાદ કાફલાના મધ્યમાંથી આવ્યો હતો કાફલાના આગલા વિભાગમાંથી બીજો સાદ સંભળાયો.

"મેહમુદ! મેહમુદ! શું તમે પુછો છો?"

મુસાફરો સાદ સાંભળી આશ્ચર્ય ભરી દ્રષ્ટિએ ચોમેર જોવા મંડયા પરસ્પર વાતો થવા માંડી.

"શું થયું? શું છે? શું પડાવ આવી ગયો? ભાઇઓ હુશિયાર રહેજો? મારે તો સૌથી પહેલાં ખાવાની ગોઠવણ કરવી છે. પાણી માટે તઇયાર રહેજો" આવી ભિન્ન ભિન્ન વાતો થવા માંડી. પરંતુ ઉભા રહી પરસ્પર વાતો કરનારા બદવી હમ્માલોએ મુસાફરોની વાતો ઉપર મુદલ ધ્યાન દીધું નહી, બદવી સાંઢણી અસવારે, આગળ વધી આજુબાજુ તપાસ કરી પાછો ફરતાં કહેવા માંડયું.

"નહી, નહી! હજુ અડધો કલાક ચાલવું પડશે. સામે દેખાતી કાળાશ વાઢીએ ફાતમાની પહાડી ટેકરીઓની છે; પણ પડાવ તેની પાછળ છે."

સાંઢણી સવારનો બોલ પુરો થતાં વારજ ઉંટનો હારોમાં પ્રગતી આવી અને આગળ ચાલવા માંડયું.

વીસેક મીનીટ ચાલ્યા પછી આપણા મુસાફરોનો કાફલો પાછો અટકયો. બદવી હમ્માલોએ એક સાથે "ઇન્ઝિલ, ઇન્ઝિલ"નો કોલાહલ કરી મુકયો. થાકી ગયેલા મુસાફરોએ આતુરતા સાથે ઉંટની ગરદન ઉપર પગ મુકી ધમાધમ કુદવા માંડયું. અસાધારણ ચપળતા અને ફુરતી સાથે દરેક જણે પોતપોતાનો સામાન ઉતારવા માંડયો. થોડીકવાર સુધી હેરતભરી ગભાર દશા ચાલુ રહી. દરેક જણને પોતાનીજ પડી હતી. ઉંટના બરાડા અને સામાન તથા શગદફો ઉતારવાનો ખડખડાટ ચોમેર ફેલાયો હતો. જેનો

ઉંટ જ્યાં જઇ ઉભો રહેતો ત્યાંજ ઉંટનો મુસાફર સામાન ઉતારી પથારી લગાવતો. જુજ પળો પસાર થતાં વેરાન બિયાબાન, વાદીએ ફાતમા શબ્બરી અને શગદફોના સાધારણ ગામના આકારમાં ફેરવાઇ ગયું અને પાક યસરબ (મદીનાનું બીજુ નામ) જનારા મુસાફરોથી વસાઇ ગયું.

પડાવ ઉપર ઉતરી સામાન સરંજામની ગોઠવણ કર્યાં પછી સર્વથી પહેલાં સઘળા મુસાફરોનું ધ્યાન પાણીના કુવા તરફ દોરાયું. મુસાફરોએ છાગલો, મશકો અને ડોલ, દોરડુ લઇ કુવા તરફ જવા માંડયું. અરબની મરૂ ભુમિમાં માત્ર આ એક જરૂરીઆતની દુર્લભ વસ્તુ છે. જેની ગોઠવણ કર્યા વિના મુસાફર એક ડગલું આગળ વધી શકતો નથી, પ્રભાત થઇ હતી પરંતુ, આકાશે વાદળો ઘેરાયેલાં હોવાથી રહેજસાજ અંધારૂં હતું. રોશની વગર આટલી મોટી છાવણીમાં આવતાં જતાં ને ફરતાં હરતાં રહેજ અડચણ આવની ખરી.

કાફલાના ઘણા ચપળ મુસાફરો ઉંટ ઉપરથી ઉતરતાંજ ફીજરની નિમાઝ પઢી ઇબાદતે ઇલાહીથી પરવારી ગયા હતા ઘણા સુસ્વર હાફીઝ લોકો મધુર સાદે કુરાન શરીફ પઢતા ને પોત પોતાનું કામ કરતા હતા. વીસ બાવીસ વરસની વયનો અરબ જેવો જણાતો એક યુવક હાજી, પણ કાફલામાં હતો બોલવાની ઢબે સીરીયન—શામી હતો છતાં તે અરબી ભાષા ઘણી જલદી બોલતો હતો. તે ખુબસુરત, સુંદર ગોરા રંગનો યુવાન હતો. મુખાકૃતિ ગોળ, નયનો વિશાળ નાક સુંદર, હોઠ પાતળા, ઝળકતા ઉજળા દાંત, વાતચીત મર્યાદિત, માયાળુ અને રસીલી હતી. તેના હાથ લાંબા છાતી પહોળી અને ખભા વિશાળ હતા. મુંછનો દોરો ફુટયો હતો ને ભાળ ઉપર ઉગતી જવાનીનો આરંભ થયો હતો. યુવકે એક શુગદુફ આગળ બીછાણું કર્યું નિમાઝ પઢી. સોબતીને જરૂરની સુચના આપી છાગળ હાથમાં લઇ કાફલાવાળા પાણી લેવા જતા તે તરફ ચાલ્યો.

યુવકનાં પડતાં શીથિલ પગલાં બતાવતાં કે તે કોઇ અસાધારણ ઘટના ચક્રમાં પડયો છે. ફેંટ—કમરે બાંધેલા ખંજરને તે વારંવાર નીહાળતો. જાગરણના ઘેને રાતી થયેલી આંખ્યે આજુબાજુ ચીપી ચીપીને જોતો બોલ્યો.

"અફસોસ શાની ઇચ્છા હતી અને શું જોવું પડયું."

યુવકે લાંબો નિસાસો નાંખ્યો. યુવક વિચારોના વમળમાં ગાંડાતુર જેવો હતો, બે શુદ્ધ હતો, ભાન ભુલ્યો હતો. પાણી લેવા કુવા ઉપર જવાને બદલે ડુંગરીની વેરાન તળેટીમાં જઇ પહોંચ્યો. રસ્તા વચ્ચે પડેલા ભારે પથરાની ઠોકર ખાતાં ગભરાયો ને અટકયો—ઉભો રહ્યો. જોખમાયેલો પગ પકડયો ત્યાંજ બેઠો. પગ દાબ્યો ને આજુબાજુ દ્રષ્ટિપાત કર્યો.

"કયાં નીકળી આવ્યો. અરે!" એક તરફ નજર નાંખી "આટલી બધી દુર આવી ગયો પાણી તો તે ગમ હતું. ચાલો, ત્યાં જાઉં નહી તો કીચડે મળશે નહી"

યુવક ઉઠયોજ હતો કે ડુંગરીના પાછલા ભાગમાંથી કરૂણાજનક ચીચીયારીનો ધીમો સાદ સંભળાયો.

ખુદા જાણે સાદમાં કયાંનું જાદુ હતું, કે સાંભળતાં યુવક બે બાકળો બન્યો તેનું હૃદય ઉછળવા માંડયું, દીલ ધબકારા લેવા લાગ્યું. પાણી લેવા કુવા તરફ જવાનું મુકી, ચીચીયારી સંભળાઇ હતી તે તરફ ઉતાવળે ચાલવા માંડયું ડુંગરીના ખાડા, ખબોચીયા વટાવતો લાંબા ડગ ભરતો, ચીચીયારી વાળી જગાએ જઇ પહોંચ્યો.

પ્રભાતનું અજવાળું ફેલાયું હતું. આજુબાજુના પદાર્થો સારી રીતે જોઇ શકાતા હતા. યુવકે અહીં આવી શું જોયું. એક સ્ત્રી, હાથ પગ મજબુત રસીથી જકડી બાંધેલી જમીનપર પડી હતી. બળવાન કદાવર પુરૂષ, મોઢું લુગડામાં સંતાડી, ઓશીકે ઉભો હતો. સ્ત્રી રડી રડી કાલાવાલો કરતી, પુરૂષ તેણીને ધમકાવતો ઉભો હતો. યુવકે મોટા પથરા પાછળ છુપાઇ જોવા માંડયું કે પુરૂષ કેવું વર્તન ચલાવે છે. દુઃખ પીડીત અબળા અને નિર્દય પુરૂષને યુવકની કસી ખબર નહોતી. પુરૂષે બે ચાર ડગલાં અગળ પાછળ ભર્યાં પછી સ્ત્રીને સામે આવી કહ્યું.

"સાંભળ' સલીમા! જો તને તારો જીવ વ્હાલો હોય, તો મારી વાત સાંભળ, નહી તો" ફેંટમાં બાંધેલું ખંજર બતાવી " આ ખંજર તારી હઠનો અંત લાવશે. સાથેજ તારા જીવનનો ફેસલો કરશે."

"ઓ, જલ્લાદ" સલીમાએ અચળ ઇરાદો જણાવ્યો "હું તો ખુદા પાસે માગું છું કે તુ મને ઝબે કરે. તારી પીડામાંથી પડ છુંટે હાય, ઝાલિમ, તેમને ક્યાંની યે ન રાખી?"

"છાની, અભાગિણી સ્ત્રી!" નિર્દય પુરૂષે કઠોરતાએ કહયું "આવા નાલાયક શબ્દોએ સબોધ્યો તો ખેર નથી."

"ફરી તેને તેજ" સલીમાએ રડતાં કહયું "હું કયાં ના કહું છું? લે માથું કાપી નાંખ અરે અલ્લાહ! મેં તારો શો અપરાધ કર્યો છે. અરે! આવા અત્યાચાર! પરોણાગતનો આ બદલો ઉપકાર ઉપર આ અપકાર! તારી સેવા બજાવતાં ઉઠાવેલાં કષ્ટો, સંકટો અને દુઃખોનો આ બદલો!'

"તારા ફરેબમાં હું આવવાનો નથી." કઠોર પુરૂષે કહેવા માંડયું "તું સારી રીતે જાણે છે. તું ખુબસુરતી સાથે મીઠી વાણીની માલીક છે. તારી મીઠી મીઠી વાતોમાં વિષમ પદાર્થ છુપાયેલો છે તુ મને છળી શકવાની નથી. હું તારી વાતો ઉપર ઠગાવાનો નથી. તારી મુકિત, છુંટકારો અને સુખ માત્ર તે એકની એકજ યુકિત ઉપર આધાર રાખે છે.

"તે યુકિત કઇ?" સલીમાએ પુછયું.

"માત્ર તે એકજ" નિષ્ઠુર પુરૂષે આગળ ચલાવ્યું "મારા વ્હાલા ભાઇ મસઉદની પરણેતર થઇ જાય."

"મસઉદ?" સલીમાએ બન્ને હાથ આંખ્યો ઉપર ધરી કેહવા માંડયું "અરે તે નિર્દય અત્યાચારી ઝાલેમ મસઉદની? શું તે કઠોર પાપાચારીની? નહી નહી? હું મરી જઇશ, પણ તેની નહી થઇશ."

"અભાગિણી સ્ત્રી" ક્રોધે ભરાયેલા પુરૂષે કહેવા માંડયું, "તુ તારી હઠ છોડવાની નથી? જીદ નહી મુકે તો યાદ રાખજે રબ્બુલ એતના સમ છે. અત્યારેજ તને સદા માટે પેલીજહાનમાં મોકલી દઇશ. હજુ તેં સાલીમના ખંજરની વાઢકાપ નથી જોઇ."

"સાલીમ" સલીમાએ કરૂણ સ્વરે કહેવા માંડયું 'શું તને ખુદાનો ડર નથી. વિધાતાએ દયાનો અંશ તારા હદયમાં મુકયો નથી. નિરાધારને પરવશ અબળાની કરૂણ કાકલુદી તારા હૃદયમાં કરૂણા નથી આણતી મારી પરાંધીનતા ઉપર તને દયા નહી આવે?"

"નહી, કદી નહી!" સાલીમે કહેવા માંડયું "મસઉદની ઇચ્છા પુરી ન થાય ત્યાં સુધી દયા કે કરૂણાતું મારે ત્યાં કામ નથી."

"સાંભળ!" સલીમાએ ગંભીર થઇ કહેવા માંડયું "જો તારી એજ ઇચ્છા છે, તો સાંભળ, હું પણ રાજી ખુશીથી આ જીવ "હાદી મુત્લકત ખુદાને સોંપવાને તૈયાર છું. તારા અનેરા અસહ્ય અત્યાચારની પીડા સહન કરવાની મારામાં શકતી રહી નથી. હા! ધીક્કાર છે આ જગત ઉપર! લુણ ખાઇ દુશ્મનવટ દાખવનારા લુણ હરામો, મહેરબાનોના ખુનીઓ, ઉપકાર સામે અપકાર કરનારા નર પિશાચ આલીમોને, આશરો આપનારી, આ સંસાર ઉપર હજાર વાર ધીકકાર છે. અધમ લુટારા, ખુદા તારા ઉપર..........."

છેલ્લા શબ્દ ઉપર આવતાં કરૂણ ચીસ મારી સલીમા અટકી પડી. પાણી વિના મોઢામાં કાંટા પડયા હતા. જીભ સુકાઇ ગઇ હતી. તેણી વધુ બોલી શકી નહી. માથું ધુણાવી વારંવાર તેણીએ બોલવા પ્રયત્ન કર્યો પણ સુખાઇ ગયેલી જીભે શબ્દો ઉચ્ચરવા દીધા નહી, છતાં પણ તમતમી રાતા ચોળ થયેલો ચ્હેરો તેણીના અંતરનો પડઘો પાડતો હતો. જો મારા જાણી શકતા કે તેણીના અંતરમાં શું છે અને શું કહેવા માગે છે ક્રોધાવેશે, કોપાયમાન થયેલો નિર્દય સાલીમ પણ સલીમાની સ્થીતી અનુભવી રહયો હતો. કોપાયમાન થયેલા સાલીમે હુમલો કરી અબળાની પુંઠ ઉપર ભારે જોરથી લાત મારી, અબળા ચીચીયારી મારી તરફડી ઉઠી. નિશ્વાસ નાંખી રડતી બાળા રૂંધાયેલા સાદે બોલી.

"અલ મદદ, અલમદદ, ખુદાયા અલમદદ!! આ અભાગિણીની મદદ! તારે ત્યાં ખોટ નથી. મોકલ ઓ ખુદા મોકલ, કોઇ ફરિસ્તો મોકલી અધમીઓના પંજામાંથી નિરાધાર અબળાને, ઉગાર."

અબળા ચોધાર આસુએ, ઝાર ઝાર રડવા લાગી, પણ સલીમ જેવા વજ્ર હૃદયી, પાતક પુરૂષ ઉપર અવળી અસર થઇ. કરૂણાને બદલે તે કઠોર બન્યો પાસે પડેલી ખજુરીની સોટી હાથમાં લઇ નિરાધાર અબળાને ફટકાવવા મંડી ગયો.

યુવક અબળાની વેદના જોઇ શકયો નહી. તેનાથી રહેવાયું નહી. સાલીમના અત્યાચારો વધુવાર જોવાની તેનામાં શક્તિ ન હતી તે ખંખાર્યો અને ગરજ્યો.

"ખબરદાર! ઝાલેમ. હાથ ન ચાલે. આવી પહોંચ્યો છું."

એક વીજળી હતી જે ચળકી, ઝબકી અને સાલીમની સામે આવી ઉભી. સાલીમ અજાણ્યા માણુસની દખલગીરી સહી શકયો નહી. તે મન સાથે બબડયો. યુવક તરફ વળ્યો પણ સાલીમ પોતાની ફેંટમાં બાંધેલું ખંજર કાઢે તે પહેલાં યુવકે પોતાના ખંજરનો વાર ચલાવી પાપાચારી સાલીમનું કાંડું કાપ્યુ. અણધાર્યાં હુમલાએ સાલીમ ગભરાયો. તેનું કાંડુ કામ કરી શકયું નહી. ફેંટમાંથી નીકળેલું ખંજર ભોંય ઉપર આવી પડયું. યુવકે તીરસ્કાર ભરી નજર સાલીમ તરફ નાંખતાં કહયું.

"અફસોસ ધીક્કાર છે તારા જેવા નિર્દય ઉપર! અરબના નિર્મળ નામને કલંક લગાડે છે. અરબ, જે પરોણા ચાકરી, માયા મહોબત, સદાચાર ને સખાવત માટે જગવિખ્યાત છે. તે અરબને તમે નિર્દયતા, ક્રુરતા અને જુલમાટના કેન્દ્ર તરીકે ખ્યાતી આપો છો. શું તમે મુસલમાન નથી? શું ઇસ્લામના પવિત્ર શિક્ષણની કશીયે અસર તમારામાં નથી? કુરાનના કર્તવ્ય કર્મની રેખાઓ શેતાનોએ તમારા હૃદય ઉપરથી ભુંસી નાંખી છે? આ અત્યાચારના પરિણામની ખબર નથી કે? ખુદા ઝાલીમોને દોસ્ત નથી ગણતો. આ અનાથ અબળાએ તમારૂં શું બગાડયું છે? જુલમાટ ને સીતમ કેમ વર્તાવવામાં આવે છે?"

સાલિમના ઉત્પાતિ હૃદયમાં આ સદબોધે પરિવર્તનનો પવન ફુંકયો. તે ખંખાર્યો અને હું–હું કરતો બોલ્યો.

"અઝીઝી, કેમ? તમારૂં શું નામ છે? અમારા કામની આડે આવી દખલગીરી કરવાનું શું પ્રયોજન છે? તમને કયાં ખબર છે કે ઘટના પટનું કારણ શું છે."

"મને ઇબ્ને–મુસ્લિમ કહે છે." યુવકે કહયું "હું શામી મુસાફર છું. મદીના તૈયબાનો ઇરાદો છે. તમારી નીર્દય વર્તણુંક મને ગમતી નથી સલીમાને નામે તમે ઓળખાવેલી આ બાળાને નિરાધાર જોઇ, તમારા દુષ્કામી અત્યાચારથી ઉગારવા આવ્યો છું."

"અર્થ વગરનું દુ:ખ વેઠવા આવ્યો છે." સાલીમે કહેવા માંડયું." તેણી એક મર્મભેદી સ્ત્રી છે. તમારા જેવા અજાણ્યા, સમજી શકે નહી. તમારો રસ્તો લ્યો. ચાલતા થાઓ. લડાઇ તોફાન કરી શું લેશો. હજની

મુસાફરીમાં લઢવાની મનાઇ છે. તમારી હજ ખંડિત થશે. નીયમોનો ભંગ થશે–હજ થશે નહી."

"પરંતુ, ઝાલેમ!" ઇબ્ને મુસ્લિમે આગળ ચલાવ્યું "અત્યાચારી, લુટારા, અને હિંસક માનવો સામે રક્ષણ મેળવવા કે માનવ જાતિને રક્ષણ આપવા કરવામાં આવતી જંગની હજ ઉપર કશી અસર થતી નથી."

"તમે પરદેશી છો" સાલીમે ટટાર થઇ કહેવા માંડયુ "શામી લોકો આવી વાતો સમજી શકતા નથી. તમને અજાણ્યા સાથે, કોઇ અન્યને માટે લડાઇ કરી, જંગમાં ઉતરવું કદી પણ ઘટારત નથી.

"હુ લડવા કયાં માંગું છું?" ઈબ્ને મુસ્લિમે સમજાવવા માંડયું આ નિરાધાર અબળા "સ્ત્રી જાતિને બચાવવા માગું છું. તમે રાજી રજાએ છોડી મુકો તો લડાઇ થાયજ નહી, નહી તો પછી જે થશે એ જોઇ લેવાશે. ઘટિત અઘટિતની વાત તમારા મનમાંજ રાખો. અલ્લાહ સત્તાર અને ગફ્ફાર છે, માયાળુ ને દયાળુ છે. તેજ સઘળાને માફ કરશે."

"ભાઇ! આ સ્ત્રી ભારે કપટી અને ફરેબી છે." સાલીમે કહયું.

"પરંતું તમારાથી ઓછી" ઇબ્ને મુસ્લિમે તાણો માર્યો "તમે તો તે બીચારીને ઝબેહ કરવા તલપી રહયો છો"

"મને દેખાય છે કે તમે નુકસાન ઉઠાવશો" સાલીમ બગડયો, તેનો મીજાસ ગયો અને ઈબ્ને મુસ્લિમને બાઝી પડયો. લડાઇ • થવા માંડી ઈબ્ને મુસ્લીમ ચપળ અને ચતુર હતો. દશ પંદર મીનીટની લડાઇમાં સાલીમને ભોંય પર પછાડી છાતી ઉપર ચઢી બેઠો. ખંજર હાથમાં લઇ મારવાને ઉગામ્યું. સાલીમના જીવ ઉપર બન્યું હતું જગતમાં તે ઘડી પળનો પરોણો હતો, ઘાયલ થયેલો સાલીમ ભોંયપર પડયો હતો, નગ્ન ખંજર લઇ છાતી પર બેઠેલો હરીફ કાળજામાં ખંજર ખોસવા તઇયાર હતો. પરંતુ સાલીમે દાવ રમ્યો. તે બોલ્યો "જુઓ મારા સોબતીઓ આવી પહોંચ્યા." તેણે એક તરફ ઇશારો કર્યો. ઇબ્ને મુસ્લિમ ગભરયો. તેણે તે દિશાએ નજર નાંખતાં હાથ પગ ઢીલા મુકી દીધા. સાલીમ કળા બાજ હતો, આંચકો દઇ પગતળેથી નીકળી ઉભો થયો. ધક્કો મારી ઇબ્ને મુસ્લીમને ધકેલી દીધો સાલીમે ઇબ્ને મુસ્લિમને દબાવી પાડવા વિચાર્યું" પરંતુ ઇબ્ને મુસ્લિમ ભારે ચપળ હતો. ચેતી ગયો બીજી લડાઇ માટે

કાવો બદલી સામે આવ્યો. સાલીમ પોતાના હરીફને લડાઇ માટે તઇયાર જોઇ અચકાયો. તેણે બદલી હથીયાર અજમાવવા માંડયું. મોટા મોટા પથરા લઇ મારવા મંડી ગયો. પથરાનો લાગ લાગટ વરસાદ વરસવા માંડયો. ઇબ્ને મુસ્લિમ મુસીબતમાં હતો છતાં તેણે બુદ્ધિ ઉપર સંપુર્ણ કાબુ રાખ્યો હતો. તે સાવચેત હતો અને સાલીમના આક્રમાણ સામે અબળા સલીમાનું રક્ષણ કરવા સાવધાન હતો. પથરાનો વરસાદ વીશ મીનીટ સુધી લાગટ વરસતો રહયો. પરંતુ ઇબ્ને મુસ્લિમ મારામાં કશીયે દરકાર કર્યા વિના પોતાનો અને સલીમાનો બચાવ કરતો રહયો. ઇબ્ને મુસ્લિમ હવે થાકયો હતો અને સાથેજ કાફલાનો ખ્યાલ પણ આવ્યો. વિચારોના વમળમાં પડેલા ઇબ્ને મુસ્લિમે બન્તા ખાધી અને સાલેમના એક મોટા પથરાએ તેનું કપાળ લોહી લોહાણુ કર્યું. તે ચકરીખઇ જમીન ઉપર પટકાઇ પડયો પરંતુ નીચે પડયા પહેલા જખ્મમાયેલા સીંહ પેરે તે ઝનુનમાં ભરાયો. હાથ લાંબો કરી સાલીમના ખભામાં ખંજર ખોસી દીધું. સાલીમનો હથ બેકાર બન્યો. તે ગભરાયો. ક્ષણમાત્રનું કામ હતું. સાલીમે ઉભી પુંછડીયે એક તરફ નાસવા માંડયું ત્યારે બીજી બાજુ ઇબ્ને મુસ્લિમ બેભાન થઇ, ધમ દેતો પથરા સાથે અથડાઇ જમીન ઉપર તુટી પડયો.



# પ્રકરણ ૨ જું.

## બિમારીને બિછાણે.

દેખને આતે હેં વોહ, બીમારકો;
ક્યા મુબારિક હયે, બલાયે દર્દેસર.

ઉપરના બનાવને બે ત્રણ દીવસ વીતી ગયા છે. વાદીએ ફાતમામાં આ ઉતરેલો કાફલો ખુદા જાણે કયાંનો કયાં પહોંચી ગયો છે. આખા રણમાં દ્રષ્ટી ઠોકરો ખાઇ ફરી ફરીને જોઇ વળી પણ કયાંયે માનવ જાતિનો પત્તો નહોતો. કોઇ મુસાફર નથી કે નથી કોઇ અસ્વારી. અબ ઘડી વસાયેલું ગામ અત્યારે ઉજ્જડ અરણ્ય પડયું છે. વસ્તીનું નામ નિશાને નથી. કોક કોક ઠેકાણે ફાટેલાં મેલાં ચીથડાં, સાદડીઓ અને સીંદરીઓના કકડા પડેલા દેખાય છે અને એવું અનુમાન લઇ સકાય છે કે કોકદી અહીયાં માણસો આવ્યા હશે. આ વિના, મરૂભુમિમાં કશું માનવ સહવાસનું ચિન્હ હતું નહીં. વાદીએ ફાતમાને ઘેરો ઘાલનારા ગગન ભેદી ડુંગરનાં શિખરો બળતી જવાળાના અંગારા જેવાં દેખાતાં હતાં. સખત તાપમાં દેખાતા વાદળી રંગનાં દ્રશ્ય ધુમાડાના ગોટાનો ભાસ કરાવતાં હતાં. અથવા પાર વગરની લ્હેરીઓ લેતો બાળુ રેતીનો દરીયા દેખાતો હતો. વાળુની વેગવાન છોળો ભુલ્યા ભટકયા મુસાફરોના હૃદય વિદીર્ણ કરવા પુરતી હતી. મરૂભુમિનું આ વેગવાન રણ, જોવાનું છે કે કયારે વટાવી શકાશે.

આવો! આપણે વાદીએ ફાતમાના તે છેડા તરફ જઇએ જ્યાં સલીમાને આપણે સાલીમના અત્યાચારોની પીડા વેઠતી જોઇ હતી. જુઓ જુઓ! ડુંગરની પેલી તળેટીમાંજ તો તમે તેણીને જોઇ હતી. પરંતુ અહીયાંયે આજે સુનું વેરાન વન છે. સલીમા જમીન ઉપર પડી હતી ત્યાં કંઇ ભુસાઇ ગયેલું નામ માત્રનું ચિન્હ દેખાય છે. પરંતુ અલબત ત્યાંથી થોડા અંતરે પથરની શીળા ઉપર પડેલા કાળાશમય ડાઘા દેખાય છે. સ્મૃતિ, અરે સ્મરણ થયું; તે યુવક,–ઇબ્ને મુસ્લિમના કપાળમાંથી વહેલા લોહીના ડાઘા છે. આ નિરપરાધી લોહીએ અરણ્યના પથરા રંગ્યા છે.

કોણ જાણે છે કે તે બિચારાની શું વલે થઇ અને તેની ઉપર શું વીતી. આવો સામા રાજમાર્ગ તરફ આપણ સઘળા ચાલીએ. દૈવયોગ બળવાન છે. વખતે કંઇ પ-તો લાગેયે ખરો.

વાક્ષિયે ફ્રાતમાથી બે દીવસના રસ્તા ઉપર કરીયયે શેખ નામનું એક નાનું ગામડું છે. અહીંયાથી જાુજ કલાક આગળ ચાલોતો સામે સમુદ્ર છે. ગામ જો કે અરબના પથરાળ પ્રદેશમાં છે. છતાં તેની બાંધણી અને ખુલ્લો પ્રદેશ શોભા ભર્યો છે. સામાન્ય બદ્દીઓનાં પુળાએ છવાયેલાં ઝુંપડાં ઉપરાંત અહીયાં આબરૂદાર અને દોલતમંદ અરબોની શોભાયમાન ને વિશાળ હવેલીઓ પણ જોવામાં આવે છે. ગામના કેટલાક લોકો દોલતમંદ છે એટલે ગામની આજુબાજુ સંખ્યાબંધ બાગ બગીચા દ્રષ્ટિગોચર થાય છે. અત્યારે આ રળિયામણું ગામ એક બજાર જેવું દેખાય છે ગામમાં તબ્બાખ, (રોટીવાળા) તમ્મારે (ખજુરવાળા), દક્કાક (આટાવાળા.) વગેરે દુકાનદારો અને ઉદ્યમી લોકો વસે છે. લીલોતરી અને બકાલો, શાક અને રોટલી જરૂર પુરતી મળી શકે છે.

બજારના છેડા ઉપર ગામના હાકેમનું ઘર છે. એક તુરક અમલદાર થોડા લશ્કરી સીપાહો સાથે રહે છે. ગામની પૂર્વ દિશાએ, વસ્તીથી થોડે અંતરે, સાફ સ્વચ્છ અને સુંદર ઉપવનમાં એક બેઠા ઘાટની નાની હવેલી છે હવેલીની દેવઢી ઉંચી, વિશાળ અને અરબી ઘાટની સુંદર છે. અંદરનો ભાગ સાધારણ અરબી વસવાટ પુરતો છે. બે ત્રણ ઓરડા જમણી ને ડાબી બાજુએ હારબંધ બાંધેલા છે. મેઢા ઉપર ઉત્તર દિશાએ દીવાનખાનાના આકારનો એક ઓરડો બાંધવામાં આવ્યો છે. બાકીનો ઘાલો આખો, ચોગાન તરીકે ઉપયોગમાં આવે છે. નીચેના ઓરડાની આજુબાજુએ નાની નાની કોટડીયો છે. જરૂરની વસ્તુઓ માટે આ કોટડીયોનો ઉપયોગ થાય છે. ઘરનો સરસામાન પણ કોટડીઓમાંજ રહે છે. એક ઓરડામાં રાંધવા ખાવાના પદાર્થો રહે છે. એક ઓરડામાં સ્વચ્છ ઉજળું બીછાણુ પાથરેલુ છે. એક સદાચારી બાનુ આ ઓરડામાં બેઠેલી વખતો વખત દ્રષ્ટિગોચર થાય છે. તેણીના ઠાઠમાઠ આડમ્બર ચાલઢાલ અને વર્તણુંક બતાવે છે કે ઉપવન અને હવેલીની માલીક તે સદાચારી બાનુ છે.

મેઢા ઉપરનું દીવાનખાનું સાધારણ અરબ ગૃહસ્થ–શહેરી અરબને છાજતી રીતે ભિન્ન ભિન્ન પ્રકારની વસ્તુઓ અને ભાંતિ ભાંતિના

આભુષણોથી અરબ સંસ્કૃતિ અનુસાર શણગારેલું છે. દીવાનખાનામાં ઝીણી ને સુંદર ખજુરની સાદડી ઉપર, કીમતી અને લાંબો પહોલો ગાલીચો બીછાવેલો છે. ગાલીચાના, ઉડીને આંખે વળગે એવા ખુશનુમા અને સુંદર ઘેરા રંગે આળેખેલા ગુલબુટા જોઇ મન પ્રસન્ન થાય છે. ત્રણે દીશાએ ભીંત સરસા રૂપાળી છીંટના ગાદલા અને ખુબસુરત ગાવ તકીયા ગોઠવેલા છે. દક્ષિણ દિશાએ દીવાલની અડોઅડ ગાલીચા ઉપર એક ખુબસુરત અને કીમતી ઇરતંબુલી કાલીન પાથરેલી છે. કળી ચુનાથી વાઇટવોશ કરેલી ઉજળી દીવાલો ઉપર, ઉપલા ભાગમાં સુંદર ગુલાબની પાખડીઓવાલી લાંબી વેળનું પટીદાર ચીત્ર આલેખવામાં આવ્યું છે. દરવાજા અને બારીઓ ઉપર રંગબેરંગી છીંટના પડદા પડેલા છે આલ-મારીઓ ને કબાટો ઉપર મનોહારી ચીની અને કાચનાં વાસણો ગોઠવેલાં છે. ત્રણચાર રંગીન હાંડી ઝુમર પણ લટકે છે. હાંડી ઝુમરની વચે મુકેલા રંગીન ગ્લાસોમાં ઝયતુનનું નિર્મળ તેલ ધ્યાન ખેંચે છે. એક ખુણામાં શુશોભિત પલંગ પાથરેલો છે પલંગ ઉપર અતલસની રજાઇ અને રંજાઇ ઉપર ઉંચા ટવીલની ચાદર બીછાવેલી છે.

આ ખુબસુરત દીવાનખાનાની સામેના ચોગાનમાં એક નાની સરખી ફુલવાડી પણ જોવામાં આવે છે. અરબની મરૂભુમિના પથરાળા પ્રદેશની આ ફુલવાડી અજાયબી ઉપજાવવા પુરતી છે. મેડા ઉપરથી ઉતરવા માટે પાછલા ભાગમાં પણ એક દાદર મુકવામાં આવ્યું છે. બગીચાનો આ ભાગ તદન સ્વચ્છ છે ત્યાં ઝાડ પથરા કે માટીના ઢગ પડ્યા નથી. અહીથી થોડા અંતરે, આગળ વધતાં એક નાનું બારણું આવે છે. અહીથી ફુલવાડીમાં દાખલ થવાય છે. ફુલવાડીમાં થોડાંક ખજુરીનાં ઝાડ, થોડાક ફુલ તરૂ, થોડાક કયારામાં શાક ભાજી અને કેટલાક ભાગમાં લીલીછમ ધરો ઉગાડવામાં આવેલી છે. આ સઘળાને ખોરાક પુરતુ પાણી સીંચવા માટે એક કુવો બાંધવામાં આવેલો છે. કુવા ઉપર પાણી કાઢવા માટે રહટ બનાવેલો છે. રહટને બે ઊંટ વારાફરતી ચલાવે છે.

બાગની વચમાં એક સાદો પણ સુંદર, કાચો, નનકડો બંગલો છે. બંગલાની દીવાલો કાચી માટીની છે. છાપરૂ ખજુરીની ડાળીઓ અને અરબી ઘાસથી છવાયેલું છે. બંગલામાં ખજુરીના વાણે વણેલા બે ત્રણ ઢંગ વગરના ખાટલા પડયા છે. ખુણામાં લાકડાનું એક કબાટ મુકેલું છે.

તેમાં જરૂરની વસ્તુઓ સાથે ચીનીના પ્યાલા, કાચના ગ્લાસ અને કપસઃ-સર અનુક્રમે ગોઠવેલા છે. મધ્યાન્હના સખત તાપમાં આ બાગ અને બંગલો દેવતાના મઠસમો પીડાકારી રહે છે, પરંતુ સવાર અને સાંજ થોડા વખત માટે લીલી, લીલોતરી અને મંદ મંદ મનગમતા પવનમાં કંઇક મજા મળે છે ખરી. રાત્રે, જો લુ ન વાયતો આ નનકડી ફુલવાડીમાં કાશમીરના સુંદર ઉપવનોની લ્હેજત આવેએ ખરી.

અત્યારે પાછલા પહોરનો સમય છે. સુર્યનો તાપ, પહાડી પ્રદેશને કારણે ઓછો થયેલો જણાતો નહોતો. પવનમાં અજબ પ્રકારની ઝાળ નીકળતી હતી. પરંતુ દીવસ ઢળ્યો હતો. અસર અને મગરેબની મધ્યનો સમય હતો એટલે સુરજનાં કીરણો અને તડકાનો તાપ, ડુંગરના શીખરે અટકાવવા માંડયો હતો. ધંધાદારી માણુસો ઘરમાંથી નીકળી હરી ફરી શકે એવો વખત હતો મરૂભુમિની ઉષ્ણુતા કેટલેક અંશે ઓછી થઇ હતી. તાપથી ત્રાહી બરો અને ઝાડોના આશરામાં પનાહ લઇ બેઠેલા મુસાફરો અને વટેમારગુઓ અસરની નિમાઝ અદા કરી મંજીલ ખાલી કરી નવી મંજીલને પંથે પડયા છે. ધધા રોજગાર અને ઉધમ સેવી માનવો જલદી જલદી પોતાનું કામ આટોપી લેવાની ચિંતામાં પડયા છે. સુંદર રળિયામણુા સમયે આ નનકડા બગીચામાં વિનોદક્રિડા કરતી એક અરબ લલના આસ્તે આસ્તે ફરી રહી છે.

તેણી ગૌર વર્ણી પણુ રતાશમયી છે. કાળી ભમર જેવી પણુ મોટી મોટી વિશાળ આંખ્યો છે. ભાલ વિશાળ, સુડા સરીખું સુશોભિત નાખ, પાતળા પણુ રાતા હોઠ, ભાળ પ્રદેશ ગોળ અને ઉઠતી જવાની, સુડોળ શરીર, રૂપ અને લાવણ્યને અનુકુળ રૂપાળો બાંધો, પાતળી ગર્દન અને કોમળ કમર, કાળી ઝેરી નાગણુ જેવા કાળા અને કેડ સુધી લટકેલા લાંબા વાળ. પોશાક તદન સાદી અને સુરૂચિયાની હતી. ખુશનુમા લીલી છીટની લાંબી ઇજાર, ચોકડીની ભાતનું રેશમી પેરણુ, માથાપર ઓઢવાની ખીમાર (ઓઢણી) વાદળી રંગની અતલસની, ખીમારના પલ્લવો ઉપર સુંદર ઘેરા રાતા રંગની ચુંદડીની હાર. કાનની લોલ વીંધેલી હતી. લોલમાં નાજુક નાજુક સોનાની વાળીઓ હતી. વાળીયોમાં એકેક મોતી પડયું હતું. પગમાં મોજા અને મોજા તળે કાળી સપાટ હતી તેણીની ચાલમાં અજબ પ્રકારની છટા હતી. મલકાની પ્રગતિને ડગલે ડગલે ગેલ કરતી

લાબા—છુટા વાળ અજબ પ્રકારે મોહઘેલા બની ગેલ કરતા—સ્વર રસીલો અને સુંદર હતો. નવયોવન સુંદર લલના બંગલાની પાસે આસ્તે આસ્તે મંદ મંદ પવનની લ્હેજત લઇ મન પ્રસન્ન કરવા પ્રયત્ન કરતી હતી. તેણીની ભોળી મુખ મુદ્રાની ફીકાશ કહેતી હતી કે સુંદર અબળા કશા ઉંડા વિચારમાં છે. અંતઃકરણમાં સાલતી કશી પીડા તેણીના હૃદયને ડંખે છે. કિશોર વય, અનુભવ રહિત આયુષ્ય અને ઉઠતી જવાની, અંતરની અદ્રસ્ય કલ્પનાઓ ઉપર કાબુ રાખવા પુરતી નહોતી, તેણી મનમાં ને મનમાં કંઇક કહેતી હોય પણ સ્વરનાદ બહાર પડતો નહી. કાળજે હાથ મુકી ઉંડો નિશ્વાસ નાંખતી. કોઇક વેળા ખજુરીના લીલા ઝાડને જોઇ રહેતી ત્યારે બીજી વેળા આકાશમાં આંખ્યો ચોટાડી ઉભી રહેતી. કોઇક વેળા અચાનક ઉભી થઇ આજુબાજુ આતુર દ્રષ્ટિપાત કરતી, કોઇના આવવાની પ્રતીક્ષા કરતી દેખાતી હતી.

નાઝનીને—સુંદર યુવતીએ બગીચાના બંગલા પાસે વિચાર વમળમાં લીન થઇને પળ માત્રજ પસાર કરી હશે કે હવેલી તરફથી કોઇના પગલાનો પડઘો સંભળાયો, યુવતીએ તે તરફ લક્ષ પુર્વક દ્રષ્ટિપાત કર્યો. અત્યારે તેણીના કમળ વદન ઉપર શાંતિ મય આલ્હાદની રેખા ઝળકી ઉતાવળે ડગલે તેણી તરફ આવનારને જોઇ મીઠુ સ્મિત હાસ્ય કર્યું ઓષ્ટમાં હાસ્ય કરતી યુવતી સામે જતાં બોલી "કેમ જાફરાન! શું છે. સઘળું કુશળજ છે ને?"

છેલ્લા શબ્દ અતિ ઘણી ઉતાવળે, પુષ્કળ ભય અને આશા વચ્ચે કહયા હતા તેનો જવાબ પણ તેટલીજ ઉતાવળે સાંભળવા યુવતી આતુર હતી. પરંતુ આ નવી સ્ત્રીએ—અ તે તેણી સ્ત્રીજ હતી. છતાં જવાબ આપતાં ગંભીરાઇ અને શાંત સ્વભાવનો ઉપયોગ કર્યો. તેણી ઉતાવળે ડગલે યુવતીની પાસે આવી ગઇ. તેણીએ ચારે દિશાએ ઘેરી તપાસ કરતો દ્રષ્ટિપાત કર્યો. અન્ય કોઇનો ભય દુર થતાં તેણીએ ધીમે સાદે, આસ્તે આસ્તે કહેવા માંડયું.

"અલ્હમ્દો લિલ્લાહ! સઘળું કુશળ છે."

જાફરાનના જવાબે, યુવતીની ઉદાસીનતા આનંદમાં ફેરવી નાંખી. તેણીના હોઠોની રતાશમાં આનંદની પ્રવૃતિએ જાણવા જોગ ફેરફાર

કર્યો. તેણીની મુખ મુદ્રા ઉપર અસાધારણ આનંદની રેખાનો ચળકાટ ચળકવા લાગ્યો. તેણી હમેશ કરતાં વધારે ખુબસુરત દેખાવા લાગી. યુવતી જાફરાનની કોટે બાઝી પડી.

જાફરાન શીધણ હતી પરંતુ હબ્શી જેવું ઢંગધડા વગરનું બેડોળ શરીર નહોતું. તેનું શરીર ગઠીલું, કાળું પણ મનગમતું હતું સ્વભાવ ચીરડાઉ કે ઉદ્વેગ ભર્યો નહોતો. હોઠ એટલા જાડા નહોતા જેને જોતાં ભય લાગે. નાક એટલું બેઠેલું નહોતું કે ભુંજાયેલા વેગણાનો ભાસ કરાવે. પરંતુ સામાન્ય શીધીઓથી પ્રતિકુળ તેણી દુબળી, સ્હેજ ઠીંગણી અને આનંદી સ્વભાવવાલી હતી. તેણીની આંખ્યો વિશાળ અને હાથ પગ સામાન્ય અબળા જાતિ જેવા કોમળ હતા. તેણી ઇચ્છાઓ અને કામ વૃત્તિઓ પાછળ દીવાની નહોતી. મોજ, મજાહ કે મસખરી, મજાકનો સ્વભાવ નહોતો યુવાવસ્તાના દેવતાએ મસ્તાની ભેંસ બનાવી નહોતી. સ્વભાવમાં મળતા પણું હતું. તેણી સદાચારી બાનુ તરીકેનું સ્વતંત્ર જીવન ગાળવા પ્રયત્ન કરતી; પરંતુ કીસમતે તેણીને પરતંત્ર બનાવી હતી સ્વતંત્ર જીવન ગાળવા તેણી અશકત હતી કુદરતે સ્વાભાવિક આઝાદીમાંથી તેણીને કશુંએ આપ્યું નહોતું. તેણી યુવતીના બાપની જરખરીદ બાંદી હતી યુવતીના સહવાસમાં વિદ્વત જીવનનો સ્પર્શ થતાં, તેણી માનવ જીવનની કદર બુઝતી હતી અને સ્વાતંત્રતાને અલ્લાહનો મોટામાં મોટો આશીર્વાદ ગણતી હતી.

જાફરાને યુવતીના પ્રશ્નનો ઉપર કહેવામાં આવ્યો તેટલો માત્રજ જવાબ દીધો. તેણી નીચી આંખ્યો, કરી પોતાના જવાબની યુવતી ઉપર થતી અસર જોવા લાગી. પરંતુ યુવતીમાં સહન શકિતજ કયાં હતી. તેણી બેચેન હતી. તેણીએ તરત બીજો સવાલ પુછ્યો.

"ભલી જાફરાન! ખુદાને ખાતર તમેજ બતાવો. તમને શું લાગે છે?"

'બાનુ!" જાફરાને દીલાસો આપતાં કહેવા માંડ્યું "તમે કેવી વાતો કરો છો. કંઇ ગંભીર ઇજા નથી. માથામાંથી લોહી વધારે નીકળી ગયું છે. એથી નિર્બળતા વધી ગઇ છે બીજું શું છે? નાહક ગભરાયા કરો છો."

"જાફરાન !" બાનુ યુવતી બોલી "મનમાં કહેતી હશો કે સલીમાને શું થઇ ગયું છે, દીવાની જેવી વાતો કરે છે. પરંતુ હાય ! હું શું કરૂં. મારો, મન ઉપર કાબુજ નથી. વલ્લાહો આલમ શું છે કે મન કાબુમાંથી નીકળી જાય છે. હા ! આ હૃદયે કશા કામ નીચે રહેવા દીધી નથી. ઝાલેમે એક લુટારાના પંજામાંથી ઉગારી ત્યારે તેથીએ વધારે અત્યાચારમાં ફસાવી મુકી છે."

"વાહ, બાનુ !" જાફરાને ઠપકો આપતાં કહેવા માંડયું "કેમ બાનુ ! ઉપકારનો આવોજ બદલો અપાય કે ? તે ગરીબે વગર કારણે ને વગર લેવે દેવે પોતાનો જીવતટીક તમારી પાછળ કુરબાન કર્યો ત્યારે તમે નાહક તેને અત્યાચારી અને ઝાલેમ બતાવો છો."

"હા, હા !" યુવતીએ કહ્યું "બેશક તે નિર્દય, નિષ્ઠુર અને ઝાલેમ છે."

"કેવી રીતે."

"દીવાની, જાફરાન !" યુવતીએ ધીમે સાદે કહેવા માંડયું "સાંભળ ! તેની રૂપાળી કાંતિએ મારા અંતરમાં ઘા કર્યો છે. તેની ભોળી ભોળી વાતો, સીધા સાદા સદાચાર, મનહર હાવભાવ, હૃદય ભેદી પોશાક, સદ-ગુણની નિષ્કામી વૃતિઓ. એ સઘળાએ મારા ઉપર સીતમ ગુજાર્યો છે. હા ! તે સઘળાએ મારૂં અંતર લુટી લીધું છે. અફસોસ ! હું શું કરૂં. ખુદાવંદ, તું–માત્ર તુંજ બેલી છે."

"બાનુ ! મન ઉપર કાબુ રાખો" ભલી જાફરાને સમજાવવા માંડયું "ખુદા જાણે તમે કેવી ભાન વગરની વાતો કરો છો. મફતની બદનામી વ્હોરશો. મન ઉપર કાબુ રાખવાની માનવ જાતિની ફરજ છે. બુદ્ધિ ઠેકાણે રાખો. તે આજારીને બીછાણે પડયો છે તેને સાજો કરવાની યુક્તિ થવી જોઇએ છે. જો આવીજ રીતે તમારી ઉપર દીવાનગી ચાલુ રહેશે તો તેનો બેલી ખુદાજ છે."

"વ્હાલી, જાફરાન ! સાચું કહે ?" યુવતીએ જાફરાનના કાનમાં કહેવા માંડયું "શું મેં એવું કંઇ કર્યું છે કે જેના પ્રતાપે માનવ શંકાનો ભોગ થઇ પડી છું. માતુશ્રી તો કશુ કહેતાં નથીને?"

"અત્યાર સુધી તો એવું કશું નથી" જાફરાને ધીમા સાદે ચલાવ્યું "પરંતુ જો તમારો ગભરાટ ને દીવાનગી આવાંજ ચાલુ રહયાં તો અત્યારે

નહી તો આજે અને આજે નહી તો કાલે, એક ન એક દીવસ વાત તો વધવાનીજ. પણ સાવધાન થઇ સાંભળો, કદાચ કોઇને જરાપણ શંકા ઉપજી તો ભારે અડચણો ને મુશ્કેલીઓ ઉભી થશે."

"ભલી બ્હેન !" યુવતીએ ગળામાં હાથ નાંખી કહેવા માંડયું "ત્યારે શું કરૂં, મને ભારે બેચેની છે તેથીજ બધી વાત ખુલ્લી કરી દીધી છે."

"અને તમે ન કહી હોત તો શું મને ખબર પડયા વિના રહેતી ખરી કે ?" જાફરાને કહેવા માંડયું "હું અને અંબર ત્યાં પહોંચ્યા પછી મેં તમને ખોળામાં લીધાં ત્યારે બેભાન અવસ્થામાં તમારા મ્હોંમાંથી નીકળ્યું હતું કે–હા, મારી ઉપર કુરબાન થનારા હું તારા ઉપર કુરબાન "

"ત્યારે તો–" યુવતીએ હોઠ કરડતાં કહેવા માંડયું "અમ્બરે પણ સાંભળ્યુ જ હશે ? ભારે બની."

"અમ્બર નીચી નજરે ઇબ્ને મુસ્લિમને જોઇ રહયો હતો" જાફરાને યુવતીનો ભયદુર કરવા માંડયો "તેણે તમારી વાત તરફ લક્ષજ આપ્યું નહોતું."

"વારૂ, ત્યારે હવે શું કરૂં ?" યુવતીએ શીઘ્રણ જાફરાનને પુછયું તમે સલાહ આપો તે પ્રમાણે ચાલવા તઇયાર છું."

"લુંડીની બુદ્ધિનુંયે કંઇ વજન. તેની વિશાદજ શી." જાફરાને કહયું "હું શું સલાહ અને અભિપ્રાય આપી શકું"

"નહી નહી !" યુવતીએ કાકલુદી કરવા માંડી "ભલી જાફરાન ! ખુદાને વાસ્તે અત્યારે આવી વાતો કરવી ઘટતી નથી. મારા આ જીવનમાં માત્ર એક તારો સહવાસ આશીર્વાદ છે. મારા મનની બધી વાત તમેજ જાણો છો તમારા તરફથીજ કોઇ પ્રકારની મદદ મેળવવાની આશા રાખી શકાય છે."

સલીમાને ધ્યાન પુર્વક જોયા પછી જાફરાને કહયું "હું કેવી મદદ આપી શકું."

"સઘળી જાતની" યુવતીએ હીમત સાથે કહેવા માંડયું "તમારી તરફથી બધીયે જાતની મદદ મળી શકે છે. હું–હું માનું છું કે તમે મારા

સાચાં બ્હેન અને વાલેસરી છો. એક ભલી બ્હેનને છાજતી મદદ આપશો અને વખત આવ્યે પોતાનો જીવ પણ મારી ઉપર કુરબાન કરી નાંખશો."

"કદાચ" જાફરાને ઉપકારના ઉદગારે કહેવા માંડયું "તમારા અંતરની ભલી લાગણીઓએ તમારી જીભ ઉપર, મારા વિષે આવા ઉદગારો બહાર પાડવાનો ઉપકારનો આભાર માનું છું અને–"

"હા. હા. બ્હેન હા." વચમાંજ યુવતીએ બોલવા માંડયું "અને શું સલાહ આપો છો."

"જુઓ, ને સાંભળો" જાફરાને દીલાસો આપવા માંડયો "આટલું ગભરાવું જોઇએ નહી. આવી અકળામણ અવ્યવહારૂ અને હાની કારક છે. મનુષ્ય મન ઉપરનો કાબુ ખોઇ બેસે એ માનવજીવનની અતિ નઠારી ઘટના છે. સામા પક્ષ વાળાનો શું વિચાર અને ઇરાદો છે તેની અત્યાર સુધી કશી ખબર નથી. તે પણ તમારી રૂપાળી કાંતિ અને સદવર્તનની તેવીજ કદર કરશે કે નહી. જે પ્રેમનાં અંકુરો તમારા હૃદયમાં ફુટયાં છે તેની કશી અસર તેના અંતઃકરણ ઉપર થઇ છે કે? આ ડગ મગ થતી દશામાં નૈતિક હદ ઓળંગવામાં ભારે ભુલ થાય છે. બનવા જોગ છે કે તે કોઇ અન્ય પુષ્પનું બુલબુલ હોય. ત્યારે નકામી બદનામી સાથે વિયોગ દુઃખ વેઠવું પડશે.

"હું જોઇ રહી છું કે તમારી જીભ વધારે ચાલવા માંડી છે." યુવતીએ બોલવા માંડયું "અહીયાં મારા હૃદયને મોહનું ખંજર જખમી કરે છે ત્યારે તમે વાએઝ કરવા વળગી પડયાં છો. હાય, જાફરાન! તમે શું જાણો કે પ્રેમ યાતના કેવી છે, તે કેવી અસર કરે છે. મન ઉપર કેવો પ્રભાવ પડે છે. મનુષ્ય, મન ઉપરનો કાબુ ગુમાવી દીવાનો બને છે. હા! મન બેચેન છે. હું નથી જાણતી કે મારો મુસ્લિમ કેવા આચાર વિચારનો મનવી છે. હું ધારૂં છું કે તે મારો આશક છે અને આશક નહી તો માશુક અવશ્ય છે. મારી બળતરાની કેફીયતે તેના મન ઉપર અસર ન નાંખી હોત, તો તે કદી પણ પોતાના જીવને જોખમમાં નાંખો નહી. તે મારા પ્રત્યે કશી ઇચ્છાએ પ્રેરાયો નહોતો. તે નિષ્કામી ને પરગજુ હતો. મારી પાસેથી મજુરી કે ઇનામ મેળવવાની તેણે કશીયે આશા રાખી નહોતી. કદી તે મને જાણતોયે નહોતો. ખુદાપાકની સાક્ષીએ માનો તે મોહનો ચમત્કારિક પ્રભાવ હતો. પ્રેમનું અજબ આકર્ષણ હતું."

"અને ઉઘાડી આંખે તે મોહજાળમાં ફસાયો કયાંથી હતો ?" સલીમા ઉપર અજાયબી ભરી બારીક નજર નાંખતાં જાફરાને પુછ્યું.

"એજ ખુબી છે." યુવતીએ આગળ ચલાવ્યું "મોહ માયાએ કર્તવ્ય કર્મ કર્યું અચાનક હું અને તે પરસ્પર......"

યુવતી શરમાઇ ગઇ. જીભ અટકી ગઇ, માથું નમી ગયું. સ્પષ્ટ જણાતું કે આ વાર્તાલાપમાં તેણી ભારે લજ્જીત થઇ છે. પાંચેક મીનીટ સુધી શરમાળ આંખો ઉંચી થઇ નહી. અચાનક કંઇ વિચાર આવતાં યુવતીએ માથું ઉઠાવી જાફરાન તરફ જોયું. પરંતુ તેણીની આંખો જાફરાન સામે થતી નહોતી. તેણીના કપાળ ઉપર પરસેવાનાં ઝીણાં ઝીણાં બિંદુએ દેખાવ દીધો હતો. આ સઘળા ચિન્હ બતાવતાં હતાં કે યુવતીનું મન અત્યારે કેવા કટોકટી ભર્યા સમયમાંથી પસાર થાય છે. યુવતીની મુખમુદ્રા ઉપરથી અંતરની વેદના અનુભવી જાફરાને દીલાસો આપવા માંડયો.

"ગભરાઓ નહીં. ખુદાની ઇચ્છા છે તો જલદીજ બધા કામ સફળ થશે અત્યારે દવા, દારૂ ને માવજતની જરૂર છે. બીમારની ચાકરી ભારે દીલસોજી સાથે થવી જોઇએ. તેને દીલાસો આપી શાંત રાખવાથીજ વ્યાધીનો વેગ ઘટી શકે છે. તેમની તકલીફ દુર થઇ શકે છે. ડાકટરને મેં ભલામણ કરી રાખી છે ખરૂં પુછો તો ડાકટર મુસ્તફા ભલા સ્વભાવનો પરગજુ માણસ છે. બીજો કોઇ હોત તો આવી રીતે દોડી દોડીને બન્ને વખત આવતો નહી. ચાલો હવે આપણે બીમારની પાસે ચાલીએ."

શરમાળ યુવતી નીચી નજરે એક શબ્દ બોલ્યા વિના હવેલીમાં દાખલ થવાના પાછલા દ્વાર તરફ ચાલી, વરંડીનો નાનો દરવાજો પસાર કરી દાદર આગળ આવતાં જાફરાન થોભી ઉભી રહી દાદરની અંદર નીચે જવાનું એક બારણું હતું, દરવાજા ઉપર તાળું વાસેલું હતું. જાફરાને તાળું ખોલી બારણું ઉઘાડયું, નીચે ભોંયરામાં ઉતરવાનું આ જુનુ દાદર હતું. જાફરાને યુવતી સાથે નીચે ઉતરવા માંડયું થોડીજ મીનીટોનું કામ હતું. બન્ને એક ભોંયરામાં ઉભાં હતાં.

ભોંયરૂ કંઈ ઝાઝું મોટું નહોતું, હવા ને ઉજાશ માટે સંખ્યાબંધ બાંકા ને રોશનદાન હતાં, સખત તાપના દીવસે અહીઆં ટાઢક રહેતી

હતી. પરંતુ સાંજ પડતી હોવાને સબબે અત્યારે અહીયાં રહેવા ગમતું નહોતું, ખજુરીના વાણે વણેલા કોચ ઉપર એક નવજવાન યુવક પડયો હતો. તે ઘાયલ હતો, બીમાર હતો. અને આસ્તે આસ્તે ઝીણા સ્વરે વેદનાની પીડાથી કલ્પાંતકારક શબ્દો કહેતો હતો. વાંચકો જાણી ગયા હશે કે પહેલા પ્રકરણમાં જોયેલો ઇબ્ને મુસ્લિમ—ઉદાર ઇબ્ને મુસ્લિમ પરોપકાર કરતાં પીડાનો ભોગ થઇ પડેલો ઇબ્ને મુસ્લિમ બીમારીના બીછાણે પડયો હતો. તેની મુખમુદ્રા કરમાયેલી હતી, નિસ્તેજ દેખાતી કાંતિ ઉંડા વિચારની સાક્ષી આપતી હતી. ઉદાસીનતા નિરાશાનો ભાસ કરાવતી હતી. વારંવાર તે આંખ્યો ઉઘાડતો અને પાછી બંધ કરી લેતો. અંતે બન્ને હાથે માથું પકડી લેતો. સાલીમે મારેલા પથરાએ માથા ઉપર ભયાનક જખમ કર્યો હતો. તેનું મગજ ભારે કમજોર હતુ.

જાફરાન સાથે યુવતી ભોંયરામાં દાખલ થઇ. અહીં આવ્યાં ત્યારે ઇબ્ને મુસ્લિમ ઓશીકે અઢેલી, માથું નમાવી અર્ધશુદ્ધિ અવસ્થામાં બેઠો હતો. નિશ્વાસ નાંખ્યો, તેનો શ્વાસ અટકી અટકીને ચાલતો હતો, રહી રહીને હા! હા! કરતો હતો, સામાન્ય રીતે તેની સ્થીતી ઉપરથી ગંભીર ઇજા કે ભયાનક દશાનાં કશાં ચિન્હ જણાંતાં નહોતાં પરંતુ આસ્તે આસ્તે નાંખવામાં આવતા નિશ્વાસ યુવતીને બેચેન કરવા પુરતા હતા. આ નિશ્વાસમાં ચોક્કસ પ્રકારની અસર હતી અને ઘવાયેલા કોઇ પણ હૃદય ઉપર તેની અસર થયા વિના રહે એ અસંભવિત હતું.

યુવતીએ આજારીની ગંભીર દશા જોઇ જાફરાનને ખેર ખબર પુછવા ઇશારો કર્યો. જાફરાન પાસે ગઇ, બન્ને હાથે માથું પકડી બેઠેલા ઇબ્ને મુસ્લિમના હાથને સ્પર્શ કર્યો, તેણીએ પુછ્યું

"સાહેબ! તબીઅત કેવી છે?"

એકજ બેઠકે બન્ને હાથે માથું પકડી બેઠેલા યુવકે તેજ અવસ્થામાં ઉત્તર દીધો 'અલ્હમ્દો લિલ્લાહ—અલા કુલ્લે હાલિને."

"જખમ કેવી હાલતમાં છે."

"રૂઝ વળતી ચાલી છે પરંતુ દરદ વધતુ જાય છે."

"ડાકટર સાહેબને કહયુ હતું?"

"હું ધારૂં છું ત્યાં સુધી તેઓ સારી દવા આપી શકશે નહી. ખુદા ધણી છે અને તેનોજ આશરો છે."

બીમારના છેલ્લા શબ્દોએ યુવતી ઉપર ભારે અસર કરી, તેણી ગભરાઇ ગઇ, જાફરાન પાસે આવી કહેવા માંડયું

"હા! કયાં દરદ છે બતાવો તો ખરા?"

પરંતુ ઘડીયાળમાં બાર વાગતા જોઇ જાફરાને કહ્યું.

"એમને તાકીદે ઉપર લઇજવા જોઈએ, ડાકટર સાહેબ આવતા હશે."

તેણીએ ઉતાવળ કરી ઇબ્ને મુસ્લીમને સાવધાન કર્યો અને સલીમાના પિતાના પુરાણા ગુલામને બોલાવી લાવી જોત જોતામાં ઇબ્ને મુસ્લિમને લઇ તે ઉપર વાળા દીવાનખાનામાં આવ્યો. બીમારને પલંગ ઉપર સુવાડયો. આંતારેક લાગણીઓના વમળમાં ગુંથાએલી યુવતી અસાવધાન હતી. તેણી ભીતે આળેખેલા ચિત્ર જેવી ઉભી હતી જાફરાને શું કર્યું અને અંબર કયારે આવી યુવકને લઇ ગયો, તેની કશીએ ખબર નહોતી. જાફરાન તેણીને ઝંઝેડી, સાવધ કરી, ધકેલતી દીવાનખાના સુધી ન લઇ જતે તો કોણ જાણે કે તેણી ચિત્ર સમાન ભોંયરામાં કયાં સુધી ઉભી રહેતી.



# પ્રકરણ ૩ જું.

## પ્રેમ જવાળા.

હુઅહિદા ફિરંગદી ભમન, અઝ નાઝ નિગાહે;
કુરબાન નિગાહે તુ શવમ, બાઝ નિગાહે!

ઇબ્ને મુસ્લિમ પલંગ ઉપર સુનો છે. યુવની અને જાફરાન પલગ પાસે પાથરેલા ગાલીચા ઉપર બેઠાં છે. ડૉ. મુસ્તુફા આઝારીની પંગાથે બેઠો છે. માથુ નમાવી બીમારનો ચ્હેરો ધ્યાનપુર્વક તપાસી રહયો છે. કેટલીયે મીનીટો સુધી એકી ટસે ઇબ્ને મુસ્લિમને જોયા પછી બીમારનો હાથ પોતાના હાથમાં લઇ પુછવા માંડયું.

"તબીયત કેમ છે?"

"અલ્હમ્દો લિલ્લાહ. તમારી કૃપાએ કરી સારો છું."

"પરંતુ તમારા ચ્હેરા ઉપર ગ્લાની વધારે દેખાય છે?"

"મારા ચ્હેરા ઉપર" ઇબ્ને મુસ્લિમે ગભરાઇ આજુબાજુ જોવા માંડયું.

"હા. તમારા ચ્હેરા ઉપર."

"ન કહી શકું કે કેમ? ગ્લાની? પણ..." એક નિશ્વાસ નાંખી ચુપકીદી અખત્યાર કરી આગળ કશુંયે બોલ્યો નહી.

"કોઇ જાતની તકલીફ હોય તો વગર સંકોચે કહેવું જોઇએ. ડાકટર-વૈધ પાસે માણસે કોઇ વાત સંતાડવી જોઇએ નહી. બરબ્બે કાબા, કોઇ ભેદની વાત હશે તો છેવટની ઘડી સુધી મારા અંતરમાં સુરક્ષીત રહેશે"

"શાન ગુમાનમાં ન હોય એવા તમારી લાગણી ભર્યા-કૃપાળુ ઉદ-ગારોને સાંભળવાની કોઇ આશાજ ન રાખે. પણ અફસોસ હું કોઇ ભેદ ભરમની વાત મારા અંતરમાં રાખતોજ નથી. હું હેરાનીમાં છું કે તમને જવાબ શુ આપું."

"અજાયબી! કોઇ અદ્રશ્ય વિચાર નથી? ત્યારે ઘા રૂઝાય છે, બીમારી ઘટી છે; છતાં આટલી ગ્લાની કેમ?"

"કેટલુય લોહી નીકળી ગયું છે. તમે કયાં નથી જાણતા. કમજોરી વધારે છે. મુસાફરીની થાક, સ્વદેશની ચીંતા ભરી યાદ, બેચેન કરી મુકે છે. ખુદા તઆલા આ પરાધીનતાનું નિવારણ કરે તો સારૂં."

છેલ્લા શબ્દો ઇબ્ને મુસ્લિમે કોઇ અજબ પ્રકારની કરૂણાએ કહયા. ડો૦ મુસ્તુફા જેવા ગંભીર અને પુખ્ત વિચારના માણસ ઉપર પણ અસર કર્યાં વિના ન રહયા. ભારે દીલગીરી સાથે આજારી પાસેથી ઉઠતાં ડૉકટર મુસ્તુફાએ કહયું.

"હું હમણાંજ આવું છું."

કશા પણ વિલંબ વિના ડાકટર બાહર નીકળ્યો. ડાકટરના જવા સાથે ઓરડામાં અખંડિત શાંતિ અને ચુપકીદીનું સામ્રાજ્ય સ્થપાયું. અંબર અત્યાર પહેલાં નીચે ઉતરી ગયો હતો. સલીમા અને જાફરાન ઓરડામાં હતાં. જાફરાન માથું નમાવી ચુપચાપ બેઠી હતી; ત્યારે સલીમા નીરાશા સાથે, આજારી તરફ એકી ટસે જોઇ રહી હતી. બીમાર પુઠ કરી પાસા વરાણીયે સુતો હતો, તેણે માથુ ઝાલી નીચી આંખ્યે ઓરડા તરફ જોયું પુઠ પાછળ બેઠેલી યુવતીને ઉદાસ દશામાં એકી ટસે પોતાની તરફ જોઇ રહેલી જાણી પાસું બદલ્યું.

ઇબ્ને મુસ્લિમે ઝીણી મલમલની પીછોડી ઓઢેલી હતી. પીછોડીમાંથી તે સઘળી વસ્તુઓ એક સરખી રીતે જોઇ રહયો હતો. પીછોડીની અંદરથીજ યુવતીની વ્યાકુળ દશા તે સમજી શકયો. નિરાશા ભરી સલીમાની પ્રેમાતુરતા જોઇ આજારીએ શ્વાસ રૂંધાયાનો ડોળ કરી મ્હોડા ઉપરથી પીછોડીનો છેડો ખસેડયો. પલંગની ઇસને અઢેલી યુવતી બેઠી હતી. સાથળ ઉપર હાથની કોણી મુકી હથેળી વડે માથુ ઝાલી એકીટસે ઇબ્ને મુસ્લિમને જોઈ રહી હતી. લાંબા કાળા વાળ પુઠ ઉપર પડયા હતા. માથાનાવાળ વિખેરાયેલા હતા. કેટલીક લટો ગોરા ગોરા ગાલ ઉપર કાળા નાગ જેવી પડી હતી, અંબોડો છુટી ગયો હતો પરંતુ વિચારોમાં ગુથાયેલી નાઝનીન–યુવતી સલીમાને વાળ બરાબર કરવા વગીકનું પણ ભાન હતું નહી.

ઇબ્ને મુસ્લિમે, પ્રેમ જવાળામાં પીડાતી સલીમાને અસાવધાન દશામાં દિગમુઢ બની પોતાના પાસે બેઠેલી જોઇ, આનંદનો એક શ્વાસ લીધો તે હરખાયો અને આનંદની અજબ લ્હેરો તેના ભાળ પ્રદેશ ઉપર પ્રગટી નીકળી. કરમાઇ ગયેલી મુખમુદ્રા ઉપર રમણીય રતાશ દેખાવ દીધો. સ્મિત હાસ્ય કરતા હોઠ હાલવા માંડયા. સલીમાની અદા ભરી બેઠક ઉપર

તે મોહી પડયો ઉઠી બેસવાનો વિચાર કર્યો ક્ષણેકનું આ કામ હતું. આંખ અથડી પડી બન્ને તરફથી નયન બાણ છુટયાં પરસ્પર કાળજાં વીધતાં પાર ઉતરી ગયાં. ઉભય ઉ ર પ્રેમ જાદુના પ્રભાવ પડયો મોહબાણના બન્ને શર્કાદો બેભાન બની એક બીજાને જોતાને જોતાજ રહી ગયા.

સલીમાના હૃદયમાં કયારની ઉત્પન્ન થયેલી લાગણીઓ દબાએલી હતી તે રહી રહીને ઉત્સાહ પ્રે-તી. પ્રેમ લાગણીઓ તેણીને બેચેન કરતી હતી. તેણી વારંવાર હઇયે હાથ ધરતી અને નિરાશાનો નિશ્વાસ નાંખતી. પરંતુ પ્રેમાળ નયન ઇબ્ને મુસ્લિમની મુખ મુદ્રા ઉપરથી ચળતાં કે ખસતાં. નહી ઇબ્ને મુસ્લિમ અચળ આસ્થા જેમ પડયો હતો. હાલતો કે ચાલતો નહોતો. પલક પણ ઝબકાવ્યા વિના એક નજરે સલીમાના છકફરના સૌંદર્ય તરફ જોઇ રહયો હતો. અચાનક આવતા મુસ્તુફાના પગલા ખખડાટ ન થયો હોત તો ખુદા જાણે કયાં સુધી આ પ્રેમાળ પ્રાણીઓ સ્તબ્ધ ને: બેશુધ્ધ અવસ્થા ચાલુ રાખતાં. મુસ્તફાને આવતો જાણી એક સાથે એક બીજાની આંખ્યોએ આંસુ સેરવી આ દિગમુઢ દશાનો અંત આણયો. સલીમાએ ચાદર ખેચી માથું ઢાંકયું. ઇબ્ને મુસ્લિમે આંસુ લુછી શાંત સ્વભાવે મુસ્તુફા સાથે વાતે વળગવાનો ડોળ કર્યો.

મુસ્તુફાએ ઇબ્ને મુસ્લિમની મુખમુદ્રા ઉપર ઉડતી નજર નાંખી કહયું "હું ન સમજ્યો કે આ કયો બનાવ હતો." બનાવનો શબ્દ સાંભળી મુસ્લિમ ગભરાયો. તેણે મીઠા સાદે ડાકટરને પુછયું.

"શું થયું—ડાકટર સાહેબ, શું થયું. શું બનાવ બન્યો. શી વાત છે. ખેર છે ને ?"

"બધુ ખૈરજ છે. હું તમારી હાલત માટે બોલું છું."

"મારી હાલત ? કેમ શું થયું ?"

"તમે ગભરાયા કેમ ? સાંભળો. કહું છું. તમારી તબીયત ને કૈફીયતમાં મને અજબ પ્રકારનો ફેર પડેલો જણાય છે."

"ડાકટર સાહેબ ! માફ કરજો હું પણ એજ જાણવા માગું છું કે તમોએ કયા પ્રકારનો તફાવત જોયો."

"હમણાં હમણા, હું અહી આવ્યો હતો ત્યારે તમારૂં હૃદય ભારે અને અંતરમાં અજાણી પીડા જોતો હતો. તમારી સ્થીતી, કાંતિ અને વાતચીત ચીંતાજનક હતી. નિરાશા ને ઉદાસીનતા છવાયેલી હતી. પરંતુ અત્યારે અણુધાર્યો અસાધારણ તફાવત જોઇ રહયો છુ. તમારી ગુમાઇ ગયેલી શુદ્ધિ કાબુમાં આવેલી અને બેભાન અવસ્થા ભાનમાં ફેરવાયેલી જોઇ રહયો છું. શાંતિ અને આરોગ્યતાનાં ચિન્હ પ્રગટી રહયાં છે. તમારી મુખમુદ્રા તનદરૂસ્તીની પુરી સાક્ષી ભરે છે." ડાકટર મુસ્તુફાએ ખુલાસો કર્યો.

"હું ધારૂં છું ત્યાં સુધી" ઇબ્ને મુસ્લિમે કહેવા માંડયું "તમારા માયાળુ દિલાસાએ બગડતી મારી સ્થીતીને ટાવી લીધી છે. તમે જાણો છો કે વહેમ બુરી બલા છે. અત્યાર અગાઉ રાત્રિને દીવસ મારૂ ધ્યાન બીમારીના ભયમાં મુંઝાઇ રહયું હતું. મારી સ્થીતી બગડેલી રહેવાનું એજ કારણ હતું. પરંતુ તમોએ આપેલી શાંત્વનાએ મારા અંતરમાં ઉપજાવેલા વિચારોએ મને તનદરૂસ્ત જેવો બતાવ્યો છે. આ વિચાર ઉત્પન્ન થતાંજ બીમારીની દશા તનદરૂસ્તીમાં ફેરવાઇ ગઇ છે."

"ગમે તે હોય" ડાકટરે આગળ ચલાવ્યું "ખુદાના લાખ લાખ શુક્ર છે. આવીજ રીતે તમારી તબીઅત ઉપર કાબુ રાખી આનંદી વિચારોમાં મન રાખશો તો બે એક દીવસમાં શકિત પણ આવી જશે."

ડાકટરની વાતો સાંભળતાં બેઅખત્યાર સલીમા અને જાફરાને "ઇન્શા અલ્લાહ ! ઇન્શા અલ્લાહ ! !" કહેવા માંડયું. ઇબ્ને મુસ્લિમે પણ તેજ શબ્દો બેવડાવ્યા. આજારી, ડાકટર અને સેવા કરનારા સઘળાઓમાં શાંતિ, સુખ અને આશા સફળ થવાનાં ચીન્હ પ્રગટી નીકળ્યાં. ડોકટર મુસ્તુફા દવાની એક નાની શીશી અને શરબતની બાટલી આપી સેવન વિધિ બતાવી. રજા લઇ ચાલતો થયો ડાકટર ગયા પછી વિધિ અનુસાર, જાફરાને શરબત તૈયાર કરી કાચના સુદર ગ્લાસમાં ભરી હાજર કર્યો. સલીમાની મદદ સાથે ઇબ્ને મુસ્લિમને બેઠો કરવાની ઇચ્છા બતાવી. બન્ને બાનુઓ ઉભી થઇ પલંગ પાસે આવી યુવતીએ કોમળ હાથ લંબાવી ઇબ્ને મુસ્લિમને હાથ પકડયો. પરંતુ

"તમારે તકલીફ લેવાનું કંઇ કારણ નથી."

કહેતો ઇબ્ને મુસ્લિમ ઇસ પકડી બેઠો થયો. જાફરાનના હાથનો ગલાસ લઇ ત્રણ ચાર વખત દુઆના આશિર્વાદ ભર્યાં કલમા પઢી ગ્લાસ ઉપર દમ કરી શરબત મોઢે લગાવી ગટ ગટ પી ગયો દવા આપ્યા પછી ગમે તે બહાને જાફરાને ત્યાંથી ખસી જવાનું યોગ્ય ધાર્યું પાસેની મેજ ઉપર લાંપ હતો તે સળગાવવાના બ્હાને તેણી લાંપ લઇ ચાલતી થઇ.

સુર્ય દેવ અસ્તાચળે જઇ પહોંચ્યા હતા પુર્વ દિશા તરફથી આકાશ ઉપર અંધકાર છવાતો આવતો હતો. મસજીદોમાંથી અલ્લાહો અકબરના નાદ સંભળાતા હતા. લેમ્પોની રોશનીથી ઓરડા ઝગમગી રહયા હતા. પશુ પક્ષિઓ રાત્રિ સુખે વિતાડવા શાંત સ્થળની શોધમાં હતા. કરીયમે શેખની ભાગોળ પર આવેલા નાનકડા દીવાનખાનામાં સુદર યુવતી સલીમા ખાતુન, આજારી ઇબ્ને મુસ્લિમની પાસે બેઠી હતી. તેણી જો કે અંતર વેદનાના ઉછાળા જાણી શકતી નહોતી છતાં પ્રેમ પાશમાં સપડાઇ દીગ્મુંઢ જેવી સ્તબ્ધ હતી. તેણી જાણતી ન્હોતી કે હું એકલી છું અથવા મારી પાસે જાફરાન પણ બેઠી છે. ઇબ્ને મુસ્લિમે સ્વાભાવિક રીતે, ચંચળ સ્વભાવને લઇ વાત કરવાની શરૂઆત હાથ ધરી ઇબ્ને મુસ્લિમે કહયું.

“નાઝનીન—મારૂં રૂવે રૂવું તમારા અથાગ ઉપકારો માટે આભાર પ્રગટ કરે છે. નિરાધાર, પરદેશી ને અજાણ્યા મુસાફર તરફ બતાવેલી કૃપાભરી લાગણીઓ જેટલી વખાણવામાં આવે એટલી ઓછીજ છે. જે સભાળ અને સારવાર પરદેશી આજારી તરફ બતાવવામાં આવી છે તેની કોઇ પણ વ્યકિત, તમારા જેવી મનમોહક નાઝનીન તરફથી આશા રાખી શકે નહી.”

સલીમાએ ઇબ્ને મુસ્લિમને જવાબ આપવાનો હતો. પરંતુ તેણીએ માથું નમાવી, મુખ મુદ્રા ઉપર પલ્લવ તાણી, પલંગને ઠેસ મારતાં સાદ પાડયો “જાફરાન! જાફરાન! જવાબ આપ?” સલીમાના આ સાદા ભોળ-પણે ઇબ્ને મુસ્લિમને દિગ્મુઢજ નહી—દીવાનો બનાવી દીધો. સ્હેજ ભાર મુકીને કહયું.

“નાઝનીન? કદાચ માફી આપો તો કહું. પ્યારી અને મારી પ્યારી નાઝનીન! તમે જરા હોશમાં આવો. જુઓ જાફરાન અહીયાં કયાં છે? તમારો કોમળ હાથ પલંગ ઉપરથી કાં ખેંચો.”

ઇબ્ને મુસ્લિમને સાંભળી સલીમાએ ભોળી ભોળી નજરે આખા ઓરડાની ઝડતી લીધી તેણીએ જોયું કે ખરેખર જાફરાન ત્યાં નથી. શરમની મારી યુવતી હેબતાઇ સરખી ગઇ. માથું નમાવી શરીર સંભાળી સાવધાન થવા માંડી. ઇબ્ને મુસ્લિમે એળે જતા સમયનો ઉપયોગ કરતાં કહ્યું.

"જુઓ! જુઓ! ભુલી નાઝનીન! સમય આશિર્વાદ સમાન છે. તેને એળે જવા દેવો જોઇતો નથી. તમારા ભોળપણવશ આ અતિ કીમતી સમયને તમે એળે જવા દો છો."

સલીમાના અંતરમાં અજબ પ્રકારનું બળ આવ્યું અજબ જેવા દબાયેલા જુસ્સાએ શરમ અને લજ્જા ઉપર કબજો કરવા માંડયો. તેણીને જવાબ આપવાની ફરજ પડવા માંડી. યુવતીએ ઢંગ વગરની શરમાળ દ્રષ્ટિ ઇબ્ને મુસ્લિમ તરફ ફેંકી. રસીલા પણ દુઃખભર્યા કરૂણ સ્વરે કહ્યું.

"મને શરમાવો નહી. હું તમારા ઉપકાર તળે દબાએલી છું. તમારા પ્રતાપેજ મારા જીવ અને આબરૂની રક્ષા થઇ છે. વખતસર તમારી નિષ્કમી મદદ ન મળી હોત તો કયારનીયે આ જગતમાંથી કુચ કરી ગઇ હોત!"

"એ તો તમારી—હાં, હા! હું આવાજ સાદા અને આવકારવગરના શબ્દોમાં વાતો કરીશ. તમારા સદાચાર ને સદવર્તનનું ચીન્હ માત્ર છે ત્યારેજ તમે આવું ધારો છો. ખરી રીતે તો મેં કશું કર્યુંજ નથી."

"તમે શું કર્યું છે? આહ! કોઇ મારા અંતરને પુછે. હું જાણું છું, અલ્લામુલ ગય્યુબ જાણે છે કે તમારૂં પોતાનું અંતઃકરણ."

"બેશક, મારૂં અંતઃકરણ જાણે છે. પરંતુ અફસોસ તે દુરદ્રષ્ટીની જાણનો અર્થજ શો? તે તો ભારે બેવફા અને જાલેમ છે. પરંતુ નહી. નાઝનીન લિલ્લાહ મીઠા દિલાસાની વાતો અભરાઇએ મુકી સ્વાભાવિક, સરળ ને સાદી વાતો કરો."

"હું જરાએ જુઠું નથી કહેતી. તમારી બહાદુરી અને નિષ્કામી વીરતાની મારા મન ઉપર થયેલી અસર જાણનાર ખુદા પાક છે. મારી લાગણી કુદરતી છે હું તેની ભારે કદર કરૂં છું. હા! હિંસક સાલીમના જંગલી જુલમાટ

તેની ગંદી વાતો, નિર્લજ શબ્દો, નિર્દય હુમલો, પથરાનો મારો, તમારી બહાદુરી, શાંતિ અને મુકાબલો—એ બધું હૃદય ઉપર કોતરાઇ ગયું છે. તમે વચ્ચે ન કુદયા હોત તો મારા જીવ ઉપર શું બનતું તે જાણનાર ખુદાપાક હતો, પણ અફસોસ !..."

"આ અફસોસને નિશ્વાસ વળી શાનો ?"

"મારા કારણે તમને દુઃખ થયું. તમારા કપાળ ઉપર સખત જખમ થયો. એટલું બધું લોહી વહયું કે સારા ભલા તમે નિર્બળ અને નિસ્તેજ થયા."

"નહી, એમાં દીલગીરી જેવું કશુંયે નથી. પુરૂષોનું એજ કર્તવ્ય કર્મ છે. લડાઇ તોફાનમાં પુરૂષોને સેંકડો જખમ વાગે છે. કુડી બંધ ઘા થાય છે તેની દીલગીરીજ શી."

"કદાચે તેમાં તમારો કશો સ્વાર્થ હોય તો અલબત તમારો વિવેક સ્વીકારી શકાય નહી. લડાઇ તોફાનોમાં તરવારોના ઘા સહન કરનારાઓનો ચોક્કસ સ્વાર્થ હોય છે. તમે જે પણ કર્યું તે નિષ્કામ, બીન સ્વાર્થ અને માત્ર લીલ્લાહી છે."

"લિલ્લાહ, બસ, બસ !....આથી વધારે સ્વાર્થ કયો હશે ? લિલ્લાહી કારણથી વધુ અગત્યનું કારણ જગતમાં કયું છે ?"

"હા, હા ! હું પણ એજ કહું છું ને તમે માત્ર લિલ્લાહી લાગણીએ મદદે ધાયા. અલ્લાહ તેનું ફળ આપશે."

"અલ્લાહ તેનું ફળ આપશે. કેમ એજ કહયું છે ?"

"હા ત્યારે બીજું શું ? એજ કહયું એ વિના બીજું શું કહું. હું કશી સેવા કરવા પાત્ર નથી. પિતાશ્રી વેપાર અર્થે ઇસ્તંબુલ ગયા છે. તેઓ હોત તો તમારી સેવાનો સારો બદલો—"

"હું મજુર નથી" વચ્ચેજ ઇબ્ને મુસ્લિમ બોલ્યો "બદલો મેળવવા માટે આ કામ મેં કર્યું નહોતુ. સાચ્ચા મુસલમાનો અલ્લાહ માટે શુદ્ધ કામ કરે છે તેનો બદલો લેવાની ઇચ્છા રાખતા નથી ખરૂં પુછો તો આવા નજીવા કામનો બદલો ખુદા પાસે માગવાની પણ મારી ઇચ્છા નથી. તેની અણહદ કૃપાઓ અને ન્યામતોમાંની એકનો પણ હકક બજાવી શકાતો નથી ત્યારે આવા નજીવા કામનો બદલો કયા મ્હોંડે માગી શકાય

નાઝનીન ! તમારો બેહદ આભારી છું ને રહીશ. કદાચ બદલાનો વિચારજ મનમાંથી કાઢી નાંખશો તો મારા ઉપર એક વધું ઉપકાર કરશો."

"મરહબા, મરહબા !" સલીમાએ આશ્ચર્ય ચકિત થતાં કહ્યું "પરંતુ ભલા પરોણા ! શું એક કેળવાયેલી બાનુએ અપકારી થવું જોઇએ. કોઇના જીવજોખમે સફળ થયેલા કામની કદર બુઝવી જોઇએ નહી?"

'નહી હું એવું કયાં કહું છું. પણ કોઈ કામ તો હોવું જોઇએ ને ?"

'તેને તેજ વાત કહેવી પડે છે" શરમાળ બાનુએ માથુ નમાવી આગળ ચલાવ્યું "કામની કૈફીયત મારા અંતઃકરણને કોઇ પુછે. એથીજ મારી ઇચ્છા હતી કે આ ઉપકારનો પ્રતિકાર પણ કંઇને કંઇ હોવોજ જોઇએ."

"પણ મુશ્કેલીની નડતર છે તે." ઇબ્ને મુસ્લિમ બોલ્યો "મારા આ અદના સત્કાર્યને દ્રવ્યના બદલા પાછળ હું વેચી શકું એમ નથી."

"બીજી કોઇ બદલાની યુકિતમાં..." શરમાળ સલીમાએ હોઠે આંગળી મુકી કહ્યું "પણ તમારા એક વધુ ઉપકારની આવશ્યકતા હોય ત્યારે ?"

"તે વળી ઉપકાર કયો ? મારી બુધ્ધિ કામ કરતી નથી."

"બેશક, બેશક ! બેખબર માનવોને કયાંથી ખબર હોય ! આહ !"

અંતરમાં ઉછાળા મારતી ઉમંગોએ યુવતીને આગળ બોલતી અટકાવી તેનું હૃદય રૂંધાઇ ગયું, જીભ અટકી ગઇ. તેણી આગળ બોલી શકી નહી. અવાચક નાઝનીન એકટસે ઇબ્ને મુસ્લિમને જોઇ રહી. પરંતુ ઓરડામાં અંધારૂં હતુ. ઇબ્ને મુસ્લિમ સલીમાની આકૃતિ જોઇ તેણીના અંતરનું અનુમાન કરી શકે તેમ નહોતું તેમજ સલીમાના સંભાષણની ઇબ્ને મુસ્લિમ ઉપર થતી અસર સલીમા જોઇ શકતી ન હતી. બન્ને મુસ્લિમ એકી સાથે દિગમુઢ બની અવાચક થતાં ઓરડામાં શાંતિમય ચુપકીદી ફેલાઇ હતી. આ શાંતિમય ચુપકીદીનો અજવાળું લઇ આવતી વ્યકિતએ ભંગ કર્યો. દાદર ઉપર થતી ખટખટ અને બારણામાંથી પડતા ઉજાશ તરફ ઉભયની આંખ્યો દોડી ગઇ. સલીમાએ પલ્લવ વડે મ્હોડું લુંછ્યું. પ્રકાશે બતાવ્યું કે ઉભયની આંખ્યો રૂદન કરતી હતી. એજ કેફીયત ઇબ્ને મુસ્લિમની પણ હતી. વારંવાર પીછોડીના પલ્લવે આંખ્યો લુંછી રહયો હતો. ચોમેર દીલગીરી, નિરાશા અને બેચેની ફેલાઇ હતી. ઉભયનાં હૃદય બેચેન હતાં. સલીમાની ભાષા અસ્પષ્ટ હતી. તેણીની, પ્રવૃતિઓ જાણી શકયો નહોતો એટલે પોતની અંતર વેદનાઓ સંતાડી રહયો હતો.

પ્રજ્વલીત લાંપ જાફરાનના હાથમાં હતો. બીજા હાથમાં નાની બાજઠ હતી. ઓરડામાં બાજઠ મુકી, બાજઠપર લાંપ ધર્યો. તેણીએ સલીમાને કહયું.

"અંબરને ઉપર મોકલો. સાહેબને નિમાજ પઢવામાં મદદ કરે."

યુવતી એકદમ ઉભી થઇ ગઇ અને ઉતાવળે ડગલે ખટખટ કરતી નીચે ઉતરી ગઇ. જાફરાને ઓરડામાં પ્રવેશ્યા પહેલા પ્રેમીઓની વાતો સાંભળી હતી. અંદર આવી બન્નેની અસાધારણ અવસ્થાનું અવલોકન કર્યું હતું. તેણી અંબરને ઇબ્ને મુસ્લિમ પાસે મુકી; પ્રેમળ જોડાની નડતરો દુર કરવાના ઉપાય માટે વિચાર કરવા લાગી. પ્રેમ કે મહોબત, કોઇ તરફથી જાહેર થઇ નહોતી; છતાં, વાર્તાલાપનું સ્વરૂં, વાતચીતની રૂઢી પ્રેમાળ લાગણીઓની અદ્રસ્ય મોહીનીથી છળાછળ ઉભરાઇ રહી હતી. આ મોહીની ઇબ્ને મુસ્લિમ અને સલીમા, ઉભયમાં, પરસ્પર સમાન પંક્તિએ હતી.



## પ્રકરણ ૪ થું.

### ભયાનક ગર્જના.

કે રફીએ દેવ સીરત, બખુદા હમી પનાહમ !
મગર આં શહાબે સાકિબ, મદદે કુનદ ખુદારા.

ઇબ્ને મુસ્લિમ અને સલીમાની બાગ્નેઆરીનાં કેટલાંક પાના પલટાવ્યા અને ઇબ્ને મુસ્લિમ તનદુરસ્ત થયા તથા ઉભય વચ્ચે પ્રેમ સંગઠને ઉપજાવેલી પ્રેમ લાગણીયોની વારંવાર થતી ભિન્ન ભિન્ન મુલાકાતો પછીથી આપણી વાર્તાનો આરંભ કરીશું.

સલીમાને ઇબ્ને મુસ્લિમ સાથે ઉદાર વર્તન રાખી પ્રેમાલાપ કરવાની ફરજ પડતી હતી. દરેક રીતની પરોણા ચાકરી અને ખાતરદારી પાછળ તેણી અંતઃકરણ પુર્વક રોકાએલી હતી. સેવા ચાકરી અને સત્કાર્યની અવધી કરી તેણીએ ઇબ્ને મુસ્લિમને ઉપકાર તળે દાબવા મંડયો હતો. ઇબ્ને મુસ્લિમને સલીમાની ચાલચલગત વાતચીત અને સદાચાર અજબ રીતે ભાવતાં હતાં. સલીમા અને તેણીની માયા મહોબત આગળ ઇબ્ને મુસ્લિમ અર્થ વગરના વસ્તુ જેવો હતો. ઇબ્ને મુસ્લિમ ભોળી સલીમા તરફ પ્રેમજ નહોતો રાખતો પરંતુ તેની દરેક અદા ઉપર કુરબાન હતો. છતાં અત્યાર સુધી તે જાણી શકયો નહોતો કે સલીમાને તેનું અંતઃકરણ કેમ ચ્હાય છે. સલીમાને તેના અંતરમાં આવું પ્રભાવશાળી સ્થાન કેમ મળ્યું છે. સલીમાની પ્રત્યેક અદા, હાવભાવ, પ્રફુલ્લિત વદન, દીલરૂબા સુરત, શરમાળ આંખો, ઉડતી જવાની, ઉધરતું જોબન, સૌંદર્યની સરળતા, નિર્મળ કાંતિએ સઘળુ માત્ર પ્રેમજ નહી પણ ઇશ્કનો અગ્નિ ઇબ્ને મુસ્લિમના હૃદયમાં સળગાવી શકતાં હતાં. છતાં તેના સદાચારી વર્તન અને ધર્મ પરાયણ વિચારો, ઇશ્કનો કનિષ્ટ ભાસ, એક મુસ્લિમ યુવતિ સબંધી એક ક્ષણ માટે આવતાં તેનું હૃદય કંપતું હતું. એજ સ્થિતિ સલીમાની હતી. સીમાનું ઉલંઘન કરતી સલીમાની સ્નેહ સરિતાનું ખરૂં સ્વરૂપ જાણવા કે અંતઃકરણની લાગણીઓનો ખરો અભિપ્રાય સમજવા તેણી પણ અશકત હતી છતાં પણ સલીમાની અંતર ઇચ્છાઓ અબળા વર્ગના હૃદયને કારણે કોઇક વેળા એવા સ્વરૂપમાં

પ્રગટ થતી જેમાંથી ઇશ્ક કે મોહિનીની ગંધ આવતી હતી. છેલ્લા દીવસો દરમીયાન બદલો આપવાના ઉદગારોમાં તેણે મોહિનીનું કંઇક રડતું દ્રશ્ય કરાવ્યું હતું. ગમે તે હોય છતાં પ્રેમ જંજાળમાં ફસાયેલાં આ બંને જીવો અંતરની એક સરખી લાગણીએ એક બીજાને પ્રેમ કરવા પરવશ અને લાચાર હતાં અંતર વેદનાઓનો મોહ કે ઇશ્ક કહેતાં તેમને લાંછન લાગતી હતી–તેમને આવા વિચારનો હજુ સુધી ભાસ સરખો પણ થયો નહોતો છતાં શુદ્ધ પ્રેમ, સદાચારી વર્તન અનેવિવેકી આચરણોની ઉદારતા; સભ્ય શહેરી પણાની સીમા ઓળંગતાં હતાં ખરાં.

સલીમાની પરોણાગત અને વિવેક પ્રીયતાએ ઇબ્ને મુસ્લિમની દરેક પ્રકારની ખાતરદારી કરવાની ફરજ પાડી હતી એટલુંજ નહી પણ તે વિવેક ભર્યાં આચરણે તેના સ્વભાવમાં અગત્યનું સ્થાન રોકયું હતું.

દરરોજ ભાત ભાતનાં પકવાનો જમાડી અવનવી મીઠી મીઠી વાતો કરી ઇબ્ને મુસ્લિમને ખુશ ખુશાલ રાખવા પ્રયત્ન કરતી. બેખુદીની આ દશા એટલી વધી ગઇ હતી કે ઇબ્ને મુસ્લિમની કશી શરમ, મરજાદ કે પરદો રાખતી નહોતી. સ્થાતી એટલી હદે જઇ પહોંચી હતી કે એક પળ માટે પણ ઇબ્ને મુસ્લિમ આંખ આગળથી દુર થતાં તેણી આકુળ ,વ્યાકુળ થઇ જતી. ઇબ્ને મુસ્લિમ આંખથી ઓઝલ થાય એ તેણી સહન કરી શકતી નહી. તેણીની માતા આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગઇ હતી, આખા ઘરની તેણી એકલીજ સ્વતંત્ર માલીક હતી. તેણીને ગમતા વર્તનની વચ્ચે પડનાર કોઇ હતું નહી. આ ઘરની સર્વથી વધુ ગંભીર અને વૃદ્ધ બાનુ દખલગીરી કરી શકે એમ હતું. ખરૂં છતાં તેણી સલીમાનું માન જાળવી દરગુજર કરતી હતી. તેણી સલીમાની દરેક ઇચ્છાની તરફેણમાં હતી. સલીમા અને તેણી વચ્ચે થતા સંભાષણ ઉપરથી, અંતે જણાઇ આવ્યું કે તેણી એક ગુરજસ્તાની કનીઝ હતી. સલીમાના પિતાએ પહેલી સ્રીના મરણ પછી તેણીને આઝાદ કરી નીકાહ કર્યા હતા. આ આધારે તેણી ઘરધણીયાણી અને સર્વમાં પ્રૌઢા હતી છતાં પણ ખરી રીતે ઘરની માલીક સલીમા હોવાથી તેણી પણ સલીમા સાથે ઉદાર વર્તન રાખવા લાચાર હતી.

એક અને બે કરતાં વીસ બાવીસ દીવસ વીતી ગયા, સલીમા અને ઇબ્ને મુસ્લિમની મહોબતે આસ્તે આસ્તે હદ વટાવવા માંડી હતી. પર-

સ્પર મસખરી મજાક થવા માંડી હતી. મફરાનની લાંબી જીભે આસ્તે આસ્તે ઉભયને ઇશારા ઇશારામાંજ આંતરિક લાગણીઓ અને ઇચ્છાઓની અસર અને પરિણામની કાંઇક માહીતી આપી હતી. પ્રેમ મદીરામાં મસ્ત બનેલા આ પ્રેમાળ જોડાના હૃદયમાંથી ઉઠતી અદભુત લાગણીઓ અને ઉભયને બેચેન કરતા નિરાશાભર્યાં નિશ્વાસનું ઝાંખુ દ્રશ્ય જાફરાને ઉભયને દેખાડયું હતું. કિશોર વયના મિત્રો, વતન, સ્વદેશ, ઘરબારની પાયમાલી અને પોતાની નિરાધાર અવસ્થાની દુઃખભરી યાદથી વ્યાકુળ રહેતું ઇબ્ને મુસ્લિમનું હૃદય કંઇક શાંત અને આનંદી થતું ચાલ્યું હતું. સાધારણ અને સ્વાભાવીક જુસ્સા તરીકે અત્યાર સુધી ધારવામાં આવતી અંતઃકરણની લાગણીઓ ઉપર વિચાર કરતાં ઇબ્ને મુસ્લીમ મન સાથે વાતો કરવા લાગ્યો. તે મન સાથે બબડયો.

"વાત શું છે ! મારૂં મન આટલું બધું કેમ બેકાબુ છે. આટલી બેચેની કેમ રહે છે ? ગુમાઇ ગયેલી વસ્તુ જેવો કેમ બન્યો છુ ? ઘરમાં કોણ છે. મારૂં કાળજું કોણ કરડી રહયુ છે. માતપિતા તો બાળાવસ્થામાંજ યતીમીનો ખીતાબ આપી વિદા થયાં છે. એક મામા માત્રજ હતા; તેઓ પણ સમુદ્રને તળીયે જઇ વસ્યા. તેમના અવસાન સાથેજ મારી સઘળી આશાઓ અને ઇચ્છાઓ પણ દફનાઇ ગઇ."

"હા ! અફસોસ ! કાળ, ઓ નિર્દય કાળ ! તને કયાં દયા આવે છે. નથી; આ જગતમાં મારૂ એવું કોઇ સ્નેહીયે નથી, જેવું સ્મરણ અંતરમાં ઉત્પાતની લાગણીઓ ઉશકેરે. નહી, નહી ! કશુંયે નથી. નથી અને તદનજ નથી. હરગીઝ નથી. હું માનવાનોયે નથી. બેશક બેશક મારી મોટામાં મોટી ભુલ છે. અત્યારની બેચેનીનો સંબંધ સ્વદેશ સ્મરણ સાથે હોયજ નહી. અહા ! હૃદયમાં ધબકારા ચાલુ થયા. કાળજા ઉપર હાથ મુકી તેણે આગળ ચલાવ્યું "ઓહ ? અસાધારણ ઉછાળા મારે છે. અરે, આશું ? એમાં તો મીઠી મીઠી. વેદના થતી જણાય છે. અરે ! આ સામે કોણ ઉભુ છે" આજુ બાજુ આંખ્યો ફેરવ્યા પછી બબડાટ આગળ ચલાવ્યો "નહી, નહી. કોઇ નથી. મારૂં રહૃદય મને છળે છે. બસ બસ મેં જાણી લીધું બસ એજ છે. મારી ખાત્રી થઇ. બસ એજ છે. આ સઘળું તેજ પરી પયકર, મોહીની મુર્તી, સૌંદર્યની પટરાણી, મહા ભકતોને છળનારી

સલીમાનાં, તેજોમય પરાક્રમ છે. તેણી તરફનો મારો પ્રેમ, શુદ્ધ અને નિષ્કામ નથી. તે પ્રેમના પડદા પાછળ રહદયનાં કાળા કર્મોનો ડુંગર છુપાયેલો છે. અત્યાર સુધી મને છળવામાં આવ્યો છે. હા. અત્યાર સુધી આ પ્રેમને હું પવિત્ર, નિષ્કામી, નિખાલસ અને શુદ્ધ ગણુતો હતો તે પ્રેમ, હા! તે પ્રેમ! પાતકી, પ્રપંચી. કામી અને પિશાચી હતો." બન્ને હાથે માથું ઝાલી ઇબ્ને મુસ્લિમ ગાંડપણની ઘેલછાયે શાંત થઇ બેસી ગયો. થોડીક પળો આ મૌન દશા ચાલુ રહી. મન સાથે તે ફરી બબડયો.

"હા, હા! ભારેમાં ભારે ભુલ હતી, ભ્રાંતિ હતી અને કપટ નીતિ હતી. હું પાપી છું, ખુદાનો અપરાધી છું, ધર્મનો આરોપી છું. પણ–પણ વ્હાલી સલીમા, પ્રાણથી વ્હાલી સલીમા, પુષ્કળ વહાલી સલીમા તારી પણ અરે નહી કેવળ માત્ર તારીજ—પરંતુ કરૂયે શું? હાય, તને આવું રૂપાળું સૌંદર્ય મલ્યું હતું તો મીઠી મીઠી સુનાપા, મન મોહક અદા, ચીતહરણ ચાતુર્ય, હાય, ભોળીને ભલી મુખમુદ્રા, બુટા જેવું કદ લાંબી નાગણ જેવી કાકુલો, ગુલાબની પાંખડી સમ સુંદર વદન, મૃગલોચન જેવી વિશાળ આંખ્યો, તેમાં ભરેલું જાદુ, નાજુક કમર અને હસ્તી કળી જેવું મુખ મંડળ એ સઘળુ આફત માત્રજ છે. ને હુ ભારે ભ્રમમાં પડયો હતો. અત્યાર સુધી આ ભુલનો ભોગ થઇ કીમતી સમયનો અણુ ઘટતો ગેર ઉપયોગ કર્યો. હાય હું વખતની કીમત આંકી શકયો નહી. સલુણી આ સઘળું તારૂંજ પરાક્રમ છે, અંતરયાતનાનુ કારણ સમજ્યો. પણ પણ–હાય તેનો ઇલાજ? અરે! શું ઉપાય? જાફરાનને કહું? તેણીની વાતોમાં લાગણીની માત્રા છે. પરંતુ પ્યારી સલીમા એમાં તારી બદનામી છે. પરંતુ તારી સામે મ્હોડું શીવાઇ જાય છે, જીભે તાળું મરાય છે, તે તારા રૂપ ગુણનો પ્રભાવ છે. હા! હા! સૌંદર્યનો પ્રભાવ હે સૌંદર્ય! તારી પણ અજબ બલિહારી છે. હાય! હું તો કયાંનોયે ન રહયો! સલીમા! ઓ સલીમા! વ્હાલી અતિથ્ય સુધાકર સલીમા??"

છેલ્લો શબ્દ ઇબ્ને મુસ્લિમે ભારે ઘાંટો પાડી કહયો. છેલ્લા શબ્દની ભારે ગર્જનાથી ઇબ્ને મુસ્લિમ પોતે પણ ચમકી ગયો. સારે નસીબે ત્યાં કોઇ હતું નહી. એ પણ સદભાગ્યજ; નહી તો ભારે નામોશી અને બદનામી થતી. છતાંયે આ અણુધારી ઘેલછા ઉપર ઇબ્ને મુસ્લિમને પણ

કંઇક હસવું આવ્યું અને કંઇક લજ્જા તેણે લાહોલવલા કોવતાઃ કહી માથું નમાવા માંડયું હતું તે પાછળથી કોઇના પગનો અવાજ સંભળાયો. વાતની વાતમાં સલીમા સામે આવી ઉભી થઇ ગઇ. તેણીએ કશાયે સંકોચ વિના કહેવા માંડયું.

"વ્હાલા, તારણહાર અતિથી! શું આજ્ઞા છે? મને કેમ બોલાવી?"

આ સવાલનો ઇબ્ને મુસ્લિમ પાસે કશોય જવાબ નહોતો. સવાલ એટલી ઝડપે અને એવી સ્થિતિયે થયો હતો કે તેનું મગજ ભિન્ન ભિન્ન વિચારોથી ભ્રમી ભુત બનેલું હતું. વિચાર વમળે તેના અંતરમાં ઉપજાવેલી અજબ પ્રકારની લાગણીઓએ તેને ગાંડોતુર બનાવ્યો હતો. ઇબ્ને મુસ્લિમ સલીમાના પ્રશ્નનો ઉત્તર આપવાનું વિસરી; તેણીની મનોહર કાંતિને એકીટસે જોઇ રહયો. તેના હોઠ હાલવા લાગ્યા અને હલકો સાદ સંભળાયો.

"હંય! હંય!! કેવો બેહુદો વિચાર."

ઘણી વાર સુધી નવા બની વાત જોતી સલીમા ઉભી રહી. કશો પણ જવાબ મલ્યો નહી. અંતે સુંદરી સલીમાએ વિસ્મિત શાંતિનો ભંગ કરતાં કહયું.

"વ્હાલા પરોણા! કેમ, શું છે? બોલતા કેમ નથી? તમે સલીમાને કેમ બોલાવી છે. જુઓ અહી કોઇ નથી. સમયનો સદોપયોગ કરો. કહેવું હોય તે કહી નાંખો?"

"મેં, મેં! કેમ?"

"વ્હાલા!" આતુર સલીમાએ બોલવા માંડયું આ શું છે. લિલ્લાહ હોશમાં આવો. સાવધાન થાઓ. હાય! કેવી વાતો કરો છો. આહ! જુઓ. સલીમાનું અધીર રહૃદય તેણીને બદનામ કરવાની અણીએ છે. આરંભ કાળની અસાવધાનીમાં થયેલા ઇશારા પછી અત્યાર છુપાયેલો અદ્રશ્ય ભેદ બેઢંગા અને અપ્રાસગિક પ્રસંગે પ્રગટ થવાની અણીયે છે. મારા માથાના સમ, બોલો, તાકીદે બોલો?"

'સલીમા!" ભર ઉંઘમાંથી ઝપકી પડેલા ઘેની જેવો ઇબ્ને મુસ્લિમ બોલ્યો "નાઝનીન! દયાળુ ખાતુન! સલીમા, તમ છો? માફ કરજો મેં તમને જોયાં નહોતાં."

"ન જોવાનો શો અર્થ ?" સલીમાએ વિસ્મય થતાં કહેવા માંડયું. તમે પોતે સલીમા, સલીમા! કહી બોલાવી. અહીયા આવ્યા પછી લાગટ પુછી રહી છું આટલું છતાંયે કહો છો કે મેં તને નથી જોઇ. શું આ વાત માની લેવાય ખરી ?"

"નહી, નહી !" ઇબ્ને મુસ્લિમે તેજ જવાબ આપવા માંડયાં "સાચું કહું છું. મેં તમને નહોતાં જોયાં અલ્લાહના સમ; મને જરાએ ખબર નહોતી કે તમે અહીયાં છો. હું એક જુદાજ વિચારમાં નિમગ્ન હતો એટલે મને એમ લાગ્યું કે તમારો સાદ મારા કાનમાં આવે છે એ માત્ર મારો ભ્રમજ છે."

સલીમાએ ધ્યાન પુર્વક ઇબ્ને મુસ્લિમની અવસ્થાનું અવલોકન કરતાં કહયું "મારૂં ધ્યાન, શું તમને મારૂં પણ ધ્યાન ન આવ્યુ."

ગભરાટમાં ઇબ્ને મુસ્લિમે કહેવા માંડયું " જો ખરૂં પુછો તો મારી કસુર મારે કબુલ કરવીજ જોઇએ. પરંતુ કદાચ તમે નાખુશ થાઓ તો હું કહીશ કે તમારા ઉપકારોની ધુનમાં મગ્ન થતાં તમારૂં નામ લેવાઇ ગયું. તમારી પરોણાગત ભુલાય તેવી નથી. તે હું ભુલી શકુંયે નહી. કદાચ સ્વદેશ પહોંચી શકયો તો મારા વતનમાં પહોંચ્યા પછી પણ આભાર સાથે તમારૂ વર્ણન કરીશ. તમારા જેવી નેક દીલ સદાચારી અને ભલી બાનુંની યાદ લાવી મારૂં મન પ્રસન્ન કરીશ."

"હેં !" સલીમાએ આતુર થઇ પુછવા માંડયું "શું તમે ચાલ્યા જશો? ઇબ્ને મુસ્લિમ આ તમે શું કહો છો. સલીમા ઉપર આવો સીતમ ગુજારવાનું તમને પસંદ પડશે. હાય ! ત્યારે હું કોના...." તેણીની જીભ અટકી ગઇ. આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. દયામણી, કરૂણદ્રષ્ટિ ઇબ્ને મુસ્લીમ ઉપર નાંખી; નેત્રાદ્વારાજ દયાયાચના કરવા માંડી.

"સલીમા !" ઇબ્ને મુસ્લિમે કહેવા માંડયું "સલીમા ! મારી ગમ જુઓ. વારૂ કહો શું કહેવા માગો છો ? જુઓ જે વખત આવવાની પ્રતીક્ષા હતી તે વખત આવી પહોંચ્યો છે."

"હા ! શું તમને કંઇ દુઃખ થયું." સલીમાએ આતુરતા પુર્વક પુછવા માંડયું "કશી તકલીફ પહોંચી તમારી મરજી વીરૂદ્ધ કશુંયે કામ મેં કર્યું હોય એવું જાણતી નથી. ખતા થઇ હોય તો જણાવી એને ? હા !

હું આ નહોતી જાણતી." બન્ને હાથ વડે તેણીએ મ્હોંડું છુપાવી નીસાસા નાખવા માંડયા.

"સલીમા! શું કરો છો." ઇબ્ને મુસ્લિમે વાત ઉકેલવા માંડી 'તમારૂં ધ્યાન કયાં છે. પહેલાં મારી વાત સાંભળી લ્યો."

"નહી હું નથી સાંભળું" સલીમા બોલી "આવી વાતો સાંભળવાનું મારામાં સામર્થ્ય નથી.

"લિલ્લાહ, ગભરાઓ નહી" ઇબ્ને મુસ્લિમે આશ્વાસન આપવા માંડયું 'તમારી મરજીની સામે થઇ હું કશુંયે કરવાનો નથી. મારા કહેવાની મતલબ તમે સમજ્યાંજ નહી.

'હાય ! મારૂં માથું ભમે છે."

ઇબ્ને મુસ્લિમે ઉભો થતાં કહ્યું "ચાલો, બગીચામાં જઇએ. ખુલ્લી હવામાં મનનો ઉદ્વેગ ઘટશે. શાંતિ વળશે અને એકાંતમાં વાતો પણ કરશું.

ઇબ્ને મુસ્લિમ અને સલીમા દીવાનખાનામાંથી નીકળી, દાદર અને ચોગાન વટાવી બગીચામાં દાખલ થયાં. સંધ્યા નજીક હતી. સુર્યનો તાપ સમી ગયો હતો. સુરજનાં મંદ મંદ કીરણો લીલાં લીલાં પાંદડાંમાંથી ચમકી ચળકી અજબ પ્રકારનું મનહર દ્રશ્ય દેખાડતાં હતાં પવનનો વેગ મનહરને મંદ હતો. પવન ટાઢો નહોતો છતાં પણ આનંદ આપવા પુરતો હતો. હવાના સ્પર્શે ખજુરીનાં નાજુક ડાળાં લચકાઇ લચકાઇ ઢળી પડતાં હતાં, સુંદરવાળના વિખરાયેલા અંબોડા પેરે લીલી લીલી ઘાસની પવન વેગે થતી હાલ હવાલી, નવા તરૂ અને કયારામાં ભરેલા પાણીની લ્હેરો મનને આનંદ આપતી હતી. ઘેલછાના વિચારે ગુંગળાઇ રહેલું મન આ આનંદી દ્રશ્ય જોઇ આનંદ પામ્યા વિના રહે તેમ નહોતું.

સલીમા અને ઇબ્ને મુસ્લિમ, એક બીજાના ભિન્ન વિચારોએ ભ્રમીત થયેલાં, ફરતાં ફરતાં ખજુરીની જાળ પાસે જઇ પહોચ્યાં. જાળ પાછળ દીવાલ હતી. અહી બગીચાની સીમા આવતી હતી. વરંડીના પાછલા ભાગની પાછળ ડુંગરી હતી. ડુંગરી અને બગીચાની વચ્ચે ખીણ હતી.

સામાન્ય અરબ દેશની ડુંગરીઓમાંની તે પણ એક હતી. લીલોતરી કે ઘાસ પાલાનું નીશાન વટીક નહોતું. ઘાસ વિનાની ડુંગરી બળત્રામાં બળતા માનવીના હ્રદય જેવી બળી રહી હતી. પરંતુ બગીચાના પાડોશની અસરે તેની ભયાનકતા ઉપર શાંતિનો પડદો નાંખ્યો હતો. ખજુરીની જાળ પાસે પહોંચતાં ઇબ્ને મુસ્લિમે પાછળ ફરીને જોયું. સલીમાના વિખરાયેલા કૃષ્ણ કેશ સુંદર વદન ઉપર આડા અવળા પડયા હતા. કાળા વાળો ની વચ્ચે ઝળકાટ મારતું તેજસ્વી સ્વરૂપ અજબ અકર્શણકારી હતું. સલીમા વિચારોમાં મગ્ન હતી. વાળ સીધા કરવાનો સમય પણ તેણી બચાવી શકી નહોતી. તેણીની ભોળ પણ ભરી મુખ મુદ્રા ઉપર અજબ પ્રકારનું જોબન પ્રગટી રહયું હતું. આ રમણીય દ્રસ્ય જોઇ બે અખત્યાર થઇ ઇબ્ને મુસ્લિ બોલ્યો "હાય ! કેવી ભોળી, ભલીને લાવણ્ય મયી સુંદરી." ઇબ્ને મુસ્લિમના શબ્દો સાંભળી સલીમા ઝબકી પડી શરમાઇ જરા પાછળ થઇ ગઇ. પરંતુ ઇબ્ને મુસ્લિમે તેણીને સંબોધી કહેવા માંડયું.

"સલીમા ! પાછળ કેમ ખસો છો. શું તમે સમયની કદર નથી બુઝતાં. હમણાંજ તો તમે મને સમજાવતાં હતા."

"પરંતુ આ વખત છે?"

"હા. અલબત આજ વખત છે." ઇબ્ને મુસ્લિમે અંતરની છુપી કહેવા માંડી "અહીંયા શું છે. સાંભળો ! તમને માઠું ન લાગે તો અત્યારે હું એક છુપા મર્મની વાત તમને કહેવા માગું છુ. કશા નઠારા વીચારો મારા મનમાં નથી. કોઇ જાતનો બેહુદો વિચાર આવવા દઇશ નહી. જો પરવાનગી આપો તો થોડા શબ્દો કહું. તમારી ઉદારતાએ આટલું કહેવા મને તેશકેર્યો છે. સાચું પુછો તો માત્ર આ હેતુ એજ હું અહીંયાં આવ્યો છું."

"મારા ધારવા પ્રમાણે આથી વધારે કશુંયે નથી." સલીમાએ ખુલ્લા મને સ્વીકાર કરવા માંડયો. "ખરી રીતે તો વધારે કશુંયે કહેવાની જરૂર જ નથી. તમારા આ ઇશારાથી તે વાત શું મારી બુદ્ધિમાં નથી આવી શકતી ? જો સાચુ જ પુછો તો હું કે તમે એથી અજાણ્યા છીએ? તમારા છેલ્લા શબ્દો મને ખુબ યાદ છે. મને ખાત્રી છે કે મારી કીસમતનો

તમેજ ફેસલો કરનારા છો. અફસોસ ! મારી અંતર યાતનાઓનું તમને વાસ્તવિક જ્ઞાન નથી મારા અંતઃકરણમાં ઉછળી રહેલા વિચારોનો પણ તમને ભાસ થયેલો જણાતો નથી.”

“નહી, સલીમા ! તમે ભુલો છો.” ઇબ્ને મુસ્લિમે કહ્યું “હું કહીશ કે મારા કહેવાની મતલબ તમે તદનજ નથી સમજી શકયાં. અફસોસ ! અણ સમજુ પણામાં આ કીમતી વખત એળે ગુમાવવામાં આવે છે. વખત ન ખોતાં હું જે કહેવા માગું છું તે ધ્યાન પુર્વક સાંભળો.”

“પરંતુ અહીયાં જાફરાન પણ નથી. તમારી વાત હું કેવી રીતે સાંભળું.”

“ત્યારે ઓરડામાં તમે કેમ અડ કીધી હતી.”

“મારા તે આચરણ ઉપર ઠપકો આપવાનો તમને હકક છે. બલ્કે તિરસ્કાર પણ બતાવી શકો છો પરંતુ અફસોસ! ત્યારની મારી મનોદશાની તમને જરાએ ખબર નથી. ખબર હોય તો આવી વાત કહો નહી.” સલીમાએ લજ્જીત થતાં ધીમા સાદે જરા રહીને આગળ ચલાવ્યું “અત્યારે મને પોતાને પણ મારી દશા ઉપર અફસોસ અને ક્રોધ ચઢે છે પરંતુ તે એક ભુલ હતી. મારા મનની નિર્બળતા માત્રજ નહી પણ મારા સ્વચ્છ અંતઃકરણે આવી ભુલ કરવા દીધી હતી. મારૂં મન શુદ્ધ ન હોય તો એવો વિચારજ કયાંથી સુઝે? ખુદાવંદ ! મને માફ કરજે; એક અજાણ્યા–નામેહરમ પુરૂષ સાથે ઉદાર બની વગર સકોચે વાર્તાલાપ કરી તારી અપરાધી થઇ છું. ઇબ્ને મુસ્લિમ ! સાંભળો, હવે હું તમારી સાથે વાર્તાલાપ કરવા પાત્ર નથી. રહી. આ સ્થિતિમાં મારી અહીની હાજરી સારી વાત ન કહેવાય. મને અહીંથી ચાલ્યા જવાની તમારે પરવાનગી આપવી જોઇએ છે. તમે કહેશો ત્યારે રવાનગીની બધી ગોઠવણો અંબર કરી આપશે. પરંતુ તમારી રવાનગીમાં હું કશી દખલગીરી કરવાની નથી. તમને કંઇ માઠું લાગ્યું હોય તો માફ કરજો ”

યુવતીએ મોંઢું ફેરવી, ચાલ્યા જવાની આતુરતા બતાવી. પરંતુ પગે ચાલવા દીધી નહી એટલે જમીન ઉપર બેસી ગઇ.

“વગર કારણે તમને માઠું લાગેલું જાણી ભારે આશ્ચર્ય ને દુઃખ થાય છે” ઇબ્ને મુસ્લિમે ગદગદ કંઠે કહેવા માંડયુ “તમારા જેવી નાઝનીન

બાનુંને મારા કારણે દુઃખ થયેલું જોઇ ખરેખર મારે લજ્જા સાથે અફ્-સોસ કરવો જોઇએ સુંદર બાનું મને માફ કરો. મ્હેં કદીએ અનિષ્ઠ દ્રષ્ટીયે તમને જોયાં નથી. ખુદા જાણે છે, તમારી તરફનો પાક, પવિત્ર અને શુદ્ધ પ્રેમ મારા હૃદયમાં વાસ કરે છે.''

સલીમાએ ઇબ્ને મુસ્લિમ તરફ જોઇ કહ્યું.

"શું મારી તરફ તમારો પ્રેમ છે ?" અત્યારે તેણીના લલાટ ઉપર હલકી હલકી આનંદની રેખા પ્રગટેલી જણાતી હતી.

"હા, હા ! મારા હૃદયમાં તમારો શુધ્ધ પ્રેમ વાસ કરે છે' ઇબ્ને મુસ્લિમે મજબુત મન કરી કહેવા માંડયું. "આવૃક્ષોનાં લીલા પાત્રો પ્રત્યે કોઇને શંકા નથી આવતી તેજ પ્રમાણે મારા અંતરમાં વાસ કરતા તમારા શુદ્ધ પ્રેમ માટે પણ શંકાને સ્થાન નથી."

સલીમાએ સ્હેજ વિચાર કર્યા પછી કહ્યું "કદાચ મારા કાન છળાતા ન હોય, ને ભ્રમ ન થતો હોય અને મેં સાંભળ્યું છે એ સઘળું સાચુંજ હોય તો તમારે મને ઉદવેગની વેદનામાં નાંખવી જોઇતી નથી."

"હું તમને વેદનામાં નાંખું. એ બનેજ કેમ ?"

"તમે સ્વદેશ જવા અને મિત્રોને મળવા તઇયાર છો. બે ભિન્ન સ્વભાવના પદાર્થો એકત્ર થઇ શકતા નથી."

"મને પરવાનગી મળે તો ઘણા ટુંકા અને જુજ શબ્દોમાં તમને ખાત્રી આપું અને સમજાવું કે મારી દશા કેવી છે."

"બીસ્મીલ્લાહ"

ઇબ્ને મુસ્લિમે સાવધાન થઇ, પરવાનગી મળતાં કહેવા માંડયું "ખરૂં પુછો તો અત્યાર સુધી અંતરમાં ઉત્પન્ન થયેલી વેદનાનું મને ભાન નહોતું. થયું. હું નહોતો સમજ્યો કે મારી આ દશા કેમ થઇ છે. પ્રથમ દીવસથી નિશ્ચિંત અને બેભાન અવસ્થા અખત્યાર કરી તમને જોતો રહયો છું. કોઇ કોઇ વેળા નહી કહેવાના શબ્દો કહી દેવાની અયોગ્ય છુંટ પણ મેળવતો આવ્યો છું. અલબત મારૂં આ આચરણ અણઘટતું હતું. પરંતુ અત્યાર સુધી હું નહોતો સમજ્યો કે તે પરાધીન મતિ અને કાબુ વિનાના સંબંધનું કારણ શું છે. અચાનક તમારો વિચાર આવ્યો અને આસ્તે આસ્તે ઉંડાણમાં ઉતરી લાંબો વિચાર કરતાં પ્રતીત થવા માંડયું કે તમારા સુંદર સ્વરૂપની

લોહ ચુંબક શકિતએ મારા અંતરને ભુલ ભુલામણીમાં ફસાવી મુકયું છે. અતિ ઉચ્છરંગ અને કાબુ વગરની સ્થીતી દરમીયાન મેં તમારૂં નામ લીધું હતું વિચાર વમળમાં એટલો બેભાન હતો કે કોઇએ સાંભળી લેવાની પણ દરકાર રાખી શકયો નહી ખુદા જાણે છે કે તમારા આવ્યા પછી અને મારી સામે ઉભા રહેવા છતાં ઘણીવાર સુધી હું એમજ સમજ્યો કે તમારી મગજમાં જામેલી છબી મારી આંખો આગળ ઉભી છે. કારણ તમારાજ ધ્યાનમાં બેસી વારંવાર ને વખતો વખત હું મનમાં ને મનમાં વાતો કરતો રહું છું તેમાં મને ભારે ગમ્મત પડી આનંદ આવે છે. આટલું છતાં પણ તમારી સામે કશું કહેવાની હીમત પડતી નહોતી. અત્યારે પણ તમે વાતનું અનુકુળ સ્વરૂપ ન આળેખ્યું હોત તો હું છાનો માનો પડયોજ રહેતો. સાચું પુછો તો હવે મન ઉપર કાબુ રાખવાની શકિત પણ રહી નહોતી."

"પરંતુ જાફરાન તમને કદી મળતી નથી."

"ઘણી વખત, બલ્કે દરરોજ"

'શું તેણીએ કદી તમને વાત કરી નથી ?"

"કેમ નહી." ઇબ્ને મુસ્લિમે ખુલાસો કરવા માંડયો. "મેઘાચળ પેરે આચ્છાદિત થયેલી તમારા અંતરની ઉર્મીઓ વિષે તેણીએ ઘણી વખત મને પુછ્યું છે. છતાં પણ તમારી તરફથી પરોણા ચાકરીની દીલસોજી વિના બીજી કશી વાત કરી નથી. તમે તેણીને ના પાડી હોય એમાં અજાયબી જેવું કશુ નથી."

"તે કેમ ?"

"કારણકે એવીજ રીતે આશકોને ભાન ભુલ્યા અને બેશુદ્ધ બનાવવાની માશુકોમાં ચમત્કારિક શકિત હોય છે."

'પરંતુ મારામાં હું એવુ કશું જોતીજ નથી."

'એજ વાત છે. અજાણપણુંજ આફત છે. તમે શું જાણો ! તમારે તો વટેમારગુઓને પજવવાનાજ ને ?"

"લિલ્લાહ ! હું પથિકોને કેમ પજવવા લાગી. તેનુ ફરમાન છે કે પોતાના સગા સંબધીઓ, યતીમો મીસ્કીનો અને મુસાફરો સાથે સદ્‌વર્તન રાખી નેકી કરો મુસાફરોની સેવા કરવી પ્રત્યેક મુસલમાનની ફરજ છે."

ઇબ્ને મુસ્લિમના વ્યગ્ર મને અંતરનાદ કર્યો–હાય તારા ભોળપણનો ચમત્કાર કુરબાન તારી અજ્ઞાનતા ઉપર—"ત્યારે મને કેમ ગાંડો કરી મુક્યો છે."

"મેં કોઇને કે તમને ગાંડો કે દીવાનો બનાવ્યો નથી. મારા માથે કાં આળ મુકો? ખુદાની બીક રાખો"

"ઝાલેમ, જરા તો કહે, શું વાત હતી અત્યાર સુધી નામ માત્રનો સંકેત પણ કર્યો નહી."

"નાહક તોમત મુકો છો. તમે આટલા બધા ચતુર ને અકલમંદ થઇ છળાયા અને મને ગુનેગાર બનાવો છો. માની લ્યો કદાચ ગેરસમજુતી થઈ, તો તેમાં પાપ શું કર્યું."

"રો શે ન ભરાઓ ચાલો મારી ભુલ થઇ. પરંતુ બતાવો–હવે શું કહો છો."

"મું શું કહું"

"આહ! પાછો તેજ જવાબ."

"હું! ન જાણે કેવી વાતો કરો છો.' સલીમાએ વિસ્મિત થઇ કહેવા માંડયું "અમારા શામી ભાઇઓ ન જાણે કયાં સુધી વાતો લંબાવી અતિશ્યોકિતયે વાદ કરવાનું પસંદ કરતા હશે. અર્થ વિના એક વાતને લાંબી કરતા જાય છે."

"ભલી સલીમા!" ઇબ્ને મુસ્લિમે કહેવા માંડયુ "આ શામી ગુલામની ખત્તા માફ કરો. અત્યાર સુધી સંકેત દવારા પ્રગટ થતી વાતનો ખુલ્લા શબ્દોમાં કરાર કરો. અને પરવાનગી આપો તો તમારા મણીમય લાલ લબો, અને નહી નહી, તમારા પવિત્ર કરકમળનું ચુંબન લઉં."

"વાહ! તમે તો પ્રલાઇ લપસી પડયા." સલીમાએ આગળ ચલાવ્યું "મને એકલી જોઇને આવું કહો છો. જુઓ ખુદાના સમ ખાઇ કહુ છું કે હું કોઇ હલકી જાતની અજ્ઞાન છોકરી નથી ખુદાનું ઇમાના તેજ મારા અંતરમા છે. ખુદાનો ભય છે. શરીઅત વિરૂધ્ધ એવી કોઇ જાતની વકી રાખવી ફોકટ છે. બેશક હું તમને પ્રેમ પુર્વક ચાહુ છું. એવીજ ચાહના થવી જોઇએ અને જેની તમે કદર કરો છો. પરંતુ હજુ શેતાને મને એવી આંધળી નથી બનાવી કે કાબુમાંથી નીકળી જાઉં. ન કરે ખુદાને, કદાચ આશા વિરૂદ્ધ તમે ઇનકાર કર્યો હોય ત્યારે પણ હું મારા મન ઉપર

બળજોરી વાપરી શકું એવી હતી. તમારી સાથની ઉદાર મુલાકાતો અને સંકોચ વિનાની વાતોનાં જુજ અનીવાર્ય કારણો હતાં. પ્રથમ મન પરવશ હોવાથી હું લાચાર હતી. તે સિવાય મને ખાત્રી હતી કે મારી અંતરની લાગણીઓ કદી પણ નિષ્ફળ જવાની નથી, તમને મારા તરફ આકર્શ્યા વિના રહેશે નહી ભવિષ્યમાં એકજ સંબંધે જોડા નારી વ્યકિત તરફ ઉદાર થવામાં કંઇ પાપ કર્મ કહેવાય નહી. બલ્કે એક પ્રકારે શરીઅત પણ આવી નિષ્કામ અને પવિત્ર ઉદારતાની છુટ આપે છે."

'આશા ભર્યા સુસ્વર સાંભળવા માટે પોતાને ભારે નસીબદાર માનું છું" ઇબ્ને મુસ્લિમે નીચી નજર કરી કહેવા માંડયું "આવો! શુદ્ધ અંતઃકરણે ખુદા આગળ યાચના કરી ખાત્રી આપો કે તમારૂં વચન છેવટની ઘડી તુલીક પાળશો."

"વચન" સલીમાએ કહ્યું" પ્યારા! શું તમને વિશ્વાસ નથી. જુઓ હું મનની કેવી નિર્બળ. શું બતાવી રહી છું. આહ! હે મારા સમીઅ અને એ! અમારા બસીર ખુદા."

સલીમાએ અંતરના ઉદગારો અને અદ્રશ્ય ઇચ્છાઓ અહી સુધી પ્રકાશમાં આણી હતી કે ડુંગરીના પાછલા ભાગમાંથી ભયાનક–બીહામણી ગર્જના સંભળાઇ "ખબરદાર! ખબરદાર!! વધારે બકીશ નહી. તારો લાંબો બકબકારો સાંભળી શકાય એમ નથી. જોઇ લઇશ. તને અને તારા દગલબાંઝ આશકને. બન્નેનો રાતા સમુદ્રના માંછલાંને ભોગ આપવામાં આવશે કમનસીબ સ્ત્રી! હું કંટાળીને આવી મરણ કાંઠે પહોંચ્યો છું. સાંભળ હવે તારી ખેર નથી. રબ્બે કાબાના સમ છે! મેં જે કહ્યું છે તે કરીને બતાવીશ"

સુર્ય અસ્ત થઇ ગયો હતો. પુર્વ દિશાએથી અંધકાર વધવા માંડયો હતો. આકાશના ગળીમય ગુંમચ ઉપર મણીમય તારા પ્રકાશવા માંડયા હતા. મગરીબની નિમાઝ મસજીદોમાં પઢાયાને કેટલીયે વાર થઇ હતી. મંદ મંદ શીતળ પવનનો પ્રવાહ ચાલુ થયો હતો. ઝાકળનાં ન દેખાતાં ઝીણાં ઝીણાં બિંદુએ પવનની ઉષ્ણતામાં શીતળતા આણવા માંડી હતી. પક્ષીઓ કલ્લોલ કરવા મંડી ગયાં હતાં. ભયલાને લલચાવનારી માશુકો સેંથો સમારી જોબનની જ્યોતિમાં વધારો કરતી, હલકા રંગના

દુપટા ઓઢી અત્તરની મન મોહક સુગંધી વાપરી છાતી કોઢી બેસવા લાગી હતી સીતમ વર્તાવવાના વિચારે લાલે બદખશાની જેવા રાતા હોઠ હાલવા માંડયા હતા. મહોબ્બતના દીવાના, પ્રેમ મોહનીના દશાની આશામાં, દીલદારની ગલીની યાત્રા અને તારા મંડળની ગણત્રી કરવા તઇયાર થઇ દીવાના જેવા નીકળી પડયા હતા અચાનક થયેલા ભયાનક અવાજે શાન ખોઇ વાતોમાં ગુલતાન થયેલા જોડાને હોશમાં આણ્યા. બીધેલી સલીમા બોલી.

"કેવો ભયાનક સ્વર કોણ જાણે કોણ છે?" છેલ્લા શબ્દ સાથે મુંહ ફેરવી સલીમાએ ચાલવા માંડયું.

સલીમાને જતી અટકાવતાં ઇબ્ને મુસ્લિમે કહયું "કંઇ નથી. હશે કોઇ બદમાશ. જરા તો થોભો." પરંતુ સલીમાએ એક વાત સાંભળી નહી. તેના મનમાં બ્હીક પેઠી હતી પરંતુ ચતુરાઇ વાપરી તેણીએ ભય જાહેર થવા દીધો નહી.

"પ્યારા! મગરેબનો વખત નીકળી જશે. ફરી મળીશું. તમે વચન આપી ચુકયા છે. જુઓ યાદ રાખજો. જેવી રીતે તમે મને પ્યારી સલીમા! કહી સંબોધી છે તેવીજ રીતે મે તમને વ્હાલા મુસ્લિમ કહયા છે. હવેથી તમે મારા ઇબ્ને મુસ્લિમ અને હું તમારી સલીમા છું. બસ સમજયાને? ચાલો વાર લાગે છે."

સલીમા હવેલીમાં ગઇ છતાં તેણીના રૂંધાયેલા સાદ અને લથડેલી જીભે, ઇબ્ને મુસ્લિમ તેણીના અંતરમાં વ્યાપેલી ભયની લાગણીઓનું તોલ કરી શકયો. જતી વેળાની તેની ઉતાવળી ચાલ, આજુબાજું તપાસવાની યુકિત તેણીના ભયની સાક્ષી ભરતાં હતાં. ઇબ્ને મુસ્લિમ પણ "ઇન્શા અલ્લાહ! ઇન્શા અલ્લાહ!!" કહી લીલી ઘાસ ઉપર રૂમાલ પાથરી નમાઝ પઢવા ઉભો થયો.

## પ્રકરણ ૫ મુ.

## મદીના તૈયબાની મુસાફરી.

કહેતી હયે યે વેહશત, દિલકો બેહલાનેભી દો;
લેકે ઇસકો જાનિબે સેહરા, નિકલ જાનેભી દો.

કોણ કહી શકે છે કે પ્રેમ મોહીની :ઇશ્કની ઉત્પતિ કેવા સંજોગો વચ્ચે થઇ હશે ખલ્લાકે આલમ અને કુન કહી સઘળાની સૃષ્ટિ કરનારે ઇશ્કની સૃષ્ટિમાં કયું જાદુઈ તત્વ મુંકયું હશે કે તેમાં સમાયેલા કર્તવ્ય કર્મના ફળને સીમાનું બંધનજ નડતું નથી. ભલા, ચંગા માનવીને દીવાનો, પાયમાલ, ગાંડો, જંગલીજ નહી બલ્કે જનાવર બનાવી મુકવો એતો તેના ડાબા હાથનો દાવ છે. ઇશ્કનું ભુત માથે ચઢયું એટલે મનમાં અનેક પ્રકારની વેદનાઓ થવા માંડે છે. કયાંક અસંતોષનો સમુદ્ર ઉભરાય છે ત્યારે કયાંક સબુરદનું ગળું ચીરાય છે. કયાંક નખ વડે કાળજું ચીરવામાં આવે છે તો કયાંક ખુણામાંથી હાયહાયનો હૃદય ભેદક કરૂણ સ્વર સંભળાય છે, બીજો કોઇ કૃપા કરો કૃપા કરોની કરૂણારસીક ચીસો મારે છે. એક ચોચીયારી મારે છે, રડે છે, ત્યારે બીજા ઉપર ઘેલછાનું ગાંડપણ અસ્વાર છે. એકના હૃદયમાં હાય હાયની પીડા છે તો બીજાના અંતરમાં ત્રાહે ત્રાહેનું દુ:ખ છે. એક ચીસો પાડે છે તો બીજા રડે છે. કોઇના ભેજામાં દીવાના પણાએ વાસ કર્યો છે, બેડીઓને હથ કડિયો નાંખી તેને બંદીખાનાના સળીયા વચ્ચે ગોઠવવામાં આવ્યો છે, કોઇ મન યાતનાએ કરી કાળજે હાથ દઇ પછાડા ખાઈ રહયો છે ત્યારે કોઇ દીદારે યારની ધુનમાં શેરી શેરી અને ગલીએ ગલીએ ફજેતીના ફાળકે ચઢેલો છે. કોઇની આંખો આંસુની વૃિષ્ટિ કરે છે ત્યારે કોઇનાં નયનો એનીનુ દ્રશ્ય રજુ કરે છે, મોંઢામાંથી નિશ્વાસનો ધુંમાડે આકાશે ચઢી અંધકાર વ્યાપે છે. ભોળી, ભલી અને સુંદર કાંતી ઇશ્કની અગ્નિમા બળી ભસ્મીભુત જેવી થઇ ગઇ છે. વ્હાલાંઓ તરફ પ્રેમ નથી કે નથી મિત્રો તરફ લાગણી, મોટા માણસોની અદબનું ધ્યાન નથી કે નથી ધ્યાન તાણાં મેણાંનું. દરપળ

દરેક ક્ષણુ એક નવી વમળ જાળમાં મન ગુંચવાતું રહે છે કદી લહેર આવી ગઇ તો પ્રેમ ગીત ગાથાનાં દફતરનાં દફ્તર ઉઘડી ગયાં અને કદી મૌન ધારણ કરી લીધું. આખું જગત એક તરફ પણ માંયાં આશક એક તરફ. નથી ખાતું કે નથી પીવું, નથી કામ કે નથી ધંધો, બસ દીનને રેન કેવળ એકજ સ્મૃતિ એકજ વિનોદ ને એકજ ઇચ્છા. ઇશ્કનો આજારી છે, તેને દિલદારના સ્મરણ વિના બીજું કામજ નથી, મનલબ નથી, સ્વાર્થ નથી કે નથી વાંછના: રંજ નથી રાહત નથી કે નથી સુખદુઃખની દરકાર. ઇજ્જતનો ખ્યાલ નથી, આબરૂનું ધ્યાન નથી, માનની પરવા નથી કે નથી અપમાનની દરકાર. માશુકની નાગફણી સરખા કેશ જાળની ફંદો અજબ રીતે લલચાવે છે. તેમાં ફસાયા પછી ઉગરવાનો આરોજ રહેતો નથી.

આશકી ચીસ્ત બુગો, બન્દગે જાના બુદન;
દિલ બદસ્તે દિગરે, દાદનો હયરાં બુદન.
સૂએ ઝુલ્ફે નિગહે કર્દનો, રૂયશ દીદન;
ગાહ કાફિર શુદનો, ગાહ મુસલમાં બુદન.

પરંતુ અફસોસ! અને હજાર અફસોસ, આ બીચારા, મોહ કટારીના ઘાયલો, મદન ખંજરના જખમીઓ, પ્રેમ નયનના આજારીઓની અવદશા ઉપર કોઇને દયા આવતી નથી. તે ગરીબોને કાળ ચક્રની ગતિ એક સ્થીતીએ રહેવા દેતીજ નથી. એક તરફ વિયોગની વિપત્તિયે હૃદય કરમાઇ, મુઝાઇ ગુંગળાઇ ગયું છે ત્યારે બીજી બ જાુએ કાળ ચક્રની પ્રગતિ ડગલે ડગલે ઠોકરો ખવાડતી રહે છે. એક ડગલું પુરૂ ભર્યું નથી કે કાળે સીતમનો નવો વાર કર્યોજ છે! પ્રગતિશીળ આકાશનાં રોડાં પગ તળે આવે છે અને ડગમગાવી ડગમગાવી ભોંય ભેગા કરે છે. પ્રેમ અને મહોબતતું ગાંડપણ તે ગરીબોનો જીવ લેવા કયાં ઓછું હતું કે નિત્ય નવા ઘા, કાળની ગતિ કરતી રહે છે. હાય એક હૃદય અને હજારો પીડાઓ! એક ભેજું અને સેકડો ઘેલછાઓ, કોઇ કયાં સુધી ધીરજ ધરે અને કય કયા ડામને સહન કરે.

સબ્ર આખિર કબતલક, કોઇ કરે;
જબ નહીં કુછ, ઇન્તિહાયે દર્દે દિલ.

આપણે જોઇ આવ્યા તેમ નવ યુવક ઇબ્ને મુસ્લિમ પણ જોતાં જોતાં સુંદરી સલીમાની મનમોહક રૂપાળી અબરૂનો ઘાયલ, ઝુલ્ફે શબગુંનો અસીર, ચિતવનનો શહીદ, ઉલ્ફતનો દીવાનો, સેએ ગમગમ્બનો બીમાર, ઉન્નાબ લબનો મરીજ અને પ્રેમનો ભોગ થઇ પડયો હતો. આ સ્વાભાવિક નિયમથી નિરાળો નહોતો. સીતમ સ્હેવાનો હકદાર અને વગર લેવે દેવે ઇસ્કની ભયાનક વેદનાઓ સહન કરી કસોટી માંથી પસાર થવાની ઇબ્ને મુસ્લિમની પણ ફરજ હતી. ઇશ્ક અને આ શકીના સ્ટેજ ઉપર ચઢયો હતો. આશકીનો પાઠ લીધો હતો. સ્ટેજ ઉપર આવી ભજવવાનું તેનું કર્તવ્ય કર્મ હતું. હવે તેનો માટે પણ કદમ ઉપર તેજ પીડાઓ, તેજ વેદનાઓ ને તેજ સંકટો તઇયાર હતાં તેણે પ્રથમ દ્રષ્ટિએજ પોતાનું અંતઃકરણ સલીમ ખાતુનની મનમોહક અદા કદમ ઉપર કુરબાન કર્યું હતુ પરંતુ અત્યાર સુધી પ્રેમની અદ્રશ્ય અસરોની કરી તેને ખબર નહોતી. આ અજ્ઞાનતાએ તેની વેદનાઓ ઝાઝી નહોતી. એજ કારણ હતું કે પોતાની ચિંતીત દશા અને, અંતર વેદનાને યાદે વતને, ખયાલે અહબાબ કે સોહબતે અગિયાર, સ્વદેશ સ્મરણ મિત્ર ભાવના, કે સજ્જન પ્રતીક્ષા ગણી મન પ્રસન્ન કરવા અને વેદના નિવારવાનો પ્રયત્ન કરતો. પરંતુ હવે તે મર્મ ફુટયો હતો. હવે તેણે અંતરયાતનાનું કારણ જોયું હતું અને સલીમના ભોળપણે, આપેલાં વચને તેની રહી સહી સાન અને ભાન પણ ગુમાવી દીધાં હતા બાજી ઇસ્કના હાથમાં હતી. પળે પળે ને દરેક ક્ષણે સલીમાનું ચિત્ર આંખ્યો આગળ હતું. હવે કંઇ દુઃખે છે તેને પણ સલીમાની યાદ ગણવામાં આવે છે. ઉનો તાપ લાગે છે તેને પણ સલીમાના ઇશ્કનો સતાપ માનવામાં આવે છે. ઘેલછા અને ગાંડપણનું અચ્છું પ્રદર્શન હતું. પૃથ્વિ, આકાશ ઝાડપાન, શજર હજર સઘળા પદાર્થોમાં સલુણી સલીમાજ વિરાજમાન હતી અને બસ.

સંકટો સહન કરવાનો અને આફતો ઝીલવાનો સમય આવી પહોંચ્યો હતો. એક રાત્રે મદીનતુન્નબી (સ.) નાં સ્વપ્નામાં દર્શન થયાં. સ્વપ્નામાં તેણે જોયું કે કોઇ માણસ તેને ઠપકો આપી રહયો છે, અને કહી રહયો છે.

"કેમ અબદુલ્લા ઇબ્ને મુસ્લિમ, આ શું કહેવાય રસ્તામાં પડયો પડયો તું શું કરે છે? જે પવિત્ર કારણ અર્થે સ્વદેશ છોડી

મુસાફરીનાં અસહ્ય દુઃખો માથે વોરી લીધાં છે સંકટના પ્રદેશમાં આવી જીવ જોખમમા નાંખ્યો. છતાં તે સઘળા પુણ્યશાળી પવિત્ર વિચારો એક દમ હૃદય ઉપરથી શું ભુસીજ નાંખ્યા. ધીક્કાર છે તારા ઉપર અને તારી મહોબ્બત ઉપર! ઉત્પન્ન થયેલી સૃષ્ટિનું અ ફાની સૌંદર્ય તે ઉત્પન્ન કરનારના સૌંદર્ય કરતાં વધારે સરસ છે કે? તે એનીજ હજારો બલ્કે અસંખ્ય સૃષ્ટિઓ ક્ષણ માત્રમાં ઉપજાવવા શકિતવાન છે. તું ધારતો હશે કે તેની કૃપા વગર સલીમા તારી થઇ રહેશે. સાવધાન થા, ભાનની લે, અને સાંભળ! ખુદા મુકલ્લિબુલ-કુલુબ છે. વાતની વાતમાં સલીમા વંઠી શકે છે." સખતાઇ ભર્યું શિક્ષણ સાંભળી ઇબ્ને મુસ્લિમ હેબતાઇ ઉથલાઇ પડયો. તેની આંખો ઉઘાડી ને ઉઘાડીજ રહી ગઇ. વાણું વાયું હતું એટલે ઉઠી બેઠો. જલદી જલદી વઝુ કરી સવારની બંદગીની નિમાઝની ફરજ બજાવી પરવાર્યો. નિમાઝ ઉપરથી ઉઠી કુરાન શરીફ હાથમાં લઇ વાંચવા બેઠો પણ એકાએક તેની જીભ અટકી ગઇ; આંખ્યોમાંથી આંસુની ધારા વ્હેવા માંડી. પાંચેક મીનીટ આ અજબ સ્થીતીમાં બેઠો રહયો. અંતે તેણે જોયું કે આંખ્યોની એલી અટકતી નથી અને પવિત્ર કુરાનનાં પાનાં ભીજાતાં જાય છે ત્યારે પવિત્ર કલામને જુજદાનમાં ગર્દાની ગોખલામાં મુકયું. દીવાનખાનાના ચોગાનમાં ફરવા માંડયું.

•

ઇબ્ને મુસ્લિમને અહીં આવ્યે ઝાઝો વખત લાગ્યો નહોતો—તે અજબ જેવા અજાણ્યા વિચારમાં મગ્ન હતો. તેના હોઠ આસ્તે આસ્તે હાલતા હતા. નસકોરાં ફણફણાટ કરતાં હતાં. વારંવાર "! હું!!" નો હલકો સાદ સંભળાતો હતો. આ સઘળું બતાવતું હતું કે તેના અંતઃકરણમાં અજબ પ્રકારનો ઉદ્દવેગ ઉત્પન્ન થયો છે. તે પુષ્કળ બેચેન હતો. ફરતાં ફરતાં એએક વાર તેણે બેસવાનો વિચાર કર્યો. પરંતુ બેસવા સારૂ ઢીંચણ વાળતાં હાયનો નિશ્વાસ નાંખી કાળજે હાથ મુકી ઉભો થઇ ગયો. અને આજુબાજુ જોઇ આંટા મારવા માંડયા. આકાશના પુર્વ ભાગમાંથી સુર્યે ડોકીયું કર્યું હતું. સુર્યના અલબેલાં પણ સોનેરી કીરણો આસ્તે આસ્તે પૃથ્વિ ઉપર પીળું પાથરણું બીછાવતાં હતાં. વૃક્ષ પત્રો પર પડેલાં ઝાકળનાં બીંદુઓમાં કીરણ પ્રકાશે ચળકાટ આણ્યો હતો. આપણે જાણીએ

છીએ કે અરબ દેશની મરૂભુમિ ઉપર સુર્યના તાપમાં માનવ જાતિ ટકી રહે એ શક્ય ન હતું. આટલી વાર સુધી ઇબ્ને મુસ્લિમ તાપમાં ઉભો રહે એ અશક્ય હતું. કારણ કે શામના પ્રદેશની સૃષ્ટિએ તેનું શરીર અતિ કોમળ બનાવ્યું હતું. છતાં ખુદા જાણે કેમ તે અત્યાર સુધી સુર્યના વધતા જતા તાપની દરકાર કર્યા વગર ચોગાનમાં ફેરાં આંટા મારી રહયો હતો. કદાચ જાફરાને આવી તેની સાથે વાત ન કીધી હોત તો ખુદા જાણે કયાર સુધી તે તાપમાં તપ્યા કરતો.

હવેલીના ભોંયતળીએથી મેડા ઉપર આવી જાફરાને ઇબ્ને મુસ્લિમને દીવાનખાનામાં જોયો નહી. અજાયબીથી તેણીએ કહયું "હેં! સાહેબ ક્યાં ગયા?" ઇબ્ને મુસ્લિમે સાંભળ્યું ખરું પરંતુ જવાબ આપવાની દરકાર કીધી નહી. તેણીની તરફ લક્ષજ આપ્યું નહી. જાફરાન તેજ શબ્દો બેવડાવતી બાહર નીકળી ઇબ્ને મુસ્લિમની અડોઆડ આવી લાગી.

"સાહેબ, તડકામાં કેમ ઉભા છે?" જાફરાને કહેવા માંડયું તાપ પડવા માંડયો છે. અંદર પધારો આ તઇયાર છે."

"અંદર આવું?" દીગમુઢ બનેલા ઇબ્ને મુસ્લિમે કહયું "અલબત એ બની શકે ખરૂં: પણ નહી. જાફરાન! અંદર આવીને શું કરૂં. તમે મને માફ કરો તો સારૂં."

જાફરાને ભારે હેરત વચ્ચે અજબ થઇ કહયું "ખુદા ખેર કરે વળી આ શું?"

"હા, હા, માફજ કરો."

"સાહેબ, જરા ધ્યાનથી જુઓ, તમારી કનીઝ જાફરાન છે."

"હું જાણું છું કે તમે જાફરાન છો. વળી તમારી વાતો પણ સમજી રહયો છું. પરંતુ જાફરાન! કરૂં શું? હું હોશમાં નથી. મારી બુદ્ધિ ઉડી ગઇ છે, દીલ ગભરાય છે. અંબરને વરધી આપો કે મારી મુસાફરીની ગોઠવણ કરે."

"સાહેબ!" જાફરાને પાસે જઇ પુછયું "હું એજ પુછી રહી છું કે બેઠાં બેઠાં આ થઇ શું ગયું. દુશમનો વ્યાકુળ ને વ્યગ્ર કેમ થયા."

"તમે અંબરને કહો" ઇબ્ને મુસ્લિમે આગળ ચલાવ્યું "કપડાંની પોટલી ખરીતામાં મુકી બાંધી આપે. બસ, એક ક્ષણ પણ હું અહીંયાં રહી શકતો નથી. સલીમા! હાય, પ્યારી સલીમા! તને હું કેવી રીતે ત્યાગું? હા! તારૂ કોમળ હૃદય આ ખબર સાંભળવાનું કિઉવત કયાંથી લાવશે. તને શું કહીને તસલ્લી દઇશ. પણ નહી ખુદા એવો વખત નહી લાવે ત્યાં સુધી હું તારી રૂબરૂ થવાનોજ નથી."

"લિલ્લાહ!" જાફરાને કાલાવાલા કરી પુછવા માંડયું. "સાહેબ, મને બતાવશો કે આ બનાવજ શું છે. એકાએક ચાલ્યા જવા કેમ તઇયાર થઇ ગયા."

"ખુશીથી નહી પણ લાચારીએ જવું પડે છે." ઇબ્ને મુસ્લિમે કહેવા માંડયું "મને સખત ચેતવણી આપવામાં આવી છે. મને ભારે ઠપકો દેવામાં આવ્યો છે. એક ક્ષણ પણ મારે નકામી ગુમાવવી જોઇતી નથી. જે આધારે પ્યારી સલીમાના પ્રેમે મને કેદી બનાવા બેડીઓ નાંખી છે તેથીયે બળવાન આધારનું આકર્ષણ મને અકળાવી રહયું છે. મારે અત્યારેજ મુસાફરીએ ઉપડી જવું જોઇએ છે."

"કયાં જવાનો ઇરાદો છે?" જાફરાને પુછયું "અને કયારે પાછા ફરવા ધારો છો."

"જયાંનો મુસાફર છું ત્યાંનોજ ઇરાદો છે. પાછા ફરવા વિષે કશુય કહેવાય નહી. છતાં પણ ઉતાવળે પાછો આવવા પ્રયત્ન કરીશ. ખુદા મને સફળ કરે, અને ફરી દીલ હરણ કરનાર સલીમાનાં દર્શન તાકીદે કરી શકુ."

"જો એમજ છે તો આટલી ઉતાવળ કરવાનું કશું પ્રયોજન નથી. ખુદાએ ચાહયું તો આઠ દશ દીવસમાં સઘળી ગોઠવણ થઇ જશે. ત્યાં સુધી કોઇ કાફલો પણ આવી લાગશે. અને બનતાં સુધી અમારા ગામમાંથી પણ કોઇ જનાર નીકળશે."

"તમારી વાત ખરી છે" ઇબ્ને મુસ્લિમે વધુ ખુલાસો કરવા માંડયો "બેશક થઇ શકતું, પણ ત્યારે કે જયારે મુસાફરીનો આધાર મારી ઇચ્છા ઉપર હોય. આહ! તને ખબર નથી. તુ શું જાણે, હું કેવા હૃદય

વિદારક વમળમાં છું સાભળ, જાફરાન સાંભળ, મેં એક સ્વપ્નું જોયું છે અને તેમાં તાકીદે મદીના પહોંચવાની મને ચેતવણી આપવામાં આવી છે. તમે પોતેજ વીચારી જુઓ કે આવી તાકીદની સુચના મલ્યા પછી એક ક્ષણની ઢીલ પણ કરી શકું છું? મારે જોમ ને જુસ્સા પુર્વક ઘેરથી નીકળ્યો હતો ઝીયારતે મદીનાની ધુનમાં હું દીવાનો હતો વલ્લાહો આલમ, અજબ કારણ બન્યું કે સલીમાની માયાળુ પરોણાગતે મારા ઉપર ઉપકાર કરી આટલા દીવસ સુધી અટકાવી રાખ્યો. પણ મારો આવી વાતો સાથે શું સંબંધ. એક સમય હતો અને તે પસાર થઇ ગયો. મને પણ કોઇની મહોબ્બત અને મોહિની હતી. પરંતુ તે સંભવ રહયો નહી કે ન રહયા તે માણસો મેં નીશ્ચય કર્યો હતો કે હવે પછી કોઇના પ્રેમનો અંશ માત્ર પણ અંતરમાં ઉતરવા દઇશ નહી, પણ કહેવા અશકત છું કે સલીમના ભોળપણ ભર્યાં સૌંદર્યે મારૂં અંતઃકરણ લુટી લીધું. જાફરાન તમે બધી વાતો જાણો છો. જગત આખામાં કદાચ કોઇ વસ્તુ મને વ્હાલી હોય તો તે સલુણી સલીમા છે.”

“હેરત !” જાફરાને ટકોર કરી ‘અજાયબીની વાત છે. સલીમા તરફ આટલું બધું હેત હોવા છતાં તેની પરવાનગીની દરકાર રાખ્યા વગર કે તેને મલ્યા વગર તસ્કરો પ્રમાણે છાનામાન ચાલ્યા જાઓ છો.”

“તમારૂં કહેવું તદ્દન વ્યાજબી છે.” ઇબ્ને મુસ્લિમે કહેવા માંડયું “પરંતુ સલીમાની સામે કોઇ પણ રીતે હું સફર કરવા તઇયાર થઇ શકુ નહી. આ લાચારીએ તેણીને ખબર કર્યાં વિના ચાલ્યા જવાનું મને સારૂં લાગે છે.”

“પરતુ” જાફરાને કહયું “આ દશામાં તેણી વધારે દુઃખી થશે. ફરી કયારે મળશો, એ વાત તો ખુદાપાકજ જાણે છે.”

“નહી જાફરાન !” ઇબ્ને મુસ્લિમે ચલાવ્યું “તમે આ બાબત સમજી શકતાં નથી. આ કામ મારી મરજી અનુસાર થવા દો, હું જે કહું છું તે કામ તાકીદે થવું જોઇએ છે.”

ઇબ્ને મુસ્લિમ વારવાર તાકીદ કરતે. અને જાફરાન ટાળમટોળ કરતી હતી. તેની ઇચ્છા હતી કે સલીમા આવી જાય. અને તે પછી જે યેગ્ય જણાશે તે કામ કરવામાં આવશે. તેણી નીચે જઇ સલીમાને લાવી શકતી

હતી, પરંતુ તેણીને ભય હતો કે પાછી આવે ત્યાં સુધી ઇબ્ને મુસ્લિમ ચાલતો ન થઇ જાય. છતાં પણ ઘડીયોના ગાળામાંયે સલીમા આવતી દેખાઇ નહી અને ઇબ્ને મુસ્લિમની અડ ને આતુરતા હદ ઓળંગતી જણાઈ, ત્યારે અંબરને હુકમ આપવાનું બહાનું કરી સલીમા પાસે આવી. ઇબ્ને મુસ્લિમનો દીવાનગીનો જોશ વધતો હતો અથવા એમ કહો કે મદીનતુન્નબીની ઝિયારતનો શોખ વધતો હતો. જાફરાને મુંહ ફેરવતાંજ તેને વિચાર આવ્યો કે "તેણી સલીમાને ખબર આપવા ગઇ હશે કે?" આ વિચાર આવતાંજ દીવાનખાનામાં આવી જરૂરી કપડાં પહેરી પાછલા દાદરે ઉતરી બગીચાના છેલ્લા ખુ-ણામાં બાંધેલા તેના ટટ્ટુ પાસે ગયો."

આ તબેલો સલીમાની હવેલીથી રહેજ વેગળો હતો. અંબર શીધી અને એક છોકરો ઘણે ભાગે ત્યાં રહેતા હતા. ઇબ્ને મુસ્લિમે અંબરને જોયો નહી પણ છોકરો ત્યાં હાજર હતો. છોકરાએ સલામ ભરી. ઇશારો મળતાં ઝટપટ જીન કસી અસ્વારીનો ટટ્ટુ તઇયાર કરી આપ્યો. ઇબ્ને મુસ્લિમે એક નાની ખુરજીમાં એક તરફ કપડાં, બીજી બાજુ થોડી ખજુર, દોરી લોટો, મુસલ્લો અને બેચાર જરૂરની વસ્તુઓ મુકી ખુરજી ટટ્ટુની પુઠે ધરી. હાથમાં પાણીની નનકડી મશક લઇ બીસ્મીલ્લાહ કરતો ટટ્ટુ ઉપર અસ્વાર થયો.

અરબી ટટ્ટુઓ હિન્દી ગધેડા જેવા નથી કે ડીફાં મારવાની જરૂર પડે ઇબ્ને મુસ્લિમની જાંગ ટટ્ટુની પુંઠ પડતાંજ ફુફાટા મારવા માંડયા. વસ્તીની ભાગોળ સુધી છોકરો પણ ડળીનો ખુણો પકડી દોડતો ગયો. ગામની ભાગોળ વટાવતાં ઇબ્ને મુસ્લિમે ટટ્ટુ ઉભો રાખ્યો. ખુરજીમાંથી ખડીયો કલમ અને કાગળ કાઢી એક નાનો સરખો પત્ર લખ્યો. પત્રમાં તેણે લખ્યું.

"જીવન કરતાં પણ અધિક વ્હાલી, મુસાફર પરવર સલીમા!"

"પરાધીન અવસ્થામાં લાચારીએ હું છુટો પડુ છું. હ્રદય ઉપર મારો કાબુ નથી. મારી સ્થીતી વર્ણવાની શકિત નથી. છતાં પણ અત્યારની મારી મનોદશા, મારૂ કષ્ટ, મારી અંતર વેદના અને વિયોગ દુઃખની કલ્પના તમારા અંતરની સ્થીતીના આધારે કરી શકશો. હાય! હું શુ બતાવું કે મારી સ્થીતી કેવી છે. મને ખાત્રી છે કે જાફરાનની જીભે મારા

સ્વપ્નાની હકીકત જાણ્યા પછી મારી લાચારી ધ્યાનમાં લઇ મને માફ કરશો. તમારા ભોળપણ ભર્યા મુખારવિંદમાં જે કારીગરે લાવણ્યની મીના કારી કરી છે તેની કુદરતના આદેશે થોડા દીવસો માટે મને તમારા પ્રેમ પાશથી વિખુટો કર્યો છે. પરંતુ એક ક્ષણ માટે પણ હું તમને વિસરવાનો નથી. જો અવું કૃત્ય કરૂં તો હું નીચ કૃતઘ્ન અને મુનાફીક કહે- વાઉં સરવરે આલમ (સ.) ના પવિત્ર રોઝાની સામે અદબ સાથે ઉભો રહી તાકીદે આવી મળવા પ્રાર્થના કરીશ. ખુદાપાકની કૃપાએ મને વિશ્વાસ છે કે તમને હું અવસ્ય મારાં જોઇશ. તમે નથી જાણતાં પણ હું તમને બતાવું છુ કે હું એક સાધુ સ્વભાવનો, સુફી સંપ્રદાયનો, ને ઘેલછા ભર્યા આચારવાળો મનુષ્ય છું. અત્યાર સુધી મને પોતાને મારા અંતરની મનોદશાનું ભાન થયું નથી. મોહપ્રિય છું પરંતુ ફીકો નિરસ મોહ નહી, બલકે.

બન્દગે તલઅતે આં, બાશ કે આને દારદ.

"આ મારો મુદ્દા લેખ છે. તમારા સૌંદર્યમાં જોયેલા લાવણ્યો મારી રગોતીમાં જુદાજ પ્રકારના જીવનનો સંચાર કર્યો છે. હું નથી જાણતો વિયોગના આ દીવસોમાં મારી ઉપર શું વીતશે ખુદા તમને સંતોષ ને સબુરી આપે તમારી બદનામી થાય નહી. મારા માટે તમે લીધેલો નવો ટટુ અસ્વારી* માટે લઇ જાઉં છું. એ એકવખત તમે તેની ઉપર અસ્વાર થયાં છો એટલે તેને હું પ્રાણ સરખો વ્હાલો રાખીશ. તમે મને બેવફા ધારશો નહી. મારા હૃદયમાં સહન કરવાની શકત નહી હોવાને કારણેજ છેલ્લી મુલાકાત લઇ શકયો નથી છોકરો—મરજાુક મારો આ પત્ર તમારી પાસે લાવશે. તમે તેની ઉપર ખફા થશો નહી કારણ કે તેણે તમને ખબર કરી નથી. કારણ મજબુત હતું. મારી લાંબી મુસાફરી વિષે મેં તેને કશુંયે કહ્યું નથી. વધારે લંબાણ કરવાનો અવકાશ નથી કે નથી જરૂર. હૃદય રૂંધાઇ ગયું છે. આંખ્યે આંસુની ધારા વહે છે. આસુંના બિંદુ કાગળ ઉપર પડેલાં તમને જણાઇ આવશે વારૂ, રૂખસદ! ખુદા હાફીઝો નાસિર!!

અબ તો જાતે હૈં, બુત કદેસે મીર;
ફિર મિલેંગે, અગર ખુદા લાયા.

તમારો ઇબ્ને મુસ્લિમ.

કાગળ ઘડી કરી મરશુદને આપ્યો અને યાદે યારમાં રડતો, કલ્પાંત કરતો ઇબ્ને મુસ્લિમ ત્યારે હબીબ તરફ રવાના થયો. તેનું અંતઃકરણ કાબુમાં નહોતું. હૃદય ઉછળી ઉછળી ધબકારા મારી રહ્યું હતું. પરસેવાની નહેર વેગમાં ઉભરાઇ આવી હતી. લાગટ વહેતાં આંસુએ આંખે અંધારાં લાવવા માંડયાં હતાં વારંવાર નિશ્વાસ નાખી ફરીયે શેખનાં દરો દીવારને નિરાશા ભરી નજરે જોઇ રહયો હતો. અફસોસ ! આ દ્રશ્ય પણ ઝાઝો સમય તેનાં નેત્ર જોઇ શકયાં નહી. થોડા વખતની મુસાફરીમાં પર્વતની ટેકરીઓના ઉંચાનીચા રાજ માર્ગે મોહન નગરની છાયાને પણ આંખ આગળથી ઓઝલ કીધી. હવે સ્વપ્નામાં જોયલી વસ્તુ વિના, કશુંયે હતું નહી. સલીમાની યાદ તેને ડંખતી હતી. મનમાંજ વીચારમાળા ફેરવતો ચાલ્યો જતો હતો.

"શી વાત છે. કઇ સમજાતું નથી. ફના થનારા ફાની પદાર્થ માટે આટલી આતુરતા. પણ નહી એમાંર હીકમત છે. હાં. હાં, સૌંદર્ય ! બસ, સૌંદર્યજ એક પદાર્થ છે. મોલાના રૂમ કંઇ ગાંડા નહોતા."

"હુસ્ને લયલા, અકસ, રૂખસારે મનસ્ત;—"

પ્રેમમાં બીજું છેજ શું. અંતરની અદ્રશ્ય લાગણી કોને કહે છે. કોઇ મશાલ કે દીવો છે. કોઇ ઉપાડી શકે ખરો કે ? આ સઘળું બસ એકજ કુદરતનો ચમત્કાર છે. માત્ર પ્રગટ પદાર્થને કારણે ગાંડપણ કે ઘેલછા કહેવાય છે. આલમે બકા—પરલોકમાંનો માત્ર એક રૂહ—આત્માજ સલામત રહેશે. પણ—હોય ! આ તકરાર સાથે મારો શું સંબંધ ? આનો અભિમાન અને અહંકાર દર્શક બાતો છે. આવા વિચારો અંતરમાં લાવતાં પરીણામે મગરૂરી વિના કશું રહે નહી વારૂ ત્યારે, સલીમા ! હું તારો આશક છું. હા, હા, તારોજ આશક છું. અવશ્ય તારોજ છું. લે બસ તારા વિના મને કોઇનીય ઇચ્છા નથી. જો, મને તારૂંજ સ્મરણ છે. મારી અંતરેચ્છાના ફોન—સલીમાને ખબર કરકે ઇબ્ને મુસ્લિમ તારો છે અને તારોજ થઇને રહેશે."

# પ્રકરણ ૬ ઠું.

## "હા! આ શું થયું!!"

નીમજાં કરકે મુઝે, છોડ ચલા હાથ કાતિલ;
તેરી બેદર્દી હી, અય શીરીં, તરસ ખાનેસે

જાફરાન ઉતાવળી, દાદર ઉતરી સલીમાના ઓરડામા સીધી દાખલ થઈ. સુંદર રૂમી કાલીનના મુસલ્લા ઉપર ભકિતમાં બેઠેલી સલીમાને તેણે જોઈ. સલીમાના હાથમાં કુરાને પાક હતું તેણી તીલાવત કરતી બેઠી હતી. જાફરાનને ગભરાટમાં આવેલી જોઈ સલીમાએ કુરાને પાક બંધ કર્યું હાથ ઉઠાવી જલદી પ્રાર્થના પુરી કરતાં પુછવા ધાર્યું. પરંતુ સલીમા, જાફરાનને કંઈ પુછે તે પહેલા નવયોવન બાળાએ અંદર દાખલ થઈ મહોડા ઉપરનો બુરખો ઉતારી ફેંકતાં સામે ઉભેલી જાફરાનને પુછ્યું

"સલીમાં બ્હેન ક્યાં છે?"

જાફરાન જવાબ આપે તે પહેલાં સલીમા એ કહયું.

"યા, ઉખ્તી! હું અહીયાં છું. કુશળ પુર્વક વાજું વાયું?"

"અલ્હમદો લિલ્લાહ!" યુવાન બાળાએ કહયું "બધુ કુશળ છે."

યુવાન બાળા આગળ વધી, સલીમાની બરોબર આવી બેસી ગઈ આ યુવાન બાળા પણ રૂપાળી, કામણગારી અને સઉંદર્યવાન હતી. તેણી સલીમાથી ઉતરે એવી નહોતી કુરાન પાક જુઝદાનમાં બંધ કરી અલમારીમાં મુક્યુ. સલીમા યુવાન બાળાને ભેટી, ગળે મળી, ઉભયે, પરસ્પર કપાળે ચુંબન આપ્યાં બન્નેમ બેઠક લીધી સલીમાએ પુછ્યુ.

"બ્હેન રૂકઇયા, ઇસ્તબુલના કશા સમાચાર મલ્યા?"

સ્મિતહાસ્ય કરતાં રૂકઇયાએ કહયું "ખુદાના ફઝલથી બધી ખેરીયત છે."

"જુઓ, પીતાશ્રી ક્યારે પધારે છે." સલીમાએ કહેવા માંડયું "હવે તેમનાં દર્શન જોઈ સેવા કરવા મન લલચાઈ રહયું છે."

"ઇન્શા અલ્લાહ" યુવાન બાળાએ ચલાવ્યું "નજીકમાંજ. તમ વાટ જુઓ છો એ અવસર પણ આવવાનોજ. હમણાં હમણાં શાફઇની

નીમાઝ વેળા મારા પિતાનો કાગળ આવ્યો છે. તેઓ અને કાકાજી બન્ને એક અઠવાડીયામાં કે એકાદ દીવસ પહેલાં અહી આવી પહોંચવા જોઇએ"

" ખરેખર ? "

" જુઠ બોલવાનું કંઇ કારણ ? લ્યો કાગળ વાંચો ? "

ગજવામાંથી પીળા રંગનું પર બીડું કાઢી સલીમાન હાથમાં ધર્યું પરબી ડાબાંથી કાગળ કાઢી સલીમાએ વાંચવા માંડયો. એકથી વધુ વખત તેણીએ ચીપીચીપીને કાગળ વાંચ્યો. તેની નજર બતાવતી હતી કે જે શબ્દોમાં તેણીના પીતા આવવાનું લખ્યું હોય તે શબ્દો શોધતી હતી. પરંતુ ઘણી વાર સુધી તેની બારીક નજરે પણ આશાને નિરાશાના પરદામાં સંતાડી રાખી. રૂકઇયાએ પુછ્યું.

"વાંચી લીધો ? "

"હા," સલીમાએ ઉત્તર આપ્યો "વાંચી તો લીધો પરંતુ પીતાશ્રીના આવવાનો કશોય સકેત આ કાગળમાં જણાતો નથી "

'શું કહેવું' રૂકઇયાએ મશખરીમાં કહયું 'હમણાંજ મેં વાંચ્યું છે. એ ઉપરથીજ ખુશી ખુશી તમારી પાસે દોડી આવી ને તમે આ શું કહો છો.'

"મને તો ક્યાંયે નથી દેખાતું."

"લાવો મને આપો ?" સલીમાના હાથમાંથી કાગળ લેતાં રૂકઇયા બોલી.

"કયાં છે ? બતાવો ? "

કાગળમાં એક લીટી ઉપર આંગળી મુકી રૂકઇયાએ કહયું " આ જુઓ. વાંચો, કહો જોયું કે હજુએ નથી જોયું."

" હા, વાંચ્યું " સલીમાએ હસીને કહેવા માંડયું " જોઇએ, પીતાશ્રી અમારા સારૂયે કંઇ લાવે છે કે નહી."

" જરૂર કંઇક લાવશે ખરા " રૂકઇયાએ કહેવા માંડયું " મેં તો આ ચોપડીઓ માટે કાકાજીને જતી વેળા ઘણુયે કહયું હતું અને કાગળે લખ્યા હતા પીતાજીને ભુલી જવાની ટેવ છે. એથી એમને કહેવું નથી. તમે જે લખ્યુ હશે એ જરૂર લેતા આવશે."

"કોઇ ચોકકસ વસ્તુની માગણી કરી નથી." સલીમાને ગળે વળગી કહેવા માંડયુ "ચોપડીઓનો તો મોટો ભંડાર મારી પાસે છે કનીઝની જરૂર નથી. જાફરાન બ્હેનની પણ વધારે મમતાળ છે. પોતાની ખુશીથી મરજીમાં આવે એ લાવશે."

"મને ખબર નહોતી" રૂકય્યાએ કહેવા માંડયું "હું નહોતી જાણતી કે તમે કંઇ મગાવ્યું નથી. નહી તો કોઇ વસ્તુ શોધી કાઢી પીતાજીને લખી મોકલતી કંઇ જુદાપણું નથી."

"જુદાઇનો કયાં હીસાબ છે" સલીમાએ કહેવા માંડયું "તમે કયાં નથી જાણતાં મારા પિતાજી અને તમારા પિતાજી વચ્ચે જુઓ છો કેવો ગાઢો પ્રેમ છે. સગા ભાઇઓમાં પણ આવી મહોબ્બત જવલ્લેજ જણાય છે. કાકાજી મને એટલો બધો પ્યાર કરે છે કે મારોજ જીવ ગણે છે."

"સારૂં. હું રજા લઇશ" રૂકઇયાએ બુરખો હાથમાં લેતાં કહયું "તમારા વાંચનમાં અડચણ થતી હશે. પણ હાં, યાદ આવ્યું. તેનું શું નામ છે......" વાત પુરી થાય તે પહેલાં સલીમાની સાવકીમાએ સામેના ઓરડામાંથી આવી રૂકઇયાને પુછયું "બેટી, શું ખબર લાવી ?"

રૂકઇયા અને સલીમાએ જવાબ આપ્યા પહેલાં ઉભાં થઇ અદબ સાથે સલામ કરી. ઇસ્તંબુલથી આવેલા કાગળની હકીકત કહી સંભળાવી. કાગળની હકીકત જાણી ખાતુન ઉપર આનંદની રેખાઓ પ્રગટી નીકળી કીબલા તરફ ફરી તેણીએ ઉત્સાહભેર કહયું.

"ઇલાહી ! તારો ભારેમાં ભારે પાડ માનું છું. મારા વ્હાલા સ્વામી પધારે છે. મારૂં રૂવે રૂવું તેનુ આભારી છે. ભારે પ્રેમ અને મહોબ્બતભર્યું વર્તન રાખનાર સ્વામી છે. મારી અસલનીજ શું હું નાચીઝ બાંદી છું ઇલાહી તેના ઇમાન અને આનંદમાં વૃધ્ધિ આપો લુંડી લયલાને તેની સેવામાં હાજર રહેવાની સદબુદ્ધિ આપો તેનાં બાળકોની ખેરખાહીમાં દ્રઢ બનાવો ! આમીન !"

દુઆ પુરી કર્યા પછી લયલાએ જાફરાનને ઇશારો કર્યો, તેણી રાંધણીમાં ગઇ અને એક મોટો થાળ લઇ પાછી ફરી થાળમાં બે મોટા મોટા પરાઠા, થોડો હલવો, બે ચાર ભાંતના અથાણાં મુરબ્બાની રકાબીઓ, થોડું પનીર અને કબાબ હતા લયલાના ઇશારા અનુસાર વાનીઓનો થાળ

જાહૂરાને સલીમા અને રૂકઇયાની સામે મુકયો લયલાએ બન્નેને આવાવાનો આગ્રહ કર્યો પોતે ઉઠીને પાણીનો કુંજો લઇ આવી પરંતુ સલીમાએ લયલા વીના હાથ અડકયો નહી લયલા બાજુ ઉપર બેઠી ત્રણેએ ખાવા માંડયુ.

સલીમાએ બે એક કોળીયા લીધા હતા કે જાહૂરાને ખંખારતા સંકેત કર્યો સલીમાએ જાહૂરાન તરફ જોયું જાહૂરાનો ગભરાટ જોઇ તેણી વ્યાકુળ થઇ જાહૂરાનની અજબ પ્રકારની જાદુઇ અસર હતી તે જોતાંજ સલીમાનુ હૃદય ડંખવા લાગ્યું કાળજામાં બળતરા થવા માંડી ગળું સુકાઇ ગયુ કોળીઓ જતો અટકી પડયા અજબ પ્રકારની નિરાશાએ જાહૂરાન એકીટસે સલીમાને જોતા ઉભી હતી. તેણીએ કશુંયે કહ્યું નહોતું તેટલામાં લયલાની નજર તેણી ઉપર પડી. જાહૂરાનને દીલગીર જોઈ લયલાએ કહ્યું.

"બેટી જાહૂરાન શું છે. ખેર છેને ? ગભરાયેલી કેમ જણાય છે ?" સલીમાને સંબોધતાં આગળ ચલાવ્યું "પ્યારી બુચ્ચી તુ ખાતી કેમ નથી ;"

ઉભયે કશો ઉત્તર વાળ્યો નહી. જી, જી, કહીને બેઠી રહી. પરંતુ રૂકઇયાએ કહ્યું. "વારૂ બ્હેન હું પુછતાં પુછતાં વિસરી ગઇ. તેમનું નામ શું છે, પેલા જે તમારા પરોણા છે. બહુ ભલા ને નેક માણસ છે. તમારી સાથે તે દીવસે તેમને મળતાં મને ભારે આનંદ થયો. તેમના શબ્દે શબ્દમાં સદાચાર ને સદ્‌ગુણ ભરેલો હતો."

"મારા પરોણા—હા—તેમનું—ના—મ ઇબ્ને—મુસ્લિમ. હા, હા. ઇબ્ને મુસ્લિમજ છે." અચકાતાં ને અટકતાં સલીમાએ જવાબ આપ્યો.

"છે તો શામી પણ તેણે તો અરબોનાયે કાન કાપ્યા. કાકાજીને હું જરૂર તેમના વિષે કહીશ."

"શું કહેશો ?" સલીમાએ ગભરાટમાં પુછ્યું.

"શું ! બતાવીજ દઉં." રૂકઇયાએ હસતાં હસતાં કહ્યું "તમે નારાજ થશો: નહી તો કહી બતાવત."

"નહી નારાજ કે ખફા થવાની શું વાત છે."

"અને ખફા થાઓ તો ?"

"કહી રહી છું કે મારૂં નહી લગાડું છતાં તમે નથી માનતાં. ચાલો કસમ ખાઉં છું ખફા નહી થઇશ."

"ઓહો ! આ ગભરાટ. જોણુ લીધું ખુબ મજા પડશે." રૂકઇયાએ સલીમાના કાન પાસે મ્હોં લઇ જઇ આસ્તે કહયું "મન આવી ગયું છે, ત્યારેજ તો સમ ખાઓ છો."

"ઉંહ ! છેડતી કરવામાં શું માલ. કંઇ કહેવું હોય તો કહો નહી તો જવા દો."

"હું કહીશ કે તે ભલા માણુસને જીવ સાથે રમત કરવાનો બદલો મળવો જોઇએ."

"એનું મને ધ્યાન છે" સલીમાએ પરોણાનાં વખાણ કરતાં કહયું પણ ઇજ્ને મુસ્લિમને બદલો લેવો મંજુર નથી, તે કહે છે કે સત્કર્મને પઇસાના બદલે વેચવા માગતો નથી"

"બ્હેન સાહેબ !" રૂકઇયાએ ટકોર કરવા માંડી "એવો સારો બદલો મળવો જોઇએ કે તે પણ રાજી રાજી થઇ જાય એટલુંજ નહી પણ પગ ધોઇ ધોઇને પીએ." રૂકઇયાએ લયલા તરફ જોઇ આગળ ચલાવ્યું "કેમ કાકી ! એક શામી, શુંજ્ન અરબ ઉપર ઉપકાર કરી જાય, એ બને ખરૂં કે? શું તેનો બદલો ન વાળી શકાય ? વાત છે કંઇ."

"એના થવુંજ ના જોઇએ." લયલાએ કહેવા માંડયું "મનમાં તો મારાય છે. પરંતુ અત્યારે નથી કહી શકતી કે શું આપવું જોઇએ. તમારી સમજણમાં શું આવે છે ?"

"હા, મેં શોધી કાઢયું છે."

"હું યે સાંભળું ?" લયલાએ પુછ્યું

સલીમા તરફ જોઇ આંખ મારતાં રૂકઇયાએ કહયું "જે વસ્તુને તેણે ઉગારી છે તેજ વસ્તુ તેને મળવી જોઇએ. તે તેના પાત્ર છે. દરેક પ્રકારે કાબેલને લાયક છે." સલીમાની આંગળી દાબી આસ્તે કાનમાં કહયું "કેમ નમની વાત કહીને ?"

"વાત તો સારી છે પણ તમારા કાકાને પસંદ પડે ત્યારે" લયલાએ જવાબ દીધો.

"તેમની પસંદગીની તો મને સંપુર્ણથી વધારે ખાત્રી છે. આ વાત પનેલીજ જાણુંને. તેમને માત્ર યાદી આપવાનીજ ખોટી છે."

"કેમ?" લયલાએ પુછ્યું "તમે કેવી રીતે જાણ્યું? તેઓ પોતાની લાડકવાઇ દીકરી એક શામીને ચરણે ધરશે."

"કારણ–બારણ તો મારાથી બતાવાય નહી" રૂકઇયાએ ચલાવ્યું "પણ મેં જે કહયું છે તેમાં શંકા રાખવાનું કારણ નથી."

"ખુદા કરે ને એમજ થાય." લયલાએ કહયું.

મહિન ધારણ કરી અત્યાર સુધી અવાક ઉભેલી જાફરાને કહયું "આમીન! યા ઇલાહિલ–આલમીન!"

રૂકઇયા અને લયલાની વાતચીત સાંભળી સલીમા શરમાઇ ગઇ તેણીને ભારે લજ્જા આવી માથું નમાવી લીધું ઉજવઇ ભાવ ઉપર પરસેવાનાં બીંદુઓ ફરી વળ્યાં લયલા અને રૂકઇયાના દબાણ ભર્યાં આગ્રહ છતાં ભાણા ઉપરથી તેણીએ હાથ ખેંચી લીધો સલીમાએ હાથ ખેંચતાં રૂકઇયા અને લયલાએ પણ ખાવાનું મુકી દીધું. તેણે બાનુએ હાથ ધોઇ નાંખ્યાં તાપ વધતો આવ્યો હતો એટલે રૂકઇયાએ રજા માગી. રૂકઇયાને વિદા કરી લયલા ઘરના કામ ધંધામાં પડી. ઇબ્ને મુસ્લિમને મળવાની ઇચ્છાએ સલીમા એકલી મેડા ઉપર ચઢી ગઇ. જાફરાન ખાવાનાં વાસણ મુકવા રાંધણીમાં ગઇ હતી. જાફરાન ક્ષણનોયે વિલંબ કર્યાં વિના વાસણ મુકી સીધી સલીમા પાસે જવા દોડી. પરંતુ લયલાએ તેણીને ઉપર જતી અટકાવી જરૂરના કામે બજારમાં મોકલી બજારમાં તેણીએ ધાર્યાં કરતાં વિલંબ થયો. સલીમાએ મેડી ઉપર ચઢી દીવાનખાનામાં પગ મુકયો. પરંતુ દીવાનખાનું સુનું પડયું હતું. ઇબ્ને મુસ્લિમ ગાદી તકીએ નહોતો કે નહોતો પલંગ ઉપર સુના ઓરડાની ભયાનક દીવાલો ખાવા ધાતી હતી. કોઇ વસ્તુ અહીયાંથી ગુમ થયેલી જણાતી હતી. સલીમા આ તરફ કશું એ લક્ષ્ય આપ્યા વિના, ચોગાનમાં અને ચોગાનમાંથી બગીચામાં આવી ઇબ્ને મુસ્લિમને ખોળવા લાગી. અહીયાં તેણીને સ્મરણ થયુ કે બુર્ખાં વિના નીકળી આવી છે. તેણી પાછી વળી હવેલીમાં ગઇ. ઓરડામથી બુર્ખો લીધો, પણ વિચાર કર્યો કે ઇબ્ને મુસ્લિમ બગીચામાં ફરતો હશે અને કદાચ કયાંય ગયો હશે તો, જાફરાન હમણાં આવશે એટલે બધી હકીકત જણાવશે.

આશામાંને આશામાં વકી કરતાં વધારે વખત વહી ગયો પરંતુ ઇબ્ને મુસ્લિમ આવ્યો નહી કે ન આવી જાફરાન તેણીનું મન અજબ વ્યાકુળ હતું. તેણી બેવડી ઇન્તેજારીમાં ફસાઇ હતી એક તરફ જાફરાનની વાટ જોતી ત્યારે બીજી તરફ ઇબ્ને મુસ્લિમની ઇન્તેજારી હતી કદી આણી ગમ જાતી તો કદી પેલી ગમ આંખો ઉઠતી. આશાના વમળમાં પુરો એક કલાક વીની ગયો તેણીનો ગભરાટ હદ વટાવવા માંડયો ઘરની દરેક વસ્તુ ઉપર તેણીએ બારીક નજર નાંખવા માંડી અચાનક તેણીની નજર ઇબ્ને મુસ્લિમનાં કપડાં વાળી જગ્યા ઉપર પડી. ત્યાં કપડાં જોયાં નહી. તેણીને અજાયબી થઈ. બીજે કયાંક કપડાં મુકવાની શંકા ઉત્પન્ન થતાં આખો ઓરડો શોધી માર્યો પણ ઇબ્ને મુસ્લિમનાં કપડાંનો પતો નહોતો. તેણી નીરાશ થવા લાગી ને સાથે હૃદયમાં ધબકારા થવા માંડયા શરીરમાં સણુસણીયાં આવતાં અને હોઠ સુખાતા ચાલ્યા હતા સલીમા પાછી મેડા ઉપર ગઇ ઇબ્ને મુસ્લિમ અત્યારે પણ ત્યા નહોતો કે નહોતો તેનો સામાન. ચીંતા બેહદ વધી ગઇ. તેણી નીચે આવવા ચાલી. દાદર ઉતરવા માંડયું. બબે પગથીએ પગ મુકવા માંડયાં. તેણી ઉપર ગભરાટ છવાયો હતો હૃદય કાબુમાં નહોતું અડધે દાદરે ઉતરી હશે કે જાફરાન દાદરે ચઢની દેખાઇ જાફરાન પણ વ્યગ્ર ચીતે માથું નમાવી નીચી નજરે દાદર ચઢતી હતી ઉભયની પરેશાની એટલા ઉપરથી સમજી શકાશે કે દાદર ઉતરતી અને ચઢતી બન્નેમાંની એકને ત્યાં સુધી ખબર પડી નહી જયાં સુધીં દાદરની અધવચ્ચે જાફરાનનો પગ સલીમાના પગે છુંદયો નહી "અરે" જાફરાનના મોંઢામાંથી નાખતાં સલીમા અચકાઇ ઉભી થઇ ગઇ. અચકાયા સાથે જાફરાને માથું ઉઠાવતા બન્નેનાં માથાં પરસ્પર અથડાઇ જોખમાઇ ગયાં નહી, ત્યાં સુધી ઉભયને કશુએ ભાન થયું નહી.

સલીમા કે જાફરાન, ઉભયમાંની કોઇ માથાં અફળાયા કે પગ ચગદાયાની દરકાર કર્યા વીના સલીમાએ પુછયું.

"જાફરાન! પ્યારા અબદુલ્લાનોયે કયાંય પત્તો છે?"

સાથેજ તેણીએ નીચે ઉતરવાને બદલે પાછું ઉપર ચઢવા માંડયું. જાફરાન પણ ઓળા માફક તેણીની પુઠે હતી. પળ માત્રનું કામ હતું. સલીમા અને જાફરાન ઓરડામાં આવ્યાં. દીવાનખાનામાં આવી સલીમાએ

તેજ સવાલ કર્યો. જાફરાને એક કાગળ સલીમાના હાથમાં મુકી કહ્યું "લ્યો વાંચો પછી હકીકત જણાઇ જશે." આ કાગળ દાદરના દરવાજામાં મરહુમે જાફરાનને આપ્યો હતો.

જાફરાનના શબ્દોમાં નીરાશાભરી અજબ કરૂણા હતી. સલીમા ઉપર તેની ભારે અસર થઇ. તેણીનું હૃદય કંપ્યું હતું, દીલ દુખાયું હતું ને દાળમાં કાળા જેવું જણાતું હતું. શરીરે ધ્રુજારી વછુટી હતી, મગજમાં ભમરી આવી હતી. કાળજું હેબતાઇ ગયું હતું છતાં મન મજબુત કરી ધ્રુજતા ને કંપતા હાથે કાગળ વાંચવા માંડયો.

પ્રથમ નજરે તેણે વાંચ્યું "જીવ કરતાં પણ અધિક વ્હાલી, મુસાફર પરવર સલીમા પરાધીન અવસ્થામાં...હું છુટો પડું છું" પહેલીજ પંકિતએ તેણી ઉપર સખત આઘાત કર્યો. વધુ વાંચવાની આંખોએ યારી આપી નહીં. કંપતા હાથમાંથી કાગળ સરી પડયો અને સલીમા.........

" હાય! આ શું થયું ?"

ના કરુણાજનક અવાજ સાથે બેહોશીની પછાડ ખાઇ જમીન ઉપર પટકાઇ પડી.

સલીમાને અચાનક બેહોશ થઇ જમીન ઉપર પછાડ ખાતી જોઇ જાફરાન ગભરાઇ ગઈ દોડતા જઇ બાજુના પાસે અત્તર, સુગંધી અને ગુલાબજળ લેઇ દીવાન ખાનામાં આવી સલીમાને શુદ્ધિમાં લાવવા ઉપચાર કરવા માંડયો ગુલાબજળના છાંટા માર્યાં બે ત્રણ વખત અત્તર સુંઘાડ્યું હવા નાંખી ત્યારે કલાકેકમાં સલીમા શુધ્ધિમાં આવી જાફરાનનો હાથ પકડી તેણી ઉભી થઇ પરંતુ શરીર આખું કંપાયમાન હતું સલીમા, જાફરાનના ખોળામાં માથું મુકી આડી પડી કમારી બંધ થતાં તેણીએ છાતીએ હાથ દઇ તકીએ અઢેલીને બેસતાં કહેવા માંડયું.

" લાવો કયાં છે કાગળ! હું તે વાંચી જોઉ "

બેહોશીમાં કાગળ પડી ગયો હતો. તેણીએ કાગળની એક પંકિતથી વધારે વાંચ્યો પણ નહોતો. કાગળ આપ્યા પહેલાં શરબતનો ગ્લાસ સલીમાને આપ્યો. ભારે આગ્રહ પછી સલીમાએ થોડાક ઘુંટડા શરબતના પીધા. જાફરાને કાગળ આપ્યો.

સલીમાએ મન ઉપર કાબુ રાખી, અસાધારણ ધીરજ ધરી આખો કાગળ વાંચ્યો. કાગળ વાંચ્યા પછી ઉદાસ સલીમાએ જાફરાનને કહ્યું.

કાગળમાં લખેલી હકીકત સાચી હોય તો તેઓ મને મળ્યા વગર કેમ ચાલ્યા ગયા ? "

"ખુદાપાકજ જાણે છે કે કાગળમાં શું લખ્યું હશે. સાચું હશે કે ખોટું ?"

અચકાતાં અચકાતાં, કાગળ વાંચ્યા પછી સલીમાએ કહ્યું "સાંભળ્યું ?"

"સાંભળ્યું" જાહુરાને કહેવા માંડયું "મરહુમ પણ કહેતો હતો કે તેઓ ભારે ગમગીન અને દુ:ખી હતા. પરંતુ આવી રીતે એકાએક કેમ ચાલ્યા ગયા એ કંઇ જણાયું નહી.

"તમને શું કહી ગયા છે ? લખ્યું છે કે જાહુરાન બતાવશે."

જાહુરાને અથઇતિ બધી વાત કહી સંભળાવી સલીમાની હાલત ભાર અજાયબી ભરી હતી તેણીની આંખોમાં આંસુની એલી હતી પેરણ અને ઓઢણી આંસુનાં જારે તરબોળ થઇ હતી નિશ્વાસનાં વાદળ ધમધોકાર ચઢયાં આવતાં હતાં, હાય, હાય, નો કરૂણ સ્વર વધવા માંડયો હતો.

" હાય ! હું શું કરૂં મન ઉપર કેવી રીતે કાબુ રાખું."

વારે ઘડીએ માત્ર આ એકજ અવાજ હતો.

જાહુરાન ભાવી આશા એ આધાર લઇ ખુદા ઉપર વિશ્વાસના રાખવાની શીખામણ આપ્યે જતી.

સલીમાની દુ:ખયાતનાઓનું ચિત્ર દોરવાની કલમમાં શકિત નથી કે નથી એ શકિત બતાવવાની જરૂર જાહુરાને ભાવી આશાઓનો દીલાસો અને બદનામીની બીક આપી સલીમાને સબુરી અખત્યાર કરવાની શીખામણ આપી દુ:ખી સલીમાને, પોતાના તારનાર, જીવનદાન આપનાર મનમોહન અને કૃતઘ્નકર્મ પરાયણ ઇબ્ને મુસ્લિમના વિયોગ કષ્ટે બળતી અને કલ્પાંત કરતી મુકી અત્યારે આપણે વિદા થશું.

## પ્રકરણ ૭ મું.

## સીધીનો સ્નેહ.

"દર્દે દિલ સુનકે, પસીજા દિલે બેદર્દ ઉનકા;"

અણધારી રીતે ઇબ્ને મુસ્લિમ ચાલ્યો જવાથી સલીમના અંતરમાં ઉપજેલી અસાધારણ વેદનાએ માત્ર તેણીનાજ નહિ પણ તેણીની વફાદાર કનીઝ જાફરાનના હૃદય ઉપર પણ ભારે આઘાત કર્યો હતો. સલીમાની નિરાશા અને ઉદવેગ જોઇ તેનું હૃદય કંપતું હતું. તેણી મનમાં ને મનમાં દુ:ખી થઇ વિચારતી કે સલીમાને પ્રસંન્ન રાખવાની કેવી યુકિત કરવી જોઇએ; પરંતુ કોઇ યુકિત તેની બુદ્ધિમાં આવતી નહોતી. સલીમાએ ખાન-પાન પણ તમ દીધું હતું. તેણીનું તેજોમય ગુલાબી સ્વરૂપ, પાન ખર રૂતુનાં પીળાં પાત્રો જેની કરમાઇ મંદ પડી ગયું હતું. હરવા ફરવા અને સેલ સપાટાની સ્વભાવમા ઘર કરી બેઠેલી આદત પણ ઘટી ગઇ હતી; બલ્કે જતી રહી હતી. ઇબ્ને મુસ્લિમવાળા દીવાનખાનામાં ઉદવેગ ગ્રસ્ત રડમસ ચ્હેરે કલાકોના કલાક પડી રહતી. બાળપણની સાહેલી રૂકઇયા આવ્યા કરતી પરંતુ તેના પિતા આવતા હોવાથી ઘણાં જરૂરી કામોની વ્યવસ્થા કરવાના રોકાણોને સબબે ઇબ્ને મુસ્લિમ સંબંધી વાત કરવાનો કે સલીમાને પોતાની અંતર વેદના, રૂકઇયાને કહેવાનો પ્રસંગ મળતો નહોતો.

આ અસ્થિર અને વિક્ષિપ્ત દશામાં બે અઠવાડીયાં વીતી ગયાં. પ્રતિ દિવસ તેણીની સ્થીતી બગડતી ગઇ. લયલા આગળ બીમારીનું બ્હાનું કર્યું હતું. પરંતુ જાફરાન બધી વાતો જાણતી હતી સલીમાને ખાત્રી હતી કે તેણીને પ્રસન્ન કરવા જાફરાન કોઇ પ્રયત્ન બાકી રાખશે નહી. સલીમાએ આગ્રહપુર્વક જાફરાનને ભલામણ કરી કે મરશુદ પાસે જઇ ઇબ્ને મુસ્લિમ વિષે જે કંઇ વધુ વાતો જાણી શકાય તેનો પતો કાઢવો. જાફરાન, મરશુદ પાસે જવા લાગી ત્યારે સલીમાએ પોછી બોલાવી કહયું.

"સાંભળો! ભલી જાફરાન, સાંભળો! મરશુદના મન ઉપર કાબુ મેળ-વવા પ્રયત્ન કરજો. તેની મનોદશા પોતાની તરફ ફેરવવા યત્ન કરજો.

રસીલી ભાષામાં તેને સમજાવજો, તેને ખાત્રી આપજો કે હું તેની ઉપર કોઇ પણ રીતે ગુસ્સે નથી. ખરૂં પુછો તો જ્યારે હું ઇબ્ને મુસ્લિમ ઉપર આસક્ત હોઉં તો તેના ચાકર તરફ અપ્રિતિ કેવી રીતે બતાવી શકું. તેને કહે જો કે ઇબ્ને મુસ્લિમને પ્રસન્ન કરવા તેણી તમને દરેક પ્રકારેજ રાજી રાખવા માગે છે. તે જો કે જરખરીદ ગુલામ છે છતાં સલીમાની નજરમાં ઇબ્ને મુસ્લિમના સ્નેહી સરીખો છે ઇબ્ને મુસ્લિમ અહીં આવ્યો ત્યારથી તેણે સેવાનું કામ ઉત્સાહપુર્વક ઉપાડી લીધું હતુ. તે પણ ઇબ્ને મુસ્લિમને પ્રેમ દ્રષ્ટિએ નિહાળતો હતો. તેને પુછજો કે ઇબ્ને મુસ્લિમ પોતાના જવાનું કોઇ વિશેષ કારણ તેને બતાવી ગયો છે કે નહી. કયાર સુધી પાછા આપવાનો વાયદો આપી ગયો છે. મ્હોજબાની કોઇ વિશેષ પેગામ મોકલ્યો છે કે નહી. હાં, જાફરાન! મરશુદને તમે કહે જો કે આ કાગળ સંબંધી કોઇને કશુંય કહે નહી. અંબર સાથે આ સંબંધી કશી વાતચીત કરે નહીં."

સલીમાના ઉત્તરમાં જાફરાને માથું નમાવ્યું. ઉતાવળે પગલે મરશુદ રહેતો હતો ત્યાં ગઇ. અંબર અત્યારે હાજર હતો નહી. દીવાલને અઢેલી ખજુરીની ચટાઇ ઉપર મરશુદ બેઠો હતો. મરશુદ અજબ આકર્ષક દશામાં હતો. તેનો કાળો ભ્રમર રંગ સુર્યના તાપ જેવો તેજોમય હતો. તેના શ્યામ રંગનો ચળકાટ વીજળીના ચમકારા જેવો ચીતાકર્ષક હતો.

જાફરાન મરશુદની પાસે પહોંચી ગઇ પણ મરશુદ પોતાની પ્રગતિ રહિત સ્થીતીમાં સ્તબ્ધજ બેઠો રહયો. કેટલીક પળો વેર જાફરાન મરશુદની અસાવધાની જોઇ રહી તેણીને જણાયું કે મરશુદ અજબ પ્રકારના ઉંડા વિચારમાં નિમગ્ન છે. તેની આ અસાવધાનદશા ચાલુ જોયા કરવાનું મન થતું. પરંતુ કીમતી વખતની આંકણી કરનાર જાફરાનને વખત વ્યર્થ વિતાડવાનું ગમ્યું નહી. તેણીએ "મરશુદ! મરશુદ!" કહીને હાક મારી છતાં પણ મરશુદ સાવધાન થયો નહી. તે પોતાની અચળિત અવસ્થામાં માથું નમાવી બેઠોજ રહયો. જાફરાન ગભરાટને ઉદ્દવેગ ગ્રસ્ત થઇ તેની અડોઅડ જઇ ખભો હલાવતાં બોલી.

"મરશુદ. ઓ મરશુદ! આંખ ઉઘાડ, ઓ કાળા કુતરા!" જોશભેર કહેવામાં આવેલા સખત શબ્દો સાંભળી મરશુદ ઝબકી પડયો તેણે માથું ઉંચું કર્યું. મરશુદની આંખ્યો આંસુએ તરબોળ હતી. તેના ભાળ ઉપર

પરસેવાનાં બીંદુઓ ફુટી વળ્યાં હતાં. તેનું મ્હોડું કરમાઇ ગયું હતું. જાફરાન તરફ નજર નાંખી કહયું. કોણ, જાફરાન!

મરશુદની વય સોળ સત્તર વર્ષની હતી. તે મજબુત બાંધાનો, કૌવતવાન ચપળ, ઉદ્યમી હતો અતિશય કાળો રંગ. તેના હોઠ જાડા હતા. પણ લટકતા નહોતા. તેની આંખો વિશાળ હતી પણ રચકપીળી આંખ્યોમાં રાતા ડોરાની ધારીઓ હતી. તે ભણેલો ગણેલો નહોતો પરંતુ અમીર ખાનદાનના સહવાસને અંગે તેની ભાષા શિષ્ટ અને સુભાષિત હતી. તેની વય નહાની હતી પણ વાતો બુદ્ધિશાળી પ્રૌઢ જેવી કરતો હતો. ઇબ્ને મુસ્લિમે ખરીદ્યો હતો ત્યારથી પોતાના ધણી ઉપ જાન ફીદા કરતો હતો. મરશુદની કલ્પાંત કારી અને કષ્ટસ્પર્શી દશા જોઇ જાફરાને કહયું.

'મરશુદ! શું છે? ખેરીયત્ત છે ને?"

'આહ! ખેરીયત કયાં?" મરશુદે આંખો લુંછીછતાં કહ્યું "ખેરી યત તો માઇલો દુર વસતી હશે!" નિરાશાભર્યો નિશ્વાસ નાંખતાં કહયુ "યા રબ્બુલ ઇઝત રહેમ કર!"

"ગભરાવાનુ કંઇ કારણુ નથી" જાફરાને આશ્વાસન આપતાં કહેવા માંડયું "આવો સંતાપ કરવાથી કંઇ વળવાનુ નથી. તમને કોઇ વસ્તુની જરૂર હોય, કશું દુઃખ હોય તો કહો હાજર કરી દેવામાં આવશે. બીમારી હોય તો દવા દારૂની ગોઠવણુ કરવામાં આવે. રૂદન કરવાથી શું વળશે"

"સદભાગ્ય," મરશુદે રૂંધાયેલા સાદે ચલાવ્યું "સારૂં. પણ તમે શું જાણો કે મારા ઉપર શું વીતી રહી છે. મારી દુઃખી મનોદશાની તમને શી ખબર! યા અલ્લાહ!"

"એજ હુંયે પુછું છું?" જાફરાને કહયું "શું છે. બતાવો તો તેનો ઉપાય થાય. ખોનુએ તમારી પાસેજ મોકલી છે. સદભાગ્યે અંબર પણ નથી એ સારૂં થયું."

"અંબરની કશી બ્હીક રાખવા જેવું નથી" મરશુદે કહયું "કારણ કે તેનું વર્તન ઘણુંજ માયાભર્યું છે. ખાતુનનો વફાદાર ગુલામ છે. મારા આવ્યા અગાઉ બનેલી સઘળી વાતો શું તે નહોતો કહેતો. મારા મહેરબાન માલીકની શોધમાં આખું ગામ અને આજુબાજુની વાડીયોમાં શોધી, થાકીને માંદો પડી એક વાડીમાં જઇ પડયો ત્યારે અનાયાસે અંબર ત્યાં આવી ચડ્યો. ભારે દીલસોજી બતાવી મને અહીયાં લાવ્યો. બે એક દીવસ હું

બીમારીને બીછાણે પટકાઈ પડયો ત્યારે તેણેજ લાગણીપુર્વક મારી સેવા કરી હતી—"

જાફરાને વચ્ચેજ બોલવા માંડયું "સાંભળ્યું. બસ કરો. વધારે વખાણ ન કરો અંબર કેવો વફાદાર છે એ બધું હું જાણું છું. પરંતુ જે વાત ગુપ્ત રાખવાની હોય તે બધાને કહી જાહેર ખબર આપવાની જરૂર નથી."

મરશુદ હેબતાઈ ગયો. તેણે દબાયેલી જીભે બીતાં બીતાં કહયું "ત્યારે તમે મને શું કહેવા માંગો છો. શું મને પોતાને એવો ભાગ્યશાળી ધારી શકું છું"

"હા, હા, હું તમારી પાસે વાતો કરવા આવી છુ" જાફરાને તેની પુરી વાત સંભળાવ્યા વીના કહયું "દરેક રીતે તમારી ગમખારી કરી તમને દીલાસો આપી ખુશ રાખવા માટે મહેરબાન બાનુંએ મને હુકમ કર્યો છે."

"શું ખરીયાત છે ?" ખુશાલીનો માર્યો મરશુદ ઉછળી પડયો અને "કલ્લમી–કલ્લમી !" કહેતો કુદવા માંડયો.

"ઉરકુત ? સલ્લા અલેન્નબી ( શાંત થા. નબી–સલ–ઉપર દરૂદ મોકલ.) જાફરાને શીખ આપી.

"અલ્લા હુમ્મા સલ્લે અલા મોહમદીં–વ–અલા આલેહી–વ–સલ્લમ" કહો શું કહેવા આવી છો. હું અંતઃકરણથી સાંભળીશ."

"બતાવો ત્યારે" જાફરાને પુછવા માંડયુ" ઇબ્ને મુસ્લિમ જતી વેળા તમને મેજબાન પણ કંઇ કહી ગયા છે કે નહી. વળી તમે રડો છો કેમ ?"

"મને કશી ભલામણ કરી નથી." મરશુદે કહેવા માંડયું. "મને વીશેષ પ્રકારે તો કશુંય કહયું નથી. કાગળ આપીને કહયું હતું કે જાઓ આ કાગળ જાફરાનને આપજો. અને હું પાછો ન આવું ત્યાં સુધી અહીંથી જશો નહી."

"કંઇ કહી ગયા છે કે કયારે પાછા આવશે." જાફરાને પુછયું.

"કંઇજ નહી." મરશુદની આંખ્યોમાંથી પાછાં આંસુ વહેવા માંડયાં.

તીરસ્કાર કરતાં જાફરાને મ્હોં મલકાવી કહયું "વાહ ! બાત વાતમાં રડે છે શું કામ ? આદમી બન બાયડી જેવાં નખરાં કરે છે ? "

"હું નખરાં કરૂં છું ?" મરશુદે કહેવા માંડયું "તમે એમજ કહેશો. ખુદા કરેને તમે પણ એવાંજ નખરાં કરો. મારા જેવાંજ પરવશ અને

નાચાર બનો ત્યારે તમને નમન કરી સલામ ભરીશ." મરશુદ પલાંઈ મારી બેસી ગયો.

"માશા અલ્લાહ !" જાફરાને ઉડાવતાં કહ્યું "બનેદ પીને તો નથી આવ્યો આવી પીધેલા જેવી મતવાલી વાતો કરે છે."

"આવો કોપ" લાક્ષયિત દ્રષ્ટિ પાત કરતાં મરશુદે કહ્યું.

"કોપની વાતજ છે?" લજ્જીત થઇ જાફરાને ચલાવ્યું "તમે તે કાબુમાંથી નીકળતા ચાલ્યા જાઓછો હું પુછું છું કે કેમ રડો છો : કંઇ વધારે ગંભીર બાબત તો નથી ખુદા ખેર કરે ઇબ્ને મુસ્લિમનાં કહેવ નો ભાવાર્થ એવો તો નહોતો કે તેઓ પાછા કદી અહીં આવવાનાજ નથી."

"નહી, નહી નિરાશા જેવી કલ્પના કરવા સરખું કશું. નથી.' મરશુદે ટટારથતાં કહેવા માંડયું "મને આશાજ નહી ખાત્રી છે કે તેએ આવશે અવસ્ય. પણ અફસોસ કે મારૂં મન માનતું નથી તેમની સાથે હદ વગરની કુદરતી પ્રિતિ બંધાઇ ગઇ હતી અને તે વિના......" મરશુદ અત્રે અચકાઇ અટકી પડયો.

"હાં. કહો" જાફરાને પુછ્યું "આગળ બોલો તે વિના શું-એ પણ કહો. બીજું એ કશું કહી ગયા છે."

"હાં, મને મારા પોતાના કામનો પણ અંદેશો છે" મરશુદે કંઇક દીલગીરી સાથે ચલાવ્યું "એથી મારી વ્યાકુળતમાં વધારો થાય છે. તેઓ હાજર હોય તો મને કશી ચીંતા નહોતી મારાં બધાં કામ થઇ જતાં.'

"અફસોસ !" જાફરાને ચીરડાઇ કહેવા મોડયું "તું ગધેડાજ છે. હમણાં હમણાંજ મેં કહયું છે કે મારી બાનુએ કહયું છે તને જે ચીજની જરૂર હોય તે સાંભલી આવ"

"ખુદા પાક ખાતુનને સુખી રાખે" મરશુદે હાથ આકાશ તરફ ઉઠાવતાં ચલાવ્યું "ખાતુને મહેરબાની કરી મારી તરફ ભલી લાગણી બતાવી ખરી. પણ તમારી તરફથી અફસોસ થાય છે તમે મને ગધેડો બનાવો છો, અને અત્યાર પહેલા કાળો કુતરોય હતો. છે ને. એજ વાત છે ને?"

"કહયું તો હતું" જાફરાને શરમાઇ આંખો નીચી કરી કહયું "પછી શું કરશો?"

'હું બિચારો શું કરી લઇશ" મરશુદે ઉદાસ થઇ કહયું "અલબત તમે બધું કરી લેશો. મનમાં આવે તે કહો તમે ખુશ રહો પરંતુ ઠાલી ઠાલી નામ મુકવાંજ જોણો છો કે ગરીબો ઉપર દયા કરવાનુંયે જાણો છો."

"વાહ! શું કહયું?" જાફરાને કોપાયમાન થતાં કહેવા માંડયું "જરા વીચાર કરીને વાત કરો નહી તો જોડા ખાવા પડશે. મહોડું ધોઇ લેજે હમણાં તો ભું ભું રડતો હતો અને હવે મશખરીનાં ટાયલાં સુજયાં. મેં ધાર્યું હતું કે ભલા મહેરબાન માલીકને યાદ કરી રડતો હશે."

"તમે શું જાણો કે હુ કેમ રડું છું." મરશુદે કહેવા માંડયું "માલીકને યાદ કરી રડવાનું પ્રયોજન શું હતું ખુદાએ ચાહયું તો ખેરીયત સાથે થોડા દીવસમાં પાછા આવવાના છેજ."

"વારૂં" જાફરાને કહયું "ત્યારે જઇને કહું છું ને કશું જાણનો નથી."

"અરે એવો સીતમ ન કરતાં." મરશુદે ભ્રમમાં નાખતાં આગળ ચલાવ્યું "જુઓ ભાગ્ય દેવીએ આજનો પ્રસંગ મેળવી આપ્યો છે. ખુદાને ખાતર જરાવાર થોભો અને મને થોડું કંઇ કહી લેવા દો.

"વાહ" જાફરાન ચીરડાઇ ગઇ પુંઠ ફેરવી બોલી "મુઓ ચાલ્યો છે ચમાર મજાક કરવા. કોનું મોં આવતું હશે એ જાણતોજ નથી. ખરૂં કહું છું જોડા ખબર લેશે જોડા. સાંભળયું."

માથુ નમાવી મરશુદે કહેવા માંડયું "એવીજ ઇચ્છા હોય તો લ્યો બીસ્મીલ્લાહ. પણ યાદ રાખજો કે કોઇ કાળે અમારો પણ વખત આવશે વારવાર ગધેડો ને કુતરો કહયો છે પણ ભુલશો નહી. તમારી પાસે હાથ જોડાવીને ન મુકું તો મારૂં નામ મરશુદ નહી."

"ખુદાની લ્યાનત તારઃ ઉપર" જાફરાને તીરસ્કાર બતાવ્યો

"અને તમારી ઉપર ખુદાની રેહમત" મરશુદે હસીને કહયું "કેમ છે ને! ચાલો લ્યાનતને રેહમ મેલી કાંટો બરાબર થઇ જશે."

જાફરાન મરશુદની વાતનો કશોયે જવાબ આપ્યા વગર ચાલવા મંડી પરંતુ મરશુદ સિંહની માફક કુદકો મારી આગળ ફરી વળ્યો અને જાફરાનને બાથમાં લઇ પલાઠી મારી બેસી ગયો જાફરાનના બન્ને હાથ જમણા હાથમાં હતા. પગ મરશુદની જાંઘ તળે દબાયેલા હતા મરશુદ વારંવાર તેણીના હોઠ સાથે હોઠ મેળવી કહેતો.

"પ્યારી દયા કર ! જો હું તને પ્રાણથી પણ અધીક ચાહું છું. ખુદા ખાતર ! હું તારો આશક છું, જાંનિસાર આશક છું, જેવો ઇમ્ને મુસ્લિમ સલીમાનો આશક. જુઓ મારો રંગ કંઇ ખરાબ નથી. હું કઉવ-તવાન અને જોરાવર હોવા સાથે બેહાદુર અને રૂપાળો પણ છું જુઓ મારા હોઠ કેવા રસીલા છે અને મારા ગાલ કેવા ભરેલા છે દાઢી હજુ આવી નથી. વાદળી-પેરણ મારા શરીરપર કેવું સારૂં શોભે છે તારીજ યાદમાં અત્યારે હું રૂદન કરતો હતો."

બાથ ભીડયાને દશ બાર મીનીટ વીતી હતી જોર કરી નીકળી છુટવા પ્રયત્ન કરતી જાફરાન પણ ઢીલી પડી હતી. તેણીનો શ્વાસ રૂંધાઇ ગયો હતો શરીરમાંથી પરસેવો વ્હેવા માંડયો હતો લજ્જાવંતી તેણીની આંખો નમી ગઇ હતી સલજ્જ નયને મરશુદને નીહાળતી દયા યાચના કરતી હતી. મરશુદ ઉપરની જાફરાનની અદાની અને કંઇક તેણીના લજ્જા રપદ શબ્દોની અસર થઈ હતી તેણીએ કહેવા માંડયું હતું.

"અરે ખુદાનો ખોફ કર ! ખુદા પાક અલીમ બસીર છે. માનવ જાતિના દ્રસ્ય અને અદ્રસ્ય ભેદ ભરમ જાણે છે. કાકલુદી સાથે યાચના કરૂં છું તેજ કહેરવાલા ખુદાના સમ દઉં છું પાકને પવીત્ર પ્રેમમાં મજાહ છે તે આવી નિર્લજતામાં નથી આવી કનિષ્ટ મસ્તીનું પરિણામ એજ આવશે કે નિરંતર નિરાશામાં રહી તારૂં નસીબ ફોડયા કરશે"

મરશુદને ખુદાનો ખોફ આવ્યો તેણીને છોડી દીધી જાફરાન, કપડાં ખંખેરતી ઉભી થઇ ગઇ.

અજબ દ્રસ્ય હતું જાફરાન મરશુદના કબજામાં હતી પળવાર પહેલાં જાફરાન કાલાવાલા કરતી હતી પણ હવે મરશુદનું માથું જાફરાનનાં ચરણે પડયું હતું. રડી રડી રહેમની યાચના સાથે પ્રેમની ભીક્ષા માગતો હતો જાફરાન સ્તબ્ધ થઈ ઉભી હતી મરશુદ તેણીના પગ સાથે આંખો મસળતો કે તેણીના છેડાને ચુંબન કરતો. કેટલીકવાર સુધી કાકલુદીને કાલાવાલાનું કરૂણારસીક દ્રસ્ય ચાલુ રહયું પણ જાફરાને કશો જવાબ આપ્યો નહી મરશુદે પોતાને નીરાશ અને નીષ્ફળ માન્યો અંતે તે જીવ ઉપર આવ્યો મરશુદ ઉઠયો તબેલામાં ગયો ને પેટીમાંથી છરી કાઢી લાવ્યો.

નિસંદેહ મરશુદની જીવનડોરી કપાઈ જવામાં કશુંયે બાકી નહોતું કારણ કે તે જાહેલ અને સામાન્ય મુર્ખ શીધી હતો અજ્ઞાનતાના જુસ્સા

માં ગુસ્સે થઇ જીવ ઉપર રમી જાય એમાં અજાયબી જેવું નહોતું. મરશુદે મ્યાનમાંથી છરો ખેંચી લીધો હતો અને વાતની વાતમાં માનવ જીવનનું લાગેલું કલંક પરહરવાની અણીયે હતો તેણે નિરાશા ભરી નજર જાફ્રાન ઉપર નાંખતાં કહ્યું.

"જો, પ્રાણ પ્રિય! પરંતુ નિર્દયી જાફરાન! તારા ઉપર કુરબાન થાઉં છું. જુઓ મારૂં માથું સદા માટે તમારા ચરણને આલીગન કરી આત્મા અને દેહનો સ્થુળ સંયોગ વીયોગમાં પરિવર્તિત કરે છે પરંતુ યાદ રાખજે કે મારા નીરપરાધી લોહીના ડાઘા કયામત સુધી તારા પલ્લવ ઉપરથી જવાના નથી લીલ્લાહ છેવટની એક પ્રેમ ભરી માયાળુ દ્રષ્ટિ મારી ઉપર નાંખ."

જાફરાનની નજર મરશુદ તરફ ફરી તેણીએ જોયું કે નગ્ન છરો હાથમાં ઉગામી મરશુદ ઉભો છે શુષ્ક પ્રેમ નિદ્ધ થયો અત્યાર સુધી એ પરવા રહેલી જાફરાનનું હૃદય ભરાઇ આવ્યું તેણીએ બન્ને હાથ ઉચા કરી કહેવા માંડયું

"હય! હય! આ શું કરે છે. એવો અનર્થ ન કર!"

જાફરાન હીમત કરી મરશુદને બાઝી પડી છરો ઝુંટવી લીધો.

મરશુદને ખાત્રી થઇ કે 'મારા અંતરની લાગણીઓ નિષ્ફળ નીવડી નથી.' નિવૃત્ત દશાયે તે જાફરાનનું મોઢું જોઇ રહયો. અત્યારે તેણી મરશુદને અસીમ સૌંદર્યવાન દેખાતી હતી. પ્રેમના પ્રોત્સાહને તેના રૂધિરમાં તાપ આણ્યો હતો તેણીના ગાલોની કાળાશ તળે ઉલ્લાસની લાલીમાં ઝળકવા માંડી હતી આ ઉધમાનમાં તેણીના કેશ વિખરાઇ ગયા હતા. નકસોરાં ફણફણાટ કરતાં હતા. લજ્જા અને લાંછનો માર્યો તે મરશુદ અવાચક ઉભો હતો. તેણે માથું નમાવ્યું અને વારંવાર કાતર દ્રષ્ટિએ જાફરાનને જોતો હતો. કેટલાક સમય વીત્યા પછી જાફરાને કહયું.

"મરશુદ! ઓ મરશુદ!

"પ્યારી વલ્લભા! કહો. શું આજ્ઞા છે. મને ક્ષમાપ્રદાન કરશો?"

"હા, હા! હું તમને માફ કરૂં છું........."

વચમાંજ મરશુદ બોલી ઉઠયો "અને મારી ઉપર કરૂણા કરવાનીયે કૃપા કરો છોને?"

"હા, અવશ્ય" મંદ હાસ્ય કરતાં જાફરાને કહેવા માંડયું "તમારી તરફ મીત્રભાવ રાખવા બંધાઉં છું. પરંતુ યાદ રાખો, ભવિષ્યમાં આવું એહુદુ વર્તન ચલાવતા નહી"

"વલ્લભા!" મરશુદે આનંદ મગ્ન થઇ કહેવા માંડયું "આ વર્તન ભુલી જાઓ. એક ઉત્પાતી ઉદ્વેગ હતો. તે માટે હું ઠપકાને પાત્ર નથી. કદાચ ખત્તા હોય તો મારા અંતઃકરણની. પરંતુ અફસોસ! તે દીલ-અંતઃકરણ જો કે મારા શરીરમાં છે પરંતુ મારૂં નથી."

"ત્યારે કોનું છે?"

"તારૂં છે, એ ઝાલેમ તારૂં છે?"

"મને ઝાલેમ શાં કહો છો આવો અક્ષેપ મુકવો વ્યાજબી નથી."

"લિલ્લાહ! અનુકંપા કરો તો કેણુ ઝાલેમ કહે" મરશુદે કહેવા માંડયું "આહ! તમને મારા અંતરની ખબર નથી. પ્રથમ દીવસથી અંતઃકરણ તમને અર્પણ કરી ચુકયો છું. મને આશા હતી કે મારા માલીક તમારી સાથે મને પરણાવી દેશે. પરંતુ તેમના ગયા પછી મન કાબુમાં રહયું નહી."

"અંતઃકરણને સમજાવો." જાફરાને દીલાસો આપવા માંડયો. "ઇન્શા અલ્લાહ, વખત આવશે. મારે પણ કહેવું પડે છે કે મારૂં હૃદય તમારૂં થઇ ચુકયું છે. પરંતુ આવા વિપરિત સમયે પ્રગટ કરવાનો પ્રસંગ નહોતો. ખેર ખુદાની ઇચ્છા એમજ હશે."

"ખુદાપાકના સમ ખાઓ? તમે મને પ્રેમ કરો છે."

"હું તમને પ્યાર કરૂં છું. અને તે માટે દરેક રીતે સમ ખાવા તઇયાર છું. તને મારી વાતનો ભરૂસો નથી?"

"ત્યારે મને કુતરો અને ગધેડો કેમ બનાવ્યો. શું હું એવો પતીત છું,"

"કેવળ મશ્કરી હતી."

જાફરાન સ્નેહભર્યો મરશુદનો હાથ ઝાલી તેની બરોબર અડીને બેઠી. ઇબ્ને મુસ્લિમ અને સલીમાના સ્નેહની સઘળી વાર્તા મરશુદને કહી. મરશુદ આ વૃતાંત સાંભળી છકક થઇ ગયો. થોડીવાર થોભી તેણે કહયું.

"તમારી વાતો ઉપર મને વિશ્વાસ છે. મારા પ્રાણના ભોગે પણ તમારી સઘળી વાતો છાની રાખીશ. પરંતુ આ સ્નેહી જોડું તાકીદે સહવે

પાછું મળે અને સસ્નેહ આબાદ થાય એ માટે શી યુકિત થાય આપણા સંબંધ માટે ઇબ્ને મુસ્લિમની હાજરીની પણ જરૂર છે." જાફરાને કહ્યું.

"પરંતુ" મરશુદ બોલ્યો. "અંબર મને કહેતો હતો કે શેખ ઉસેદ ઇસ્તંબુલમાં છે અને અત્યારે આવવાની કશી વકી નથી.

"બેશક, અંબરે ખરૂં કહ્યું હતું." જાફરાને સમજાવ્યું "પરંતુ ગયે અઠવાડીયે કાગળ આવ્યો છે તેમાં લખ્યું હતું કે આઠ દશ દીવસમાં હું ઘેર આવવા નીકળીશ. કાલ, પરમ સુધી આવી જાય તો અજબ થવા જેવું નથી."

"આમીન! આમીન!!" મરશુદે કહેવા માંડયું "પણ એક વાતની ભારે હેરત છે. તમને ખબર હોય તો બતાવો."

"બોલો, શું વાત છે."

"સાંભળો ત્યારે" મરશુદે કહેવા માંડયું 'પરમ દીવસે સાંજરે બુરખો ઓઢી એક બાનુ મારી પાસે આવ્યાં હતાં. તેમનો સાદ અને વાતચીત સદાચારી અને વિવેક પુર્ણ હતો. તેણીએ મારા માલીક વિષે પુછ્યું હતું. તેઓ અહીંથી ચાલ્યા ગયાનું સાંભળી તેણીને ભારે દુઃખ થયું હતું તે પછી તેણીએ મને પુછેલા સવાલો તેના પીડિત હૃદય અને રૂંધાઇ ગયેલા શ્વાસના હતા."

"તે બાનુએ શું પુછ્યુ હતું?" જાફરાને પુછ્યું.

"તેણીએ ઘણા સવાલ પુછ્યા હતા." મરશુદે વગર સંકોચે કહેવા માંડયું "ક્યારે ગયા. કેમ ગયા, કયાં ગયા, જવાનું કારણ શું હતું, કયારે આવશે, તમને શુ કહી ગયા, શુ ભલામણ કરી ગયા. કેવી સુચના આપી ગયા. અહીયાં તેમનું મન લાગતુ કે નહી, કોઇના સ્નેહ વિષે તમને કંઇ કહ્યું હતું કે નહી, શું તેઓ સ્નેહ વૃત્તિ ધરાવે છે, શરીઅત પ્રમાણે વર્તવાનું ધ્યાન છે કે નહી. તેઓ ઉપકાર માને છે કે નહી. તેમના લગ્ન થયાં છે કે નહી, કયાં ઉતર્યા છે એ તમો જાણો છો."

"પછી તમે શું કહ્યું?" જાફરાને પુછ્યું.

"મેં હતું તે કહ્યું." મરશુદે આગળ ચલાવ્યું "ગયાને ૭ સાત દીવસ થયા છે. મને કશુંયે કહી કે ભલામણ કરીને નથી ગયા. આવશે જરૂર પણ કયારે આવશે એ કંઇ કહી ગયા નથી. મદીનાં શરીફ જવાનો ઇરાદો

હતો. કયાં ઉતર્યાં હશે એની ખબર નથી. પરંતુ એક વખત વાત વાતમાં કહયું કે બાબુસ્સલામ ઉપર કોઈ ગૃહસ્થ રહે છે તેમને ત્યાં ઉતરશે. શરીઅત પ્રમાણે વર્તે છે. હું જાણું છું ત્યાં સુધી ભલા અને સદાચારી છે. એથી વધારે હું જાણુતો નથી."

"પછી શું થયું" જાફરાને પુછયું.

"તે પછી બાનુ ચાલી ગયાં" મરશુદે કહયું "મને કહી ગયાં હતાં કે બીજી કોઈ વાત હોય તો એક બે દીવસમાં યાદ કરી રાખજે. આજે સવારે ફરી આવી એજ સવાલ કર્યો. મેં અજાણુતા સિવાય કશો ઉતર આપ્યો નહી."

"તે બાનુ કોણ હતાં?" જાફરાને જાણુવા માગ્યું.

"હું શું જાણું." મરશુદે કહેવા માંડયું. 'હું પોતેજ તમને પુછનાર હતો કે તે આવનાર બાનુ કોણ છે. એટલેજ તો આ કહેવું પડયું."

"પરંતુ હુયે શું જાણું કે કોણ હતું. છતાં તે કઇ દિશાએથી આવ્યાં હતાં." જાફરાને વધુ તપાસ કરવા માંડી

"હવેલી ગમથી આવ્યાં હતાં. પ્રથમ તો હું એજ સમજયો કે બાનુ સલીમા છે. પરંતુ તેમને સ્નેહ વગેરેની વાતો પુછવાનું શું પ્રયોજન."

"તારૂં માનવું વ્યાજબી છે." જાફરાને કહયું.

"ખરૂ છે. પણ ત્યારે તે કોણ હતું," મરશુદે વધુ કઇ કહયું નહી અને જાફરાને આગળ પુછયું નહી, બંને મૌનધરી એક બીજાનું મ્હોંડું ટગરટગર જોઇ રહ્યા, કેટલાય વખત સુધી આ સ્થિતિ ચાલુ રહી, પરંતુ બેઠાં બેઠાં કંઇક વિચાર આવતાં જાફરાન ઉઠી ઉભી થઇ અને

"હું કહી દઇશ કે તેને કોઇ વિશેષ ભલામણ કરી ગયા નથી, અને કંઇ જાણુતો નથી." બોલતાં બોલતાં જાફરાન ચાલતી થઇ. અને બિચારો મરશુદ "જરા થોભો! જરા સાંભળો!!" કહેતો ને કહેતોજ રહી ગયો.



# પ્રકરણ ૮ મું.

## નુતન યાતના.

દાગ પર દાગ દિયે જાતા હય, દમ લે અય ચર્ખ:
એભી માલુમ, જો ફુરસદ હુઈ ગમ ખાનેકી.

સુક્ષ્મ દ્રષ્ટિએ વિચારવામાં આવે તો જણાશે કે જગત આખાની ગતિનો આધાર મન ઉપર છે માત્ર આ મન અજબ પદાર્થ છે. જેના પ્રતાપે સદાચાર–દુરાચાર, નેકી–બદી, એશ–આરામ, વૃત્તિ–નિવૃત્તિ, સઘળીયે વાતોની ઇચ્છા માનવ હૃદયમાં પ્રગટે છે. તેનેજ રંજન કરવા માટે પ્રિયતમાનાં નખરાં સહન કરવાં પડે છે. હત્યા સ્તંભે ચઢી માથું નમાવી, સદા માટે સઘળી ઇચ્છાઓને આશાઓની ગર્દન કપાવવી પડે છે. તે મનના સંકેતમાં કોઇના અત્યાચારો સહન કરવા પડે છે. જો ખરૂં પુછો તો મન રંજન કરવાનું પ્રોત્સાહન પરમાત્માએ ઉત્પન્ન ન કર્યું હોત તો કોઇ, કોઇને પુછતું નહી કશી ઇચ્છાજ ન થતી, કોઇ વસ્તુ મેળવવાની અભિલાષાજ ન રહેતી, ત્યારે શું કોઇનુ માથું ફર્યું હતું કે અન્યોની ખુશામત કરતો. પરંતુ હાય મન! તેં સઘળાને પરાધીન કરી રાખ્યા છે. અને કેવળ માત્ર તારાજ કારણે જગત આખાના અત્યાચાર સહન કરવા પડે છે.

સૃષ્ટિની સઘળી વસ્તુઓ ઉપર નજર નાંખવામાં આવતાં મનની વલણુથી કોઇપણ હૃદય નિરાળું દેખાશે નહી. એકે વ્યકિત અત્યાચારી મનની પીડાથી બચી રહેલી જણુશે નહી. કોઇ માનવ એવું નહી મળે જે મનની ઇચ્છા વિના કશુંયે કર્મ કરવા લલચાયો હોય સંસારી યાતનાઓમાં ફસેલા સંસારી માનવોને બાજુએ મુકી ભકતજનો ઉપર દ્રષ્ટિપાત કરતાં જણાઇ આવશે કે બંદગી બજાવનારાઓ પણ મનોદશાને કારણેજ પોતાનાં મુકુટધારી મસ્તક ભોંય સાથે રગડી પ્રસન્ન થાય છે.

“ઇન્ના અરદનલ અમાનતા.”

માં જે અમાનત વિષે ઇશારો કરવામાં આવ્યો છે તે પદાર્થ મનને નામે મશહુર છે. કવિ હાફીઝ શીરાઝીએ.

“આસમાં બારે અમાનત, ન તવાંનસ્ત કશીદ;
કુરરયે ફાલ બનામે, મને દીવાના ઝદંદ.”

અત્યંત ખુબી સાથે ઉપરોકત આયતનો ભાવ તેમાં બતાવ્યો છે અને સુંદર પણ ખુંચતા શબ્દોમાં બતાવ્યું છે કે તે અમાનત પદાર્થ કયો છે.

બધા પદાર્થ બાજુએ મુકી કદાચ પ્રિતિ અને પ્રિતમની રંગભુમિ ઉપર દ્રષ્ટિ ફેંકીએ તો અહીયાં પણ સઘળા આવિષ્કારો મનના પ્રતાપેજ ઉત્પન્ન થયેલા પ્રતીત થશે જો ખરૂંજ પુછો તો મન નહોય તો પ્રીતિ હોયજ કયાં ? જે હ્રદયમાં પ્રીતિ–મોહ ન હોય તે હ્રદયજ શું. કાવે ઝઉ-કના શબ્દોમાં કહીએ તો

"જો ચશ્મ કે બેનમ હો, વો હો કોર તો અચ્છા;
જો દિલ કે હો બેદાગ, વોહ જલ જાય તો અચ્છા."

સારાંશ કે પ્રીતિનું દુઃખ, સમ્મિલનનું સુખ; વિયોગની વેદના, એ સઘળું કેવળ માત્ર એક મનને પ્રતાપેજ છે. પરંતુ મન–હ્રદય એટલે માસનો લોચો નહીજ; પણ અંતરની તે લાગણીઓ છે જે યાતનાનો ભાર જાળવી રાખે છે. જગત આખાની વેદનાઓ વ્હોરી લે છે. એ લેજ સઘળાં કર્મોનો સંબંધ એક માત્ર મન સાથે છે. નથીજ મનની યાતનાઓ વધી પડે છે ત્યારે પોતાની મેળેજ ઘટાડવાની યુકતિઓ પ્રાકૃતિક સંજોગો મેળવી આપે છે. લટાવીપટાવી વંઠેલા મનને વશ કરી ગમે તે પ્રકારે તેને કાબુ તળે રાખવું પડેજ છે. હા ! કદાચ આ કલ્પાંતકારી હ્રદયને આશ્વાસનના શીતળ આચ્છાદને શાંત કરવામાં ન આવે, તો અકાળે સઘળી મનવાંછનાઓની હત્યા કરી નાંખે અને આશાઓ નીરાશાની બુંઠી છરી વડે ઝબેહ થઇ જાય. રાત્રિ દીવસ હાય હાય કરી જીવન વ્યતીત કરનારા આશક ! કદી કદી મનઘડીત આશા ઉપર હ્રદય તલ્લીન કરી લે છે, મંગી લનની ભાવી આતુરતા ઉપર હ્રદયને શાંત્વના આપે છે અને ભ્રાન્તિમાંજ પ્રભાવની બધી લ્હેજતો લે છે. કદી તે ગેલને બુલબુલના મદન સંકેતમાંજ મનરંજન કરે છે અને બુલબુલના કલ્પાંતથી પોતાના જાનને આશ્વાસન આપે છે કદી કોઇ અનીસ કે હમદમ શોધી કાઢી તેની સામે પોતાની કરૂણ કથા ધરે છે અને તેમ કરી પોતાનું મનરંજન કરે છે.

ભોળી સલીમા ખાતુન પણ મનની પજવેલી અને મનના પ્રતાપેજ સંકટ સંકલનામાં જકડાઇ હતી ઇબ્ને મુસ્લિમનો વીયોગ તેણીને બળત્રાયે પીડવા દેવતામાં ઘી હોમવાની ગરજસારતો હતો તેણી નીર વીનાની મીન સમાન તરફડીયાં મારી પોતાનો જીવ વ્યાકુળ કરતી હતી જાફરાનને ભારે

આશા સાથે મરશુદ પાસે મોકલી હતી તેણીએ ધારયું હતું કે મરશુદ કોઇ આનંદપ્રિય ખબર આપશે પરંતુ ઇચ્છા વીરૂદ્ધ નિરાશા મળી હવે તેણીની નિરાશા અને ના ઉમેદીનો પાર રહયો નહી પરન્તું આશા હોય! આશા અનિ કનિષ્ટ પદાર્થ છે તેણે વીચારયું" મન કોઇ બીજી તરફ દોરવું જોઇએ જેમાં તેની વેદના ઘટવા પામે છે અને છુપાયેલી અંતર યાતના ઓછી થઇ મનરંજન કરવાની પ્રયુકિતઓ ઉપસ્થિત થવા જોઇએ.

સલીમાએ વીયોગ વેદનાઓ સહન કરવા માટે પોતાનું મન પ્રસન્ન રાખવા અને વીયોગ પીડાઓથી ચુરંચર થયેલા હૃદયને શાંતિ આપવા વીચાર કર્યો આ વીચારને પરિણુત કરવા માટે તેના દુઃખ દર્દમાં સંમિલિત રહેવા માટે મદદગાર શોધવા પ્રયત્ન કરવા માંડયો જાફરાન તે સઘળી વાતો જાણુતી અને દરેક પ્રસંગે શામેલ હતી છતાં તેણીની મગજ શક્તિમાં વીશેષ પ્રકારની કાબેલિયત નહોતી વળી બાંદી અને બાનુના ભિન્ન ભાવને આધારે તેણી સ્વતંત્ર અભિપ્રાય આપવા પાત્ર પણુ હતી નહી સલીમા જે માગતી હતી તે ગુણુ જાફરાનમાં હતો નહી લાંબા વીચાર પછી પ્રેમ દુઃખમાં સમિલિત રહેવા માટે રૂકઇયાને ચુંટી કાઢી. આ વિચાર નીશ્ચયાત્મક થતાં રૂકઇયાને બોલાવી લાવવા જાફરાનને હુકમ કર્યો.

જાફરાન હજુ હવેલીની બહાર નીકળીય નહેતી કે સામેથી રૂકઇયા આવતી દેખાઇ જાફરાન સાથે વાત કરી લીધી, સલીમા પાસે આવી રૂકઇયાને આવતી જોઇ ઉભી થઇ ગઇ અને અંતરયાતના છુપાવવાનો ડોળ કરતાં હસીને પુછયું.

"બ્હેન રૂકઇયા કુશળ છો ને ?"

પરંતુ જે રૂઢીમાં રૂકઇયા એ જવાબ આપ્યો તેણે બતાવી આપ્યું કે ગભરાયેલી હતી તેણીએ.

"અલ્હમ્દો લિલ્લાહ !"

માં જવાબ વાળી, ખંખારી સલીમા તરફ નજર ભરી જોવા માંડયું.

રૂકઈયાની ક્રાંતિ ઉપર ઉદવેગ અને ગભરાટનાં ચિન્હ જોઇ સલીમાએ કહયું "બ્હેન રૂકઇયા તબીઅત સારી છે ને? શાની ચિંતા છે."

"સારીજ છે" રૂકઇયાએ કહેવા માંડયું "પરંતુ અત્યારે મન ગભરાયલું છે ખરૂં તમને મળી વીદાય થવા આવી છું."

'હે'' અજાયબી વચ્ચે સલીમાએ પુછયું 'વીદા થવા આવી છો. એ કેમ ? કયાં જવાનો વિચાર છે ? ''

'મદીના મુનાવ્વરા જઈશ.'' રૂકૈયાએ સમજાવવા માંડયુ'' રાત્રે ઈસ્તંબુલથી ''સઇદ'' નામની સ્ટીમર આવી છે. બાપુએ લખ્યું છે કે હું મદીના મુનવ્વરા જાઉં છું. તમારી મરજી હોય તો મદીના મુનવ્વરા આવો. અત્યારેજ કાગળ મલ્યો છે. કોઇ રીતે હવે હું અહીંયાં રહી શકતી નથી.''

''પણ આટલી ઉતાવળ.''

''જલદી અને ઘણીજ જલદી. આજે મગરેબ પછી કાફલો જનાર છે તેની સાથે જઇશ.''

''અને એકલી જશો ? ''

''હા, એકલીજ જઇશ.'' રૂકૈયાએ ચાલુ ગભરાટમાં કહેવા માંડયું ''ખચ્ચર ઉપર ચઢવાનો મને માવરો તો છેજ ખચ્ચર ઉપર અસ્વાર થઇ ચાલી જઇશ. મારા મામા કાફલામાં છે એટલે બસ છે.''

'મારા બાપુ વિષે કશું જણાવ્યું કે કયારે આવશે'' સલીમાએ પુછયું.

''એજ કહેવા આવી હતી.'' રૂકૈયાએ કહયું 'અત્યારે તેઓ મદીના મુનવ્વરામાંજ છે અને ચાર પાંચ દીવસમાં ત્યાંથી આવી જશે.''

''ત્યારે તમે શું કરવા જાઓ છો.'' સલીમાએ પુછયું ''તમારી ગેરહાજરીમાં મારૂં મન વધારે ગભરાશે. તમને બોલાવવા જાફરાને કહયું હતું એટલામાં તમે આવી ગયાં.''

'તમારો ગભરાટ, હા, અલબત્ત'' રૂકૈયા કહેતાં અચકાઇ ગઈ. સ્હેજ થોભી આગળ ચલાવ્યું'' બ્હેન મારો જીવ અહીંયાં ગભરાયા કરે છે. વળી મામીએ દબાણ કર્યું છે એટલે ગયા વિના ચાલે એમ નથી''

''મારો કાગળ લઇને મુસ્લિમને પહોંચાડશો ?'' સલીમાએ અનુરોધ કર્યો.

''તમારો કાગળ—'' રૂકૈયાએ સ્હેજ થોભી કંઇક વિચાર આવતાં ફરી કહેવા માંડયું ''અસંભવ દેખાય છે. તેમનો પતો કેવી રીતે મેળવી શકાય. જો મળશે તો તમારા કુશળ સમાચાર આપીશ. વારૂ મને રજા આપો હરમ શરીફમાં તમારા માટે પ્રાર્થના કરીશ.'

રૂકૈયા ઉભી થઇ ગઇ. તેણીનો ઉત્સાહ, ઉત્કંઠા અને ઉદવેગ જોઇ સલીમા વધારે કહી શકી નહી. બારણા સુધી વળાવવા આવી. દેવઢીમાં

બન્નેએ ગળે મળી એક બીજીને પરસ્પર આશીર્વાદ સાથે વીદાયગીરી આપી. અત્યારે અસરનો વખત થઇ ગયો હતો. તડકામાં તેજ ઘટી પીળાશ આવવા માંડી હતી. પવનની ઉષ્ણતા ઘટી હતી વંટોળીયા મદ પડયા હતા. સલીમા ઓરડામાં આવી, તદન નિરાશ થઇ ઉદાસ બેઠી હતી. તેણીનું હૃદય કલ્પાંત કરતું હતું. મન ઉપર સખત આઘાત હતો. બન્ને હાથે માથું પકડી રાખ્યું હતું. ઇબ્ને મુસ્લિમના સુવા માટે પાથરવામાં આવેલા પલંગને એકીટસે જોઇ રહી હતી

સલીમા ઉત્પાતી મનયાતનામાં નિમગ્ન હતી ત્યારેજ તેની ખબર પુછવા માટે લયલાએ સલીમાના ઓરડામાં પ્રવેશ કર્યો. લયલાને જોઇ સલીમા ઉભી થઇ ગઇ. લયલાએ તેણીના કપાળ ઉપર ચુંબન લઈ કુશળ સમાચાર પુછ્યા. સલીમાએ કહયું.

"અલ્હમદો લિલ્લાહ ? જીવું છું. હવે મન યાતના ઘટેલી જણાય છે. પરંતુ હમણાં એક વાત સાંભળી મન પાછું વિકલ્પ થયું છે." સલીમાએ કહયુ

ગભરાટભરી દ્રષ્ટિએ સલીમ તરફ ધ્યાનપુર્વક જોઇ લયલાએ પુછ્યું. "બેટી ! શી વાત છે ?"

"કાકાજીનો કાગળ આવ્યો છે" સલીમાએ કહયું "તેઓ અને બાપુ મદીના મુનવ્વરામાં છે. તેમને આવતાં ચાર પાંચ દીવસ લાગશે."

"બસ, આટલી વાત માટે પરેશાન છો. તેમાં ગભરાટ શાનો. ઇન્શા અલ્લાહ ચાર પાંચ દીવસમાં આવીજ જશે."

"જીહા. આશા તો એજ છે" સલીમાએ કહયું" 'પરંતુ રૂકય્યાના જવાથી મારૂં મન ગભરાય છે. તેણી બાળ સાહેલી અને દીલાસા સ્વરૂપ હતી. એકાંતમાં તેની સાથે રસીલી વાતો કરતાં મન પ્રસન્ન થતું હતું."

"રૂકઇયા કયાં ગઇ" લયલાએ આશ્ચર્યપુર્વક પુછયું 'કેમ ગઇ. કાલ સુધી એવી કશી વાત નહોતી."

"જીહા" સલીમાએ ધીમે સાદે કહેવા માંડયું "એજ વાત આશ્ચર્ય અને ઉદવેગની છે. આવી રીતે શાનભાન વીના તેણી તઇયાર થઇ ગઇ ને તઇયારજ નહી પણ ઉપડી ગઇ."

"પરંતુ ક્યાં જવા, શા માટે અને કોની સાથે."

"પોતાના મામા સાથે મદીના તય્યબા જવા. તેણી કહેતી હતી કે તમારી ઇચ્છા હોય તો મદીના તય્યબામાં આવો. ઉપરાંત તેણીના મામાએ પણ આગ્રહ કર્યો હતો.

"રૂકઇયાના મામા શું મદીના તય્યબામાં રહે છે ?"

"મદીનામાં રહે છે અને હરીર (રેશમ) નો વેપાર કરે છે"

"તેણી જવાની છે એ વાતની મને ખબર ન થઇ. એથી ખેદ થાય છે."

"તેણી એટલી બધી ગભરાયેલી હતી કે વાત કરવી પણ કઠણ થઇ પડી હતી. થોડીવાર થોભવા મેં ભારે અનુગ્રહ કર્યો પરંતુ તેણી થોભીજ નહી."

"તેણીને પિતા તરફ ભારે સ્નેહ છે. એકલી ગભરાતી હશે એટલે ચાલી ગઇ. ખુદાપાક ખેરીયત સહિત પાછી મેળવે."

'આમીન !"

લયલા બહાર આવી ઘરના કામકાજમાં વળગી, અને સલીમાએ હૃદયને પ્રસન્ન કરવા મનમોહન સાથે મનમાંજ વાતો કરવા માંડી જાફરાન જરૂરના કોઇ કામ અર્થે ઓરડામાં આવી જતી અને પોતાનું કામ કરી ચાલી જતી હતી મહામુસીબતે દીવસ ઢળ્યો અને સંધ્યા થઇ સુરજ દીવસ આખાની મુસાફરી પુરી કરી મગરીબની મંઝીલે જઇ પહોંચ્યો આકાશ ઉપર આસ્માની ચોફાળ પથરાયો અને થોડીવારમાં રાત્રિને નામે ઓળખાતો અંધકાર વ્યાપી રહ્યો તારાની ટુકડી રાત્રે રોન મારવા નીકળી પડી અને આસ્તે આસ્તે સામાન્ય રીતે શેરીએ અને ચઉટે સાંભળાતો કોલાહલ બંધ પડી સુના સંસારનું ચિત્ર આળેખાયું શાંત રાત્રિના ઉપનામે ઓળખાતી જગત શાંતિ સ્થપાઇ સલીમાને ત્યાં સઘળાં માણસો આહાર વીહારથી પરવારી સુઇ રહયાં હતાં આખી હવેલી સુની-નિર્જન જેવી પડી હતી પરંતુ એક સલીમા વીયોગ બળત્રાએ બળતી હતી પલંગ ઉપર પડી પાસાં બદલતી હતી, કાળજું ધબકારા મારતું હતું ગળું રૂંધાઇ ગયું હતું વારંવાર આંખ્યો મીચી સુઇ જવા યત્ન કરતી, પરંતુ ઇબ્ને મુસ્લિમની મુર્તિ સામે આવી તેને ઝબકાવી દેતી ગભરાઇ ગભરાઇને આખો

ચીરી ચીરી આજુબાજુ જોઇ રહેતી બે એકવાર વીચાર વમળમાં છવાઇ ઉભી થઇ ઇબ્ને મુસ્લિમનો પલ્લવ પકડવા હાથ લંબાવ્યો પરંતુ નીષ્કામ! ઓરડાની ભીંતો સાથે માથુ અફળાયા વીના કશુ ફળ મલ્યું નહી.

જેમ જેમ ઇબ્ને મુસ્લિમની ઝંખના વધતી જતી તેમ તેમ મન ઉપરનો કાબુ ઘટતો જતો નિરાશાના કાળા વાદળની મેઘ ઘટાઓ તેના હૃદયને ઘેરો નાંખતી હતી તેણી ગભરાઇ પાસાં બદલતી અને આખ્યો મીચી મીચી પડી જતી પરંતુ મન બેચેન હતું અંતે કંટાળી તેણી બબડી.

"ખુદાવંદા! મને શું થવાનું છે? દયા કર, નહીતો મારી લજ્જા જશે. હે! મોહનધગસ! હૃદય વેદના વધુ ન ધગધગાવ નાદાન મન, તારા આ જુલમ સહન કરવા અશકત છે હાય, જાન! હું શું કરૂં કોઇ જોઇ લે તો શું થાય! ગફુરરંહીમ રેંમ કર રેંમ!" પાસુ ફેરવી મ્હોંડા ઉપર દુપટાનો પેલ્લવ નાંખી સુઈ જવાનો ડોળ કરી મુકયો.

પ્રત્યેક પદાર્થનો અંત હોય છે તેજ આધારે વ્યાકુળતા અને કલ્પાંતની પણ સીમા હોય છે સલીમાની બેચેનીની જો કે કશી હદ નહોતી છતાં કલ્પાંત કરતાં કરતાં તેણી થાકી ગઇ હતી અંતે નીદ્રાવશ થઇ સુઇ ઘેન તળે દબાઇ તેણીનો ઓરડો અત્યારે તદન શાંત ને સુનો હતો માત્ર હલકો પ્રકાશ પાડતો દીપક જાગૃત હતો તેનો પ્રકાશ અતી મંદ હતો છતાં કોઇ વસ્તુ ન દેખાય એવો અંધકાર તો નહોતોજ.

સલીમા સુઇ ગઇ તેને, અથવા બેહોશ થઈ તેને અડધો કલાક વીત્યો હશે કે અણધાર્યા ખખડટી તેણીને જાગૃત કરી તેણીની આંખ ઉઘડી ગઇ નીદ્રા પછીની અર્ધદગ્ધ આંખ્યોએ તેણે જોયું કે કોઇ કાળો આકાર તેણીની સામે ઉભો છે પ્રથમ તેણી વ્હેમ સમજી પરંતુ તે આકારને એક ડગલું આગળ આવતો જોઇ તેણીને ખાત્રી થઇ કે કોઇ તે વ્યક્તિનો આકાર છે ભય લાગ્યો મનમાં ધારયુ કે કોઇ પ્રેત છે પ્રિતનું ધ્યાન થતાં તેણીએ બુમ પાડવા વીચાર કર્યો પરતું તેણીને સહાય થનાર ત્યાં કોઇ હતું નહી સાથે તે ભયાનક આકારે તેણીને અવાચક બનાવી દીધી હતી તેણીનું ગળું રૂંધાઇ ગયું જીભ બંધ થઇ ગઇ અને પડયાં પડયાં આકારની હીલચાલને ટગરટગર જોયા સીવાય કશો આરો હતો નહી.

આ કાળો આકાર આસ્તે આસ્તે તદન પાસે આવી ગયો ધ્યાન પુર્વક તપાસતાં તેણીને જણાયું કે તે મજબુત બાંધાનો કઉવતવાન પુરૂષ છે

આકારે કાળો, પગની ઘુંટીએ પહોંચેલો ડગલો પહેર્યો હતો મ્હોં ઉપર કાળોજ પડદો પડયો હતો માથા ઉપર કાળોજ રૂમાલ બાંધેલો હતો રૂમાલ ઉપર શ્યામ વર્ણ ભુરા રંગની ગોળપાટલી સામાન્ય રીતે બદવીઓ માથાના રૂમાલ નાખે છે તે પડેલી હતી મ્હોં ઉપર પડેલી નકાબમાં આંખો સામે મોટાં મોટાં કાણાં હતાં તે આંખ્યો ફાડી ફાડી સલીમાને જોતો હતો ઓરડામાં જરૂરીઆતની વસ્તુઓ ઉપરાંત સલીમાનો કીંમતી પોશાક પણ ટાંગેલો હતો ઘરેણાનો ઇસ્કોત્રો ઓશીકાની પાસેજ પડયો હતો. ઇસ્કોત્રામાં ઘરેણાં ઉપરાંત રોકડ નાણાં અને કેટલીક નોટો પણ હતી ઇસ્કોત્રો ઉઘાડો હતો અને દીવાના પ્રકાશમાં ઘરેણાં ચળકી રહયાં હતાં સલીમાયે ધાર્યું કે તે વ્યકિત માલ મતા લઇ ચાલી જશે. પરંતુ તેની હીલચાલે સલીમાની ધારણા ખોટી પાડી. તે વ્યકતી આગળ વધતાં વધતાં તદન પલંગ પાસે આવી પહોંચી.

કાળા આકારે ઓશીંક આગી જમીન ઉપર ધુટણ મુકી એકીટસે સલીમાની તેજોમય મુખ મુદ્રા તરફ જોવા માંડયુ. મન ઉપર કાબુ રાખી પડેલી સલીમાના ઓશીંકા ઉપર તે વાંકો વળ્યો સલીમા બીધી અને તેણીની આંખો બંધ થઇ ગઇ. પરતુ ભયમાં ભ્રમિ થયેલી સલીમાએ, તેણી જાગૃત હોવાની શંકા થાય એવી કશી હરકત કીધી નહી. કાળા આકારે હાથ લાંબો કરી સલીમાના માથા ઉપર પડેલા ખેસનો છેડો ખસેડયો. દીવાના તેજમાં તેણીની કરમાયેલી મુખ મુદ્રા જોઇ પ્રસન્ન થયો. તેના શરીરની હીલચાલ ઉપરથી પ્રસન્નતાના ભાવની અટકળ થતી હતી. તેણે વખત ખોયો નહી, સલીમાની કેડમાં હાથ દઇ ઉપાડી. સલીમાએ અચાનક આફતે ગભરાઇ ચીસ મારી તે થંભ્યો. તે બબડયો "મોટી ભુલ કીધી" સાથેજ એક મોટો રૂમાલ કાઢી ક્ષણ માત્રમાં સલીમાના મ્હોંઢા ઉપર બાંધ્યો. બન્ને જબડાં શીવાઇ ગયાં. તેણી બોલવાને પાત્ર રહી નહી. કેડે નાંખી, છલાંગ મારી, પાછલા દાદરે ઉતરવા માંડયું. દાદર ઉતરી ખજુરીઓના ઓળામાં છુપાતો બગીચાની દીવાલ કુદી પેલે પાસે આવેલી ડુંગરી ટેકરીઓમાં અલોપ થઇ ગયો.



## પ્રકરણ ૯ મું.

### કુદરતનો કોપ.

નિર્દય આક્રમણકારીએ, સલીમાનું મ્હોડું કસીને બાંધ્યું હતું ભયની મારી સલીમા મુર્છિત હતી. તેણીને તનમનની, જાન માલની, સગા સહોદરની કે સારા માઠા કશાનીયે ખબર હતી નહી કાળા આકારની પુઠ ઉપર ભારા જેવી પડી હતી, હાથ કે પગમાં ગતિ નહોતી. તેણી એવી અજબ અવસ્થાએ પડી હતી કે કાળાકાળને જોઇ કોઇ શંકા કરી શકે એમ નહોતું કે તેની પુંઠ ઉપર કોઇ જીવાત્મા બાંધેલો છે વંટોળિયા પેરે છલાંગો મારતો કાળોકાળ ડુંગરની તળેટીમાં દાખલ થયો રોડા, પથરાથી ભરપુર પગરવટ વીનાના ખડબચડા માર્ગમાં એક કલાક સુધી ચાલ્યા પછી કાળોકાળ ખુલ્લા મેદાનમાં દાખલ થયો. બાવળના ઝાડ સાથે અરબી ઘોડો બાંધેલો હતો. બાવળ તળે આવી કાળાકાળે સલીમાનું પોટલું જમીનપર મુકયું થોડીક પળો થાક લઇ સલીમાને ઘોડાની પુઠે બાંધી પોતે પણ ઘોડા ઉપર અસ્વાર થયો ઘોડાને હવા સાથે વાતો કરવા ઠોકર મારી.

ચંચળ અરબી ઘોડો અને ચેતુર અરબ અસ્વાર. તેના વેગનું પુછવુંજ શું ? અસ્વારનો ઇશારો પામતાં ઘોડાએ હવા સાથે વાતો કરવા માંડી. ઉંચા નીચા ટેકરા અને પથરની નાની મોટી શીળાઓ વટાવતો નજરને છક કરી નાખનારી ઝડપે ઉડયો જતો હતો. થોડાક કલાક ચાલ્યા પછી અસ્વારે બાગ ખેંચી ઘોડાને ઉભો રાખ્યો. તારા મંડલના ઝાંખા પ્રકાશમાં અરબ બુદ્ધિનો ઉપયોગ કરી ખરા માર્ગની અટકળ કરી કારણ તેણે ઘોડાની હીલચાલ ઉપરથી જાણ્યું હતું કે તે માર્ગથી વિખુટો પડી ગયો છે.

બેચાર મીનીટની તપાસમાં તેણે માર્ગ શોધી કાઢયો કરીયાથી તે ઘણો દુર નીકળી આવ્યો હતો એટલે પુંઠ પકડનારનો કશો ભય હતો નહી હવે તેણે આસ્તે આસ્તે ચાલવા માંડયું સવાર થયા પહેલાં ભળભાંખળે જ તે સુમુદ્ર કીનારે પહોંચી ગયો અહીંથી તે સમુદ્ર તીર પકડી પુર્વ દિશાએ ચાલ્યો પરોઢિયું પકતાં છોળો મારતા સમુદ્ર તટે આવેલા

ખજુરીના એક નનકડા ઉપવનમાં દાખલ થયો. કાળોકાળ ઘોડા ઉપરથી ઉતર્યો ડગલો જમીન ઉપર પાથર્યો અને રસ્તાની થાક, બંધનના કષ્ટ અને અણધારી આફતમાં સપડાઇ પરસેવામાં તરબોળ થયેલી સલીમાને પુંઠેથી છોડી જમીન ઉપર સુવાડી તે પછી ત્રણવાર હાથ ઉપર હાથ અફાળી જોરથી તાળી મારી તાળીના અવાજ સાથેજ સમુદ્ર તરફથી કાળો શીધી ગુલામ દોડતો આવ્યો. કાળા કાળના સંકેત અનુસાર સલીમાને ઉપાડી બન્ને દરીયા કીનારા તરફ ચાલ્યા.

ક્ષણ માત્રમાં કાળો કાળ સલીમા સાથે દરીયા કીનારે હતો દરીયાના કીનારે એક હોડી બાંધેલી હતી. ખજુરીની એક જંબીલમાં થોડીક ખજુર, રોટલો, ભુંજેલું ગોસ્ત અને પાણીની એક છાગળ હતી. કાળા કાળે દરીયાના પાણીએ વુઝુ કરી ચટપટ ફીજરની નમાઝ પઢી સલામ દીધી. શીધી ગુલામે સલીમાને હોડીમાં સુવાડી પાંખો સાથે મુશકે ટાટ બાંધી હતી. કાળો કાળ હોડીમાં બેઠો. શીધીના કાનમાં કંઇક કહયું. "તઇયબ-સઇયદી" કહેતો શીધી પાણીમાં કુદી પડયો. હોડી ખેંચી પાણીમાં તરતી કરી. કાળા કાળે હલ્લેસાં મારવા માંડયાં. શીધીએ કહયું "અલ્લાહ મઆકુમ." હોડી ચાલી અને તે ત્યાંજ ઉભો રહયો. હોડી પાણીમાં થોડે છેટે જતાં.

"ઇન્શા અલ્લાહ બિસ્સલામા:! ઇન્શા અલ્લાહ બિસ્સલામા!!" કહેતો કહેતો શીધી દરીયામાંથી નીકળી ખજુરીના ઉદ્યાનમાં અલોપ થઇ ગયો. ઘોડો ખજુરીઓમાં હતો તેને લઇ જવાની કાળા કાળે સુચના આપી હતી.

કાળો કાળ હોડીને પુર વેગે હલ્લેસાં મારી તીરના વેગે ચાલાવી રહયો હતો. તેની પાસે કાચનું એક યંત્ર હતું તેમાં જોઇ જોઇ હોડીનું સુકાન ફેરવી માર્ગ ઓળખતો હતો. સુર્યાભ્યુદય થઇ ગયો હતો. સુર્યનાં કીરણો સાથે તડકો ફેલાયો હતો. સુરજનાં તેજસ્વી કીરણો દરીયાના છોળો મારતા પાણીમાં પોતાનો દોરદમામ બતાવી રહ્યાં હતાં. માછલાં અને જળ પ્રાણીઓ કુદકા મારી પાણી સાથે ગેલ કરી રહયાં હતાં. પાણી છોળો મારતું અને તેમાં ધમાધમના ભયાનક અવાજો નીકળતા હતા. હવામાં સાધારણથી વધુ વેગ હતો પાણીની છોળો હોડીને આડી અવળી લઇ જતી હતી.

કાળા કાળનું સઘળું સામર્થ્ય હોડીને વધુ ને વધુ વેગે હંકારવામાં વપરાતું હતું. સલીમા ઉપર નજર નાંખતો પોતાની હોડીને હંકાયે જતો હતો. નિર્માલ્ય સલીમા મુડદા જેવી પડી હતી. હવાના વેગે હોડી સાથે પાણીની છોળ અફળાતાં સલીમાની મુખ મુદ્રા ઉપર શીતળ પાણીનાં બીંદુ પડયાં. તેણીએ હેબતાઇ આંખ ઉઘાડી. આહ! તેણીના નિર્મળ-નાજુક મનને કેવી યાતના થઇ, ન પુછો વાત. તેણી કાળજું પકડી સ્તબ્ધ રહી ગઇ. મ્હોંડું સંતાડવા માટે હાથ હલાવવા પ્રયત્ન કર્યો પરંતુ મજબુત બંદીશને સબબે કાંડા, પ્રવૃતિ શુન્ય હતાં. તે હાલી શકયાં નહીં. કણાગરાં હતાં નહી. નેત્રોએ આંસુ વ્હેવડાવવા માંડયાં. તેણીએ નિરાશાભર્યો ગંભીર નિશ્વાસ નાંખી કહ્યું.

"ખુદા વંદા! કેવું ભયાનક સ્વપ્નું. અત્યાર સુધી જીવ ઠેકાણે બેઠો નથી."

કાળા કાળના ક્રુર સ્વભાવે તેને છાનો રાખ્યો નહી તેણે તંક્ષણ ને ભયાનક સાદે કહ્યું "કપટી સ્ત્રી, આંખ્યો ઉઘાડ! આ સ્વપ્નું નિદ્રાનું નથી પણ તારી તકદીરના છેલ્લા ફેસલાનો પ્રત્યક્ષ બનાવ છે. જો તેનું ભ્રાંતિરહિત ભયાનક સ્વરૂપ તારી સામે છે. જો આ નગ્ન સત્ય જો!"

આ સખ્તાઇભર્યો ભયાનક અવાજ સાંભળી સલીમાએ નેત્રો ઉઘાડયાં. કાળા કાળનું આ નર્ક જોયું. હૃદય ડંખ્યુ. પોતાના પાતિવ્રત અને ઈજ્જતની રક્ષા માટે પરવરદીગાર આગળ પ્રાર્થના કરવા માંડી. જાણી જોઇને ભયાનક બનાવવામાં આવેલા કાળા કાળની, ધુમમાં દટાયેલી આકૃતિ જોઇ તેણીએ પારખી લીધો. તે તેણીનો જુનો વેરી હતો. વિષમ વેદનામાં બંધનયુક્ત જોઇ તેણીએ કરગરતાં કહયું

"ઓ ખુદાના બંદા! મેં તારો કશો અપરાધ કર્યો નથી. નાહક મારી આબરૂ અને જીવ પાછળ શું કામ પડયો છે. ખુદાને ખાતર દયા કરી મારો પીછો છોડ."

"હું દયા કરી શકું છું!" કાળા કાળે કહેવા માંડયું "પણ ત્યારેજ કે તું મારી માગણી કબુલ કરે. પહેલાં પણ તને સમજાવીને કહયું છે અને ફરી કહું છું. સાંભળ સલીમા! તું મારૂં કહયું ન માને તે પહેલાં હું તારી સાથે કોઇ જાતની ભલાઇ કરી શકું નહી."

"ઓ, પ્રપંચી ને સ્વાર્થી! ખુદાના કોપનો ભય કર.. તે જે અહકમુલ હાકેમીન છે, જે નેકી બદીનો જાણનાર છે. કેયામતના દીવસે ન્યાયાસને બિરાજી દુઃખ પીડીતોની દાદ આપશે. શું તારૂં બળ અને કઉવત સદા સલામત રહેવાનાં છે? ખુદાયે દોજહાનની હજુર હાજર થઇ તારે જવાબ નહી આપવો પડે ચાર દીવસના જીવન ઉપર નાહક પતરાજી કરે છે? તું કેવો મુસલમાન છે. શું તને "ઇન્નલ્લાહ લા યોહિબ્બુઝ-ઝાલેમીન" (ખુદા ઝાલેમોને દોસ્ત રાખતો નથી? યાદ નથી નબી (સ., સાહેબ ઉપર ઇમાન નથી લાવ્યો? તારા હૃદયમાં ઇસ્લામના નુરનું તેજ નથી? જો, મારી આબરૂની પાછળ પડવાથી તારૂં કદીય ભલું થવાનું નથી"

કોપ કટાક્ષે કાળોકાળ ગરજ્યો "છાનીમર! કમનસીબ, પાપાચારીણી નીચ સ્ત્રી! ચુપ? તારી વાએજ તારા ઘરમાં રાખ. તારી શીખ સાંભળવાની મને જરૂર કે નથી વખત તારી સાથે વાત કરવા. હું કશુંય જાણતો નથી. જરા થોભ મંઝીલે પહોંચ્યા પછી જોઇશ કે કેવી રીતે સાલે અની વાત કબુલે કરતી નથી? વલ્લાહ! સુમ્મા બિલ્લાહ કદાચ મારી મરજી વીરૂદ્ધ એક શબ્દ પણ કાઢયો હશે તો તારૂં મુડદું માછલાંની ભેટ થશે, અને દુનિયાનું રળીયામણું દ્રશ્ય સદાસર્વદા માટે આંખ્યો આગળથી ઓઝલ થઇ જશે."

"ભારે ઉપકાર થશે!" સલીમાએ કહેવા માંડયું "કદાચ અત્યારે દરીયામા ફેંકી દે તો મારા ઉપર મોટો પાડ કરશે અને મારી આબરૂનું રક્ષણ થશે. યાદ રાખ મારા પતિવ્રત ધર્મ ઉપર કોઇ જાતનું આળ આવનાર નથી જેવી રીતે સોયના નાકામાંથી ઉંટ પસાર થવો અસંભ છે તેવીજ રીતે તારી આશા પુરી થવી અશકયજ માનજે પરંતુ તારી ઇચ્છા હોય તો ભારે ઇનામ આપી તને માલામાલ બનાવી શકું છું. સાથેજ વચન આપુ છું કે તારા અત્યાચારોનું સ્વપ્ને પણ વર્ણન કરવાની નથી તને કાનુનના પંજામાં સોંપવા કદીય પ્રયત્ન કરીશ નહી."

સાલેમ પોતાના કામમાં નિમગ્ન હતો હોડીને હલ્લેસાં મારતાં તેણે કંઇક વિચાર કર્યા પછી કહેવા માંડયું.

"ધન દોલતની લાલસા હોત તો તારી વાત માની લેવામાં વાંધો નહોતો પણ નહી મને માલમતાની ઇચ્છા નથી હું રોટલાનો ભુખ્યો

નથી મારે ઘેર વીસ ઉંટ છે ચાર ગુલામ છે, ત્રણ બાંદીઓ છે. મારો બાપ ઇસ્તંબુલમાં ધીકતો ધંધો ચલાવે છે, હું પોતે સુલતાની ફોજમાં નોકર છું મને આવી લાલચ આપવી વ્યર્થ છે મને મારા મિત્રનું મન રંજન કરવાની જરૂર છે એટલે ગમે તે ઉપાયે તેની અર્ધાંગજ બનાવવાની ફરજ પાડવી એ મારૂં કર્તવ્યકર્મ છે"

"તારો વીચાર ભુલ ભર્યો છે?" સલીમાએ ધીરજ ધરીને કહેવા માંડયું "હું કામી સ્ત્રીઓમાંની નથી જેણીઓ કોઇનો ચટકદાર ચળકતી મુદ્રા જોઇ પોતાની આબરૂનું ખુન કરવા તઇયાર થાય છે એક વખત ફરી તારી આગળ દયા યાચના કરૂં છું બેહદ કાકલુદીભર્યા કાલાવાલા કરી, પયગમ્બર (સ.) સાહેબને વચ્ચે દઇ કહું છું કે મારા હાલ ઉપર રહેમ નજર કર મને પીડા કરવાનુ તજી દહેં દે મારૂં હૃદય બળેલું છે કાળ મારૂં મન બાળી નાંખ્યું છે મારૂં કાળજું નિર્દય કાળ ચક્રે વિદિર્ણ કરી મુકયું છે મારૂં અંતઃકરણ ઘવાયેલું છે કલ્પાંતકારી જખમો ઉપર મરચાં ભભરાવ નહી"

"ધીકાર છે!" દાંત કચકચાવી સાલેમે કહેવા માંડયું "એ કપટી નિર્લજ સ્ત્રી! હમણાંજ તું ભારે આબરૂદાર હોવાનો ડોળ કરતી હતી અને અત્યારે હૃદય યાતનાની ફરીયાદ કરે છે તારા દાવપેચ હું સારી રીતે જાણું છું અને તારા યાર ઇબ્ને મુસ્લિમનાં કરતુતોની પણ પુરેપુરી ખબર છે ગભરા નહી તને ઠેકાણે પાડયા પછી તેને પણ ભોયના પરદ તળે દાટી દઇશ."

"નહી, નહી! લલ્લાહ નહી" સલીમાનું હૃદય ભરાઇ આવ્યું તેણીએ રડતાં રડતાં આગળ ચલાવ્યું તે નિરપરાધી છે બીનકસુર છે તેની ઉપર જુલમ કરવો કેહર છે હાય! શું થવા બેઠું છે. ઇલાહી! ઇબ્ને મુિસ્લમ! વ્હાલા, મુસ્લિમની રક્ષા કરજે!"

સલીમાની જીભ અટકી પડી નિરાશાની સરીતા વહેતી હતી ચોધાર આંસુએ રૂદન કરતી અને કરૂણાજનક દ્રષ્ટિયે સાલેમ તરફ જોઇ રહી હતી નિર્દય સાલેમને તેણીના કરૂણા રસિક કાલાવાલા ઉપર દયા નહોતી આવતી તે પોતાની હોડી પુરવેગે હંકારવામાં મગ્ન હતો.

સલીમાની દયા મેળવાની આશા નાશ પામી હતી તેણીએ વધુ કાકલુદી બંધ કરી નિરાશા ભરી ચુપકીદી ધારણ કરી. તેણી મન માંને મનમાં

કાઝીઉલ હાજાતને મદદ માટે યાચના કર્યે જતી હતી રૂંધાયેલા હૃદયે તેણે નિરાધારોના આધાર આગળ ફરીયાદ કરવા માંડી. બોલવાની શકિત નહોતી છતાં મનમાં ને મનમાં મુનાજાતનું મંડાણ કર્યું. આંખો આકાશ સાથે અજબ રીતે ચોંટી હતી. દીલ ધડકતું હતું અને ચોમેર નિરાશાનું ભયાનક સ્વરૂપ દેખાતું હતું પાણીની છોળો તેના હૃદયને ધ્રુજાવતી હતી દરીયાનો ઉત્પાત જોઇ કાળજું કંપતું હતું. નિશ્ચય માનો કે જો આવો બારીક ને નિરાશાજનક સમય કોઇ અન્ય ઉપર હોય તો તે આપઘાત કર્યા વિના રહે નહી પરંતુ તેણી જો કે સ્ત્રી હતી છતાં કેળવાયેલી હતી. ઇસ્લામની પવિત્ર શિક્ષા તેના મગજમાં ભરેલી હતી. આત્મઘાતના નાપાક અને પાપી વિચારો મનમાં આવતાં લાહઉલ સાથે નિવારણ કરતી હતી. અને ખુદાપાકના તે વચન ઉપર નિર્ભય હતી "જ્યારે કોઇ કાતર સ્વભાવે પ્રાર્થના કરી યાચના કરે છે ત્યારે હું કબુલ કરૂં છું." આ સત્ય વચનનો આધાર લઇ તેણી ભવિષ્યમાં ભાવી તરફથી પ્રગટ થનારા બનાવો જોવાને સહન કરવા તઇયાર હતી.

પવન સ્હેજ વધ્યો હતો તેણે વંટોળીયાનું રૂપ લીધું. હવાના સપાટા ભારે વેગમાં આવવા માંડયા અને જોત જોતામાં તોફાન આવી ચઢયું. પાણીમાં ઉઠતાં મોટાં મોજાં હોડીને હડસેલાં મારી એકથી બીજી અને બીજી ને ત્રીજી બાજુએ ફેંકતાં હતાં. હલ્લેસાંનો ચપ્પુ સાલેમના હાથમાંથી વછુટી દરીયાના પેટમાં હજમ થઇ ગયો હતો. હોડીનો કાંહલો ઝાલી બેહોશ જેવો પડયો હતો. તોફાનનું જોર વધવા માંડયું હતું. હવાની સાથે તણાઇ આવેલાં વાદળો વૃષ્ટિપાત કરવા માંડયો. ભયંકર તોફાને સાલેમને છેક નિરાશાના ભયમાં નાંખ્યો. ઉગરવાની બધી આશાઓ નષ્ટ પામી હતી. આંખ્યો ચીરી ચીરી તે ચારે ગમ જોતો, પરંતુ આકાશે મેઘનાદ અને પૃથ્વિયે નીરનાં ભયંકર મોજાં સીવાય કશુ દેખાતું નહોતું. તે રહી રહીને ક્રોધે ભરાતો, કોપાયમાન થતો અને સલીમાને ભાંડતો હતો. સલીમા પહેલાંની પીડાએ મુડદા જેવી પડી હતી અને અત્યારે તેણીને લેશ માત્ર પણ શુદ્ધિ નહોતી તેણી મુડદા જેવી હોડીમાં પડી હતી. સાલેમ તેને કેવાં વિશેષણો આપે છે તેની તેણીને ખબરે નહોતી કે નહોતી દરકાર.

પડયાં પડયાં સાલેમને કંઇક વિચાર ઉદભવતાં તે ઉઠયો અને સલીમા પાસે આવી તેને બાંધેલાં બંધનો છોડી નાંખી હોડીની વચ્ચે ખેંચી લીધી.

મહા મહેનતે તેણે આ કામ કર્યું. તોફાન પુર વેગમાં હતું. હવા અને વૃષ્ટિ એટલી બધી વિક્રાળ હતી કે મજબુત વહાણોને પાયમાલ કરવા સશક્ત હતી પરંતુ અવનવા કુદરતના કષ્ટકારી બનાવો સહન કરવા માટે ભાવી એ અત્યાર સુધી સલીમા અને સાલેમની હોડી સલામત રાખી હતી. પરંતુ હવે એક ભયાનક છોળે હોડીને વાંકી વાળી દીધી. હોડીમાં પાણી ભરાયું. અડધી હોડી એક પાસે વળી ગઇ. સાલેમ ગભરાયો. તેને ડુબવાની અને હોડી ગરક થવાની સંપુર્ણ ખાત્રી થઇ. બેબાકળો બની પોકાર્યો.

"હાય ! આ નિરાધાર મોત ! ઇલાહી ! બે યારો મદદગાર ! અફસોસ કમોતે મર્યો ! હાય, હાય ! શું કરૂં ને કોને બોલાવું."

તેણે આંખ્યો બંધ કરી કલમાનો જાપ કરવા માંડયો.

સાલેમનું ભાન ઠેકાણે નહોતું કાળનો ફરસ્તો તેને સામે દેખાયો હતો ઉગરવાની કશી આશા નહોતી તેને ખાત્રી થઇ કે સલીમાના શાપનું આ પ્રત્યક્ષ ફળ છે સલીમાની ફરીયાદ તોફાન અને મરણ ખેંચી લાવી છે. સગા, સ્નેહી કે મીત્રોને મળવાની, ઢોરઢાંખર કે ઉંટ જોવાની લોડી, ગુલામ કે ધીકતા ધંધાનું અભિમાન તેને ક્ષુલ્લક દેખાયું હોડી ડુબવાની વાટ જોતો હતો તેટલામાં પાણીની બીજી છોળે હોડીના ડુબેલા પાસાને તારવી દીધું હોડી સીધી થઇ અને નવજીવનની કંઇક આશા બંધાઇ. હોડીનુ સુખાન પવનના વેગ તરફ ફરયુ અને પાછલા પવને હોડીને તીરસરખી હંકારવા માંડી સાલેમ બંધ આંખ્યે ઉંધો પડયો હતો તેણે અનુભવ્યુ કે હાથોના હાથ હોડી ઉંચી ચઢી ધડાધડ પાણી સાથે અફલાઇ, પટકાઇ પડતી હતી. પહાડ જેવા પાણીના મોજાની ઉથલપાથલ તેની ગભરાટ ભરી નિરાશામાં વધારો કર્યે જતી હતી. તેણે જાણ્યું કે જે શ્વાસ ચાલે છે તે છેવટનો છે. દરેક છોળ સાથે તે "હાય" કરતો અને પાછો આંખ્યો મીચી પડયો રહેતો.

## પ્રકરણ ૯ મું.

### અંતે ઉગર્યા.

ગુમ રહી ખુદ મંઝિલે મકસુદકી, હય રેહનુમા;
ખિઝર મીલ જાતા હુય, જીસકો રસ્તા, મિલતા નહી.

રાત આખીનો ઉજાગરો, જીવ સટોસટનું જોખમ, પુઠ પકડયાનો ભય, નાસ ભાગની મહેનત, માઇલોની મુસફરી, હલ્લેસાંની થાક અને અંતે તોફાનની ભયંકર આફત, આ સઘળા સાથે ઉગરવાની આશાના વાખાએ સાલેમને "હાય!" ના છેલ્લા સ્વર સાથે તદ્દન બેભાન બનાવી મુકયો હતો. તે મુડદા જેવો હોડીના તળીએ પડયો હતો. સાલેમ અને સલીમા ઉભયમાંથી કોઇને ખબર નહોતી કે દુનિયા કયાં છે અને જગતમાં શું બનાવ બને છે. બીન સલામતીની સલામતીમાં, દરીયાના ભયંકર તોફાને સાલેમ અને સલીમાની હોડીને જીદાહના બંદર નજીક લાવી નાંખી. બીજા દીવસની આજે બપોર હતી. હવામાં ઉષ્ણતા અને કીરણોમાં તાપ હતો. કીનારો પાસે હતો, હોડી સુસવાટા મારતી ચાલી આવતી હતી અને સલીમા તથા સાલેમ અત્યારે પણ બેહોશ જ પડયા હતા. તોફાન સમ્યું હતું, આકાશ સ્વચ્છ હતો, કીનારો પાસે હતો પરંતુ હોડીવાળા બેભાન ને અશુદ્ધ હતા. તેમને કશીયે ખબર નહોતી કે શું થયું અને અત્યારે શું થાય છે. પાણીની છોળો અને તાપના પરસેવામાં બન્ને તારબોળ–પણ બેશુદ્ધ હતાં. ખાવાનીય કોઇ વસ્તુ હોડીમાં નહોતી.

કદાચ કુદરતે પોતાનું કામ નકર્યું હોતતો નિરપરાધી સલીમા અને અત્યાચારી સાલેમ બન્ને અત્યાર અગાઉ દુ:ખાગાર દુનિયાનો ત્યાગ કરી ગયાં હોત. કારણકે એક છેડે સલુણી સલીમા ભાર વગરની અને કુર સાલેમ ના ભારી વજનનો ભાર બીજો છેડે પડેલો હોવાથી આ બીજો છેડો નીચે દબાઇ ગયો હતો. હોડી વાંકી વળી ગઇ હતી. અહીયાં તોફાન નહોતુ છતાં પાણીની છોળો ઉંચી અને વેગવાન હતી. એક લહેર આવતી હોડીને ડુંગરપર ઉપર લઇ જતી જ્યારે બીજી છોળ ગર્જે નીચે ઘાલી દેતી. સક્રાતની ઘડીએ અત્યાચારી સાલેમને તેના જુલમ અને સીતમનો ખ્યાલ

અપાવી તેબાહની શીખ આપવા, ગફલતના ઘેનમાંથી કે તોફાનની નિરાશાયે પ્રાપ્ત થયેલી બેશુદ્ધિમાંથી શુદ્ધિમાં લાવનાર કોઇ હતું નહી. દુઃખે પીડીત સલીમા ખાતુનની કરૂણ અવસ્થા ઉપર દયાખાઇ તેણીનો નિરાધાર ને નિર્દોષ આત્મા બચાવવાની કોશીશ કરનાર પણ કોઇ હતુ નહી.

ઇશ્ક, હે ઇશ્ક! તું પણ અજબ પદાર્થ છે. તારી લાગણીઓમાં અસાધારણ અસર છે. તારી કૃત્યલીલા અપાર છે. નબળી નાવના મુસાફરોને તારાવિના ધીરજ આપનાર અન્ય કોઇ નથી. તારોજ ચમત્કાર હતો કે હૈયે ઘવાયેલી, કષ્ટે પીડાયેલી નિરાધાર સલીમાને આધાર આપી, સ્નેહ વેદનાનાં સંકટો સહેવા અને જીવનની કડવી પળો વ્યતીત કરવા ફરી સજીવન રહેવા, બચાવી લીધી. તારોજ ચમત્કારીક પ્રભાવ હતો કે તેણીને મોતના મ્હોંમાં મોકલ્યા પછી ઉગારી લઇ વિયોગ અને સંયોગનો સ્વાદ લેવા જગત સભામાં પાછી શામેલ કીધી.

સલીમા અને સાલેમની જીવન હોડી પરલોક સાથે હોડ બાંધી સમુદ્રની છોળો સાથે રમત કરી રહી હતી તે જ પળો દરમ્યાન દૈવયોગે શામેથી અર્ધ ચંદ્રાકાર ધ્વજાધારી વહાણે દેખાવ દીધો. વહાણ ઉપર લશ્કરી સીપાહો એકથી બીજી તરફ અવર જવર કરતા હતા. સીપાહોની પોશાક અને રીતભાત બનાવતી કે તેઓ ઓસમાની સામ્રાજ્યના અનુચરો છે. પાસે આવતાં સંખ્યાબંધ ગોરા ગોરા માણસો તુરકી ટોપીઓ ધારણ કરી દરીયાનું દ્રશ્ય જોતા જણાયાં ખાત્રી થઇ કે વહાણ તુરકોનું હતું. વહાણના તુતક ઉપર મજબુત જુસ્સાનો વૃદ્ધ તુરક બેઠો હતો તેના યુનીફોર્મ ઉપર પડેલી રંગ બેરંગી ધારીવાલી સોનેરી પટીઓમાં લટકતા સોના ચાંદીના મેડલો સંકેત કરતા કે તે કોઈ જોખમદાર અધિકારી છે. અત્યારે તે આંખ્યો આગળ દુરબીન ધરી જોઇ રહયો હતો. આગબોટની સામે સમુદ્રની વચ્ચે સલીમાની જીવન હોડીને છોળો ખાતી જોઈ, વૃદ્ધ અમલદારે દુરબીન આપતા પાસે ઉભેલા માણસોને કહયું.

“જુઓ! સામે પેલી કોઇ હોડી પાણીના છોળો ખાઇ ગરક થવાની અણીયે દેખાય છે.” સાંભળનારાએ માથાની ટોપીઓ ઉતારી તે તરફ નજર દોડાવી તે ગમ જોઇ કહયું.

"બેશક ! આપનું કહેવું ખરૂં છે."

"તમે જોઇને ખાત્રી કરી છે કે માત્ર મારી હામાં હા મેળવો છો" અમલદારે પુછવા માંડયું "હું વૃદ્ધ છું અને બનવા કાળ છે કે મારી નજર ભુલ કરતી હોય. તમે સઘળા ખાત્રી કરી જવાબ આપો ?"

સઘળાએ એક અવાજે જવાબ આપ્યો "અમારો બુધ્ધિશાળી દુર દર્શી સરદાર ઇસમાઇલ પાશા કદી ભુલ કરતો નથી તેની આંખોમાં ખુદાપાકની રેહમતનું નુર ભરેલું છે. તે અલ્લાહનો પવિત્ર બંદો છે તેણે કહયું તે વાસ્તવમાં ઠીક જ છે."

"વારૂ." ઇસ્માઇલ પાશાએ પ્રસન્નતા પુર્વક કહેવા માંડયું "જો ખરૂં હોયતો આપણે વગર વિલંબે હોડીને બચાવવા યત્ન કરવો જોઇએ. આગબોટનો વેગ વધારો અને જેમ બને તેમ હોડીને સલામત બચાવી લેવા ઉપાય કરો. ન કરે ખુદાને જો હોડીને નુકસાન પહોંચ્યું તો મને ભારે દુઃખ થશે."

હાજર સીપાહોએ ગરદન નમાવી કહયું "નહી, ખુદાવંદ ! એમ નહી બને. કેવી ચપળતાએ અમે હોડીના કમનસીબ, આફતમાં સપડાએલાઓને બચાવી લઇયે છીએ એ તમો નામવર થોડી જ પળોમાં જોઇ લેશો.

"જઝાકલ્લાહ ! " ઇસ્માઇલપાશાએ શાબાશી આપતાંકહયું "બેશક એજ થવું જોઇએ. જુઓ દયાળુ અને ન્યાયી સુલતાને રૂમની અમલદારી છે. કદાચ તે હોડી ડુબી ગઈ અને તેના માણસોની હત્યા થઇ તો ખુદા પાકના દરબારમાં સુલેતાનની વતી આપણ સઘળાને પુછવામાં આવશે કાર ણકે આપણે જોઇ છે અને બચાવવા માટે ઘણું કરવા સામર્થ્યવાન છીએ.''

વખત વ્યર્થ ન ખોતાં ખલાસીઓને ખબર કરવામાં આવી. પંદર મીનીટ પસાર થાય તે પહેલાં આગબોટ હોડીની પાસે આવી લાગી ઇસ્માઇલ પાશાનો હુકમ મળતાં આગબોટ અટકાવી લંગર નાંખવામાં આવ્યું. પાણીની એક મોટી છોળે હોડીને આગબોટ સાથે અથડાવી મુકી. દરીયામાં હોડી પાણીને તળીએ જવાની તઇયારીમાં હતી કે આગબોટમાંથી બે તુરક જવાનોએ ધમ દઇને પાણીમાં પડતું મુકયું આશ્ચર્યજનક કઉવતવાન તુરકોએ પહેલી ડુબકી પછી પાણીની ઉપર માથું ઉઠાવ્યું ત્યારે એકના હાથમાં સલીમા અને બીજાના હાથમાં સાલેમ હતો. આ અસાધારણ

બનાવ તરફ આગબોટના બધા માણસોનું ધ્યાન ખેંચાયું. ઇસ્માઇલ પાશા તુતક ઉપર હતો અને પાણીમાં કુદેલા તેના સિપાહો પળવા માં પણ પાણી તળે રહયા નહોતાં છતાં તેમની હોમતથી જેટલો આનંદ થયો હતો તેટલો તેમને આગબોટ ઉપર જોવા ઉત્સુક હતો સીપાહોના ભુસકા સાથેજ ઇસમાઇલ પાશા તો દાદરે ઉતરી પાણી ઉપર આવી વફાદાર કદઆગરા સીપાહોને હાથ દઇ. દાદર ઉપર લેવા આતુર ઉભો દેખાયો.

ઇસમાઇલ પાશાની આવી પ્રેમાળ લાગણીઓમાં અજાયબી જેવું કશુંયે નથી. દરેક અમલદાર પોતાના તાબાના માણસો માટે આતુર રહી તેમની કદર બુઝે એ તેનુ કર્તવ્ય છે. સંકટ સમયે ને જોખમની ઘડીએ સીપાહો તરફ કાળજી રાખનારા અમલદરના માણસો વખત આવે પોતાના સરદાર ઉપર કુરબાન થવા અચકાતા નથી એ એક સામન્ય નીયમ છે. માત્ર આ એક અમલદારજ નહી પણ આગબોટ ઉપરનો દરેક માણસ મદદ આપવા આતુર હતો. ખલાસીઓએ હોડી દરીયામાં નાંખી હતી ડોલાં ખાઇ ડુબતાઓને તારવા દરેક જણ રોકાયેલો હતો. પળોનું કામ હતું. બન્ને સીપાહો સાથે બન્ને નીરાધારો આગબોટના ફાળકા ઉપર પડયા હતા. સીપાહો અત્યારે ખુશખુશાલ હતા અને હાથ ઉઠાવી સુલતાને રૂમ માટે દુઆ ગુજારી રહયા હતા. ઇસમાઇલ પાશા અને જવાન સીપાહોને ચારે બાજુએથી મુબારક બાદ અને શાબાશી આપવામાં આવતી હતી. સઘળું સાંભળ્યા પછી ઇસમાઇલ પાશાએ કહયું-

" મારી તરફથી અને એક વફાદાર લશ્કરી અમલદાર તરીકે નામદાર સુલતાન તરફથી તમો સઘળાને ધન્યવાદ આપી હામીદ અને મુખતારની કદર કરૂં છું. આ કામ નજીવું અને ક્ષુલ્લક છે છતાં તેમાં કોમી હમદર્દીનુ અનુપમ શીક્ષણ સમાયેલું છે, તે બતાવે છે કે એક મુસલમાનભાઇએ પોતાના બીજા મુસલમાન ભાઇનો જીવ કેવી રીતે બચાવવો ઘટે છે. હામીદ અને મુખતાર માટે ના. વઝીરે જંગને ભલામણ લખીશ અને કોઇ હુદ્દો ખાલી થતાં તેમને અમલદાર બનાવીશ. તેઓએ પોતાનો જીવ જોખમમાં નાંખ્યો હતો છતાં તેઓ નહોતા જાણતા કે મુસાફરો કોણ અને કઇ કોમના છે. મુસાફરોનો આ સાહસીકો સાથે કશો સંબંધ હતો નહી. ના સુલતાન આવા હીંમતવાનોની કદર કરે છે અને મારા તાબામાં આવા જવાનો હોવા માટે હું અભીમાન કરી શકું છું." સાલેમને આગબોટના ડાકટરની

કેબીનમાં અને સલીમાને સારવાર માટે ઇસ્માઇલ પાશાની વૃદ્ધ બાનુની કેબીનમાં મોકલી, લંગર ઉઠાવી આગબોટ હંકારવાનો હુકમ આપવામાં આવ્યો.

સંધ્યા થતાં ઇસ્માઇલ પાશાએ ડોકટરને બોલાવી આજારીની હકીકત પુછી. ડાકટરે આજારીની તનદુરૂસ્તીની ખાત્રી આપતાં કહ્યું ચીંતા કરવા સરખું નથી. માત્ર થાક અને ભયનો માર્યો બેહોશ હતો. અત્યારે હોશમાં છે અને સવાર પહેલાં તદન સાજો થઇ જવાની સંપુર્ણ વકી છે. ઇસ્મા ઇલ પાશા પ્રસન્ન થયો અને ડાકટરને ઇનામ આપવાનું કહયું. પરંતુ સલીમા વિષે તેને સમાચાર મળ્યા નહોતા. તેણી બેશુદ્ધ હતી અને લેડી ડોકટર ઉમરાના ખાતુનના રીપોર્ટ પ્રમાણે તેણીને હોશમાં આવતાં હજુ વીશ કલાક લાગશે. છતાં તેણીની જીંદગી અને તનદુરૂસ્તી માટે કશો ભય રાખવા સરખું નથી. રીપોર્ટ ઉપરથી સલીમાને અસાધારણ દુઃખ થયાનું સમજાયું તેણીના હાથ પગ સુજી ગયેલા હોવાનું જાણીને ચમકયો ખરો પરંતુ સોજો અને દુઃખનુ કારણ જાણવાની તેણે ઝાઝી દરકાર કીધી નહી કારણ કે સાલેમે તેણીને પીડા કર્યાનો સંદેહ લઇ જવાનું તેને કશુયે કારણ દેખાતું નહોતું.

બીજી સવારે આગબોટે જીદાહ ખરૂં કર્યું અને વારમાં કીનારાથી થોડા અંતરે આગબોટે લંગર નાંખ્યું. આગબોટ ઉપરના વાવટાની સંકેત યુકત પતાકા ઉપરથી આગબોટમાં વડો લશ્કરી અમલદાર હોવાનું કીલ્લાના અમલદારોએ જાણ્યુ હતું. આગબોટ લાંગરતાંજ આવકાર આપનારી લશ્કરી ટુકડીએ કીનારા ઉપર દેખાવ દીધો. ઇસમાઇલ પાશા આગબોટમાંથી ઉતરે તે પહેલાં કીલ્લાનો સ્થાનીક અમલદાર પોતાની હોડી સાથે આગબોટના દાદરે ઉભો દેખાયો થોડી મીનીટોમાં ઇસ્માઇલ પાશા સાથે સ્થાનીક અમ લદાર કીનારે આવ્યો.

ઇસ્માઇલ પાશાએ હીજાઝની ભુમિ ઉપર પગ મુકતાં લશ્કરી બેન્ડે સલામીના સરોદો વગાડયા. કીલ્લામાંથી સલામીની તોપો સર થવા માંડી. સઘળાની સલામી લેતો અને મુલાકાત આપતો ઇસમાઇલ પાશા, બેરેકમાં સરકારી ઉતારે પધાર્યો. આગબોટ ઉપરથી ઉતરતાં સલીમા અને સાલેમની ખબર રાખવા ભલામણ કરી ગયો હતો. સરદારના હુકમ પ્રમાણે અમલ

થયો. ડાક્ટરે સાલેમને અને સલીમાને લેડી ડાક્ટર ઉમરાનાની દેખરેખ તળે રાખવામાં આવ્યા

ઇસ્માઇલ પાશા આખો વખત સરકારી કામકાજ તપાસતો રહ્યો. પોતાનું કર્તવ્ય બજાવતાં તેને રાત્રિના બાર વાગી ગયા. આ વખત દરમીયાન સલીમા અને સાલેમ વિષે જાણવાની કે તેમને બોલાવવાની તેને મોહલત મળી નહી. બીજી સવારે દીવસ ચઢયા પછી ડોકટરે ચીઠી લખી ઇસ્માઇલ પાશાને ખબર આપી કે આજારી તદન સાજો થયો છે અને તમને કંઇક અરજ કરવાની ઇચ્છા રાખે છે ઇસ્માઇલ પાશાએ સાલેમને હાજર થવાની આજ્ઞા આપી. સાલેમ શહેરમાં આવ્યો અને ઇસ્માઇલ પાશાની હજુરમાં હાજર થયો. પરંતુ તેનું હ્રદય ભયથી કંપી રહ્યું હતું. અત્યાર સુધી સલીમા જો કે વાત કરવાની સ્થીતીમાં નહોતી એ ને નહોતો જાણતો છતાં પાશાની બાનુ પાસે તેણીને રાખ્યાની ખબર હતી. સલામ ભરી તેણે તુરકી ભાષામાં પાશાને આશીષ આપવા માંડી. ઇસ્માઇલ પાશાએ તેને ગભરાયેલો જોઇ આશ્વાસન આપતાં કહ્યું.

"બીઓ નહી. જે કહેવાનું હોય તો ખુલ્લા મને કહો મદદની જરૂર હોય તો માગણી કરો. સુલતાની ખજાનામાંથી તમને સઘળી મદદ આપવામાં આવશે."

"નામવર. મારા સાથવાળી સ્ત્રી—" સાલેમ આટલું બોલી અટકી ગયો. તેણે ઇસ્માઇલ પાશાના ચ્હેરા ઉપર વળ આવતો જોયો.

" હાં, હાં. કહો. " ઇસમાઇલ પાશાએ કહેવા માંડયું " તમારી તે સ્ત્રી જીવતી છે પરંતુ હજુ સુધી તે પોતાની હકીકત કહી શકે એવી સ્થીતીમાં નથી. "

" ખુદા પાક તમો નામવરને સલામત રાખે ! તેણી મારી સ્ત્રી નથી ' સાલેમે કહયું.

" ત્યારે શું તમારી સાથે મુસાફર હતી. ખુલાસાવાર હકીકત કહો."

ઇસ્માઇલ પાશાના જવાબમાં સાલેમે ત્યાં બેઠેલા માણસો તરફ નજર કરી. મતલબ ઇસમાઇલ પાશા સમજી ગયો. માણસોને બ્હાનાસર ખસેડવામાં આવ્યા. ઇસમાઇલ પાશા અને સાલેમ રહેતાં ઇસમાઇલ પાશાએ કહયું.

" હાં, કહો, શું કહેવા માગો છો ?"

" સાહેબ મારૂ નામ સાલેમ છે.' સાલેમે પોતાની હકીકત કહેવા માંડી " અને રાબીક પાસે રહું છું, તે સ્ત્રી મારા બાપની બાંદી છે. પિતાએ તેને બેટી પ્રમાણે પાળી છે અમારા બન્નેમાં પરસ્પર ભારે સ્નેહ છે. કીસ્મતે મને નાદાર બનાવ્યાથી તેણીને વેચી નાંખવાનો ઇરાદો કર્યો. પરંતુ જાહેર રીતે વેચતાં મારી પ્રતિષ્ઠા ઉપર વાત આવતી હતી. છાની રીતે વેચવા એક મીત્રને મળવાના બ્હાને તેણીને, દરીયા કીનારાની નજીકના કરી-યે શેખ નામના ગામમાં લઇ ગયો હતો. અને ત્યાંથી દરીયાને રસ્તે આ તરફ આવતો હતો તેવામાં તોફાન આવ્યું, મારો ઇરાદો તણીને જણાવતાં તેણી ભારે નારાજ થઇ, કોપાયમાન થઇ કારણ કે તેણી આઝાદ હોવાની ભ્રાંતિમાં હતી.

" હવે તમારો શું ઇરાદો છે?" ઇસમાઇલ પાશાએ પુછ્યું.

" હું શું બતાવું " સાલેમે કહેવા માંડ્યું " આપ ધણી છો જે હુકમ હોય તે બજાવી લાવું કારણ તે જક્કી લુંડી હજી બીમાર છે. અને સાજી થયા પછી ખુદા જાણે શું શું છળ કપટની વાતો કરે. કીસ્મતની વાત છે. ખુદાએ મને એટલો બધો નાદાર બનાવ્યો છે કે રોટલાના પણ વાખા પડયા છે."

સાલેમે માથું અને પેરણના આંચળે, રડતાં હોવાનો ડોળ કરી આંખ્યો લુંછવા લાગ્યો દયાળુ સ્વભાવનો ઇસમઇલ પાશા તેની કરૂણ હાલત વધુ વખત જોઇ ન શકયો વિચાર કરી તેણે કહયું.

" સાલેમ સાંભળો! નિરાશ થાઓ નહી ખુદા પાકની રહેમત ઉપર નજર રાખો. તે અરહમુર-રાહેમીન છે તેની દયાનો પાર નથી તમને સુલ્તાની લશ્કરમાં ભરતી કરી લેવાની હું મદદ કરી શકું છું અને તમારી વફાદારી જોઇ હુદો ઉંચો અપાવી શકું છુ તમને આ ગોઠવણ પસંદ હોય તો અત્યારેજ હું બંદોબસ કરી શકુ છુ."

" તમો નામવરની મહેરબાનીનો ઉપકાર માનું છુ" સાલેમે કહેવા માંડયું ' ખુદા પાસે પ્રાર્થન કરૂં છું કે આપના પવિત્ર ઇરાદામાં બરકત આપે અને તાજે ઉસમાનીયાના, તમો જેવા હીરાઓને સલામત રાખે અદબ સાથે મારે કહેવું પડે છે કે અણધારી આફતોએ મારા ઇરાદા અને ઉમંગોનો નાશ કર્યો છે દોલત મેળવવાની આશા નથી કે નથી નામજ

પેદા કરવાની ઇચ્છા હરમંચનનાં શરણે બાકીનું જીવન ગુજારવાની ઇચ્છા અને હોંસ ઉસમાની લશ્કરમાં દાખલ થવા દેશે નહી."

"મરી ઇચ્છા" ઇસમાઇલપાશાએ કહેવા માંડયું "મારી ઇચ્છા હતી કે હીલાલી ઝંડા તળે તમારી જવામર્દીના જવહરો બતાવી, નામદાર સુલતાનને ખુશ કરી ઉમદા શીરપાવ મેળવતા, પણ તમારી મરજી. વારૂ, તે લુંડી વિષે શું ?"

"તેની મને પણ ચિંતા છે" સાલેમે કહયું "બીમારીમાં તેણીને લઇ જઈ શકતો નથી અને બીમાર લુંડીને કોઇ ખરીદે એવી પણ આશા નથી."

"હું એટલું કરી શકું છું" ઇસમાઇલ પાશાએ દાઢી ખજવાળતાં કહયું "માગો તેટલી કીમતે તમારી લુંડીને ખરીદી શકું છું."

"આપ મહેરબાનની કૃપા છે." સાલેમે ચલાવ્યું "હુ પણ એમજ ધારૂં છું અને એ વીના ઉપાયજ નથી આપને ત્યાં રહેવાથી ઠીક થઇ જશે અને સાલેમની બહેન હોવાની ભ્રાંતિપણ નીકળી જશે."

"નહી, નહી!" ઇસમાઇલ પાશાએ લાગણી બતાવતાં કહયું "તેણીનું મન દુઃખાય એવી વાત નહી કરૂં મારી બેટી જેમ તેણીને પાળીશ તમારો પિતા લાડલડાવતો હશે એથીયે વીશેષ હેત રાખીશ.

"બસ, બસ!" સાલેમે પ્રસન્ન થઇ કહેવા માંડયું "ત્યારે મારા મરહુમ પિતાના આત્માને પણ ભારે શાંતી વળશે મારા દીલમાં પણ તેણી માટે ભારે માન અને મહોબત છે અફસોસ કે હું તેને યોગ્ય રીતે ખાતર બરદાસ રાખી શકું એમ નથી, નહી તો હું કદીએ તેણીને જુદી કરતે નહી."

"તમારી ઇચ્છા હોય તો સાજી થતાં સુધી મારી પાસેજ રાખું" ઇસમાઇલપાશાએ કહયું "અને સાજી થતાં તમારી પાસે મોકલાવી દઇશ."

"આપની કૃપા છે" સાલેમે કહેવા માંડયું "આપ સમજી શકો છો કે હું મારૂં ગુજરાન નથી ચલાવી શકતો ત્યારે તેણીને કેવી રીતે પાળી શકીશ તેણી જવાન થવા આવી છે, બેસાડી રાખવી પણ મુનાસબ નથી આજે મારી હાલત એવી છે કે મારે ત્યાં તેણીને કોઇ રાખે એમ નથી."

" તમે પોતે તેણીની સાથે લગ્ન નથી કરી શકતા." પાશાએ કહ્યું.

"થઇ શકે છે." સાલેમે કહેવા માંડયું " પરંતુ સલીમા ભારે જક્કી છે તેણી માનવાની નથી તેણી મને ભાઇ તરીકે ઓળખે છે એટલે બદ-નામ કરતી ફરશે વળી તેણીને લુંડી તરીકે રાખવાની ઇચ્છા બતાવવાનું મને પણ પસંદ પડતું નથી."

"વારૂ ખરૂં કહો છો હું કશી ફરજ પાડવા માગતો નથી" ઇસમાઇલ પાશાએ કહ્યું પાશાએ આ છેલ્લા શબ્દો કહ્યા પછી ખુરશી ઉપરથી ઉઠી ફરવા માંડયું અને કંઇક વીચાર કરી કહ્યુ .

"કહો તમને કઇ ચીજ આપવામાં આવે"

સાલેમે કાતર સ્વભાવે કહ્યું "આપ જે મુનાસબ ગણો" ઇસ્માઇલ પાશાએ વારંવાર પુંછયા છતાં પણ તેણે વધુ કંઇ કહ્યું નહી. ઇસ્માઇલ પાશાએ પાસેની તીજોરીમાંથી નોટો કાઢી સાલેમને આપી. સાલેમે નોટો જોઇ તપાસી પાછી આપતાં રોકડ નાણું મેળવવાની ઇચ્છા બતાવી. નોટો તેણે તીજોરીમાં મુકી ઘંટી વગાડી. ઘંટી સાંભળી બાહર ગયલા માણસો ઓરડામાં આવ્યા. એક માણસને પાસે બોલાવી પાશાએ કાનમાં કંઇક કહ્યું "બહુ સારૂં" કહી તેણે સાલેમને જોવા માંડયો

આ જોઇ સાલેમ ગભરાયો પરંતુ ઇસમાઇલ પાશાએ કહ્યું "જાઓ સાલેમ તમને એ રોકડાં નાણાં અપાવી દેશે. કંઇ કહેવું હોય તો કહો અહીથી હું મદીને જવાનો છું તમારી ઇચ્છા થાય તો ત્યાં આવી સલી-માને મળી જજો.

સાલેમે માથું નમાવી નમન કર્યું. તે પેલા માણસ સાથે બાહર આવ્યો ત્યાં તેને એક હજાર રૂપીયા આપવામાં આવ્યા. રૂપીયા ગણી ચામડાના પટામાં મુકી કેડે બાંધ્યા. લશ્કરી છાવણીમાંથી નીકળ્યો. એક ખચ્ચર ભાડે કરી પુર્વ દિશાએ ચાલવા માંડયું અને જોત જોતામાં અદ્રશ્ય થઇ ગયો.

# પ્રકરણ ૧૧ મું.

——:o:——

## ચાનક ભરી ચિંતા.

જે રાત્રે સલીમા જાલીમ કાળા કાળના અત્યાચારોમાં સપડાઇ તેની સવારનો સમય હતો રાત્રિના અંધકાર સાથે તારાગણ વિદા થઇ ચુકયા હતા. સ્હવારની ઉજ્વળ પીછોડી આકાશ ઉપર પથરાઇ હતી સુર્યની આમદનો સંકેત કરતી રતાશ આકાશ ઉપર આવી હતી. નિમાઝ આદીની બંદગીથી પરવારી માનવો પોતપોતાને ધંધે વળગ્યા હતા. બજારોમાં લોકોની આવજા શરૂ થઈ હતી સવારનાં પરોઢીએ નાસ્તો કરનારા ચા અને બિસ્કુટ ઉપર હાથ મારતા હતા પ્રેમ મોહીનીને ગળે વળગી રાત્ત આખી મોજ માણી રહયાં હતાં તે પુષ્પો કરમાઇ કચરા સાથે ભોંય પડયાં હતાં તેની તાઝગી સાથની સુવાસ નાશ પામી હતી કાળ ગતીમાં પ્રમાણભુત બનેલાં પુષ્પો નિરાશાની નજર નાંખી હૃદયવાળાઓને શીક્ષણ આપતાં હતાં.

સુર્યની અનુપસ્થિતિમાં રાત આખીનો ટાઢો પવન અત્યારે પણ સ્થિર હતો. મરૂભુમિના રેતાળ રણોમાં પડેલી ઝાકળ વરસાદના હલકા છાંટાનો ભાસ કરાવતી હતી. અરબ—જયાંનું આપણે વર્ણન કરીએ છીએ તે દેશમાં સવારને વખતે સેજ ઉપર પડયા રહેવું એ ભારે એબ અને લજ્જા ભરયું આચરણ ગણવામાં આવે છે કારણ એ છે કે અરબસ્તાનમાં સહવારનો વખતજ મગજને શાંત રાખી કામ કરવાનો હોય છે સુરજનો તાપ શરૂ થતાં ઉષ્ણ હવા અને સુરજની ગરમી રેતીના રણો અને પર્વતના પથરાને ધગધગતા અંગરા પ્રમાણે ઉના કરી મુકે છે આ કારણે માત્ર હવાજ નહી પણ ગુફાઓ અને મકાનોની ભીંતો પણ બળી ઉઠે છે આ તાપ એટલો સખત હોય છે કે દીવારની પાસે સુવાથી પણ માથું દુઃખવા માંડે છે

કરીયયે શેખમાં હવેલીના સઘળા માણસો સવારના પહોરમાં ઉઠી પોતપોતાના કામે વળગી ગયા હતા સવારની નીમાઝ ગુઝારી લયલા બેઠી કુરાનનું અધ્યયન કરતી હતી જાફરાને રસોડામાં દેવતા સળગાવી હતી, અત્યાર સુધી સલીમાને ઉઠેલી જોઇ હતી નહીં લયલાનું સલીમાની ગેર

હાજરી તરફ પહેલું ધ્યાન ખેંચાયું અને કુરાનનું અધ્યયન કરતાં વારંવાર અટકી તેણીના ઓરડા તરફ જોતી હતી. વખત વ્હેતો ગયો લયલાએ કુરાનનું ભણતર પુરૂં કરી મુસલ્લો વાળી પાસેની અભરાઇ ઉપર મુક્યો પરંતુ અત્યાર સુધી સલીમા આવી નહી કે ન આવ્યો તેણીનો સાદ આ અસાધારણ દશા લક્ષમાં લઇ તેણીએ જાફ્રાનને સાદ માર્યો.

"જાફ્રાન ! જો, તો સલીમા શું કરે છે અત્યાર સુધી ઉઠી નથી શું આજે નીમાઝ પઢવાનો વિચાર નથી.

"હેરતની વાત." જાફ્રાને કહેવા માંડયું "રાત્રે મેડા ઉપર કુરાન મુકવું પણ ભુલી ગઇ હતી. પાણીનું માટલું પણ ખાલીજ હશે. અત્યાર સુધી વુઝુ માટે પાણીયે માગ્યું નથી." જાફ્રાન ઉતાવળમાં જવાબ આપતી મેડા ઉપર જવા લાગી લયલા પણ તેણીની સાથેજ મેડા ઉપર જવા ઉઠી. તેણીના મનમાં અજબ પ્રકારના નિરાશા અને ભય ભર્યા વિચારો ઉઠતા હતા. જાફ્રાન આગળ હતી. લયલા મેડા ઉપર આવે તે પહેલાં તેણી દીવાનખાનામાં દાખલ થઇ તેણીએ દીવાનખાનું સુંનુ જોઇ બેચેનીમાં કહ્યું.

"ઇલાહી ખેર ! આ શું મામલો છે."

જાફ્રાનના મહોમાંથી ભય સુચક શબ્દો નીકળતાં પાછળ આવતી વ્યાકુળ લયલાના મ્હોડામાંથી પણ અણીચ્છાએ એજ શબ્દો નીકળી ગયા વાતની વાતમાં લયલા જાફ્રાનની પાસે આવી પહોંચી જે દ્રશ્ય જોઇ જાફ્રાને ભય સુચક શબ્દોમાં "ઇલાહી ખેર". કહયું હતું તે દુઃખી દ્રશ્ય લયલાએ પણ જોયું લયલા અને જાફ્રાનની બેચેની અત્યારે અસીમ હતી. બન્ને હેરાન થઈ માટીના પુતળા જેવી ઉભી હતી, બુદ્ધિમાં કસુએ નહોતું આવતું કે શું બનાવ બન્યો છે.

કેટલીય પળો સુધી લયલા અને જાફ્રાન ગુપચુપ અવાચક બની એક બીજાનું મોઢું હેરત સાથે જોતી રહી. ઉભય પરેશાન હતી. શું કરવું અને કોને પુછવું એની તેણીઓને જ રાએ ગમ પડતી નહોતી. ત્રીજું કોઇ માણસ ત્યાં હતું નહી, અને કોઇ અન્ય માણસ આવી શકે એવી શંકા પણ નહતી હેરત અને ભય ભરી બેચેન ચુપકીદીનો ભંગ કરતાં લયલાએ કહયું.

"જાફરાન ! શું થયું એની ખબર ખુદાનેજ છે. ખુદાજ જાણે છે કે શું બન્યું, કેવી રીતે બન્યું, પ્યારી સલીમા ઉપર કઇ આફતમાં આવી અને મેડા ઉપરથી કેવી રીતે ગેબ થઇ છતાં પણ નિરાશ થવા જેવું નથી. ચાલો પહેલાં બગીચામાં જોઇએ વખતે ત્યાં ન હોય."

જાફરાનની બુદ્ધિમાં લયલાની વાત આવી બન્ને બગીચામાં જવા પાછલા દાદરે ઉતરી બગીચામાં આવ્યા. દાદરનાં કમાડ ખુલ્લાં હોવાથી ખાત્રી થઇ કે તેણી બગીચામાં હશે. કઇક શાંતિ સાથે બન્નેએ બગીચામાં સલીમાને શોધવા માંડી.

આશા અને ભયની ઘડીયો પણ કેવી કલ્પાંતકારી હોય છે ! કદી જરા સરીખી વાત ઉપર હૃદય કંપવા માંડે છે અને નિરાશાનું ભયાનક ચિત્ર આંખો આગળ ફરવા માંડે છે. વળી કદી જરા સરીખી આશાએ મન પ્રસન્ન થઇ ભારે આનંદ પ્રમોદ થવા માંડે છે અત્યારે લયલા અને જાફરાનની સ્થીતી તદ્દન એવીજ હતી કયાંય પાંદડાનો સ્હેજ ખખડાટ થતાં ઉભય થોભી જઇ ઉત્સાહભેર જોવા માંડતી કે સલીમાજ આવે છે પરંતુ એક કે બે નહી સો બસોથી ત્રણ વધુ વેળા એવીજ આશંકા આવી અને દરેક વેળા આંખો ફાડી ફાડીને અને ધ્યાન દઇ દઇને જોયું આંખો ચોળી નજરનો ભ્રમ ભાંગ્યા પણ નીષ્ફળતા અને નીરાશા વિના કશુંયે દેખાયું નહી હવાના ઝોકાએ હાલત ખજુરીના ડાળાં પાછળ સલીમા હોવાનો ભ્રમ થતો, દોડતી ત્યાં જતી પરંતુ અર્થ વીનાની પીડા વીના કશુંએ પામતી નહી ખુણેખુણો શોધ્યો અને દરેક દરેક ઝાડ ખોળ્યું પરંતુ સલીમા હોય ત્યારેજ દેખાય ને ! શોધતા શોધતા થાકી ગઇ એક વૃક્ષ તળે આવી "હાય" ની કરૂણ ચીચીયારી સાથે લયલા કાળજું પકડી બેસી ગઇ લયલાએ મહાપ્રયત્ને મન ઉપર કાબુ રાખી જાફરાનને કહયું.

"હાય ! હું શું કરૂં ? મારા પગ ઉપડતા નથી સલીમા તુ કયાં ખોવાઇ ગઇ હાય ! હું તારા પિતાને શો જવાબ દઇશ ? મારો કૃપાવંત પતિ પોતાની અમાનત માગશે ત્યારે શું કહીને સમજાવીશ યા રબ્બુલ ઇઝ્ઝત ધણીને કયા મ્હોંયે કહીશ કે જો તારી વ્હાલી બેટીનું શું થયું જાફરાન લિલ્લાહ બતાવ કે શું કરૂં ? તને કશી ખબર છે સલીમાનો કયાંય જવાનો વીચાર તો નહોતો તેણી પોતાની દીવાનગીમાં કોઇ દિશાએ નીકળી તો નથી ગઇ પરંતુ નીકળી જવાનું કોઇ ચીન્હ તો જણાતુંજ નથી."

જાફરાનની જીભ લયલાને કશો જવાબ આપવા સમર્થ નહોતી તેણીથી એક શબ્દ પણ ઉચ્ચારાયો નહી. તેણીના હૃદય ઉપર દુઃખની કાળીમા છવાઇ હતી. સલીમાની યાદમાં તેણીનું કાળજુ ચીરાતું હતું. સલીમાની માયાળુ વાતોનુ સ્મરણ જાફરાનના હૃદયમાં ખંજરનું કામ કરતું હતું તેણી પુતળા જેવી હાલ્યા ચાલ્યા વિના ઉભી હતી, અને લયલા આગળ દયા યાચના કરતી હોય તેમ ઉભી હતી. અચાનક લયલાને કંઇક વિચાર આવતાં તેણીએ કહ્યું.

"એમાં કંઇક ભેદ છે અને સાથેજ તમારી ગફલત પણ છે."

આ દેખાવ વધારે વખત રહ્યો નહી. લયલા ત્યાંથી ઉઠી અને વેદના ભર્યા અંતઃકરણે ઉદાસ થઇ હવેલીમાં આવી એકથી બે અને બેથી ચાર કાને વાત પડતાં જોત જોતામાં આ બનાવ આખા ગામમાં ફેલાઇ ગયો. હસેદના મિત્રો અને સંબંધીઓનો ભારે જમાવ હવેલી આગળ થઇ ગયો. દરેક માણસ પોતાની બુદ્ધિ પ્રમાણે તર્ક દોડાવી વાતો કરવા મંડયાં. જાફરાન દોડી અને મરશુદ રહેતો ત્યાં આવી. તેણીએ ધાર્યું વખતે આ લોકોને કાંઇ ખબર હોય. અહીંયાં અંબેરને તેણીએ જોયો પરંતુ મરશુદનો પતો નહોતો. જાફરાને પુછતાં અંબરે કહ્યું.

"મરશુદ કયાં ગયો એની મને ખબર નથી. ગઇ રાતથી તે ગેપ છે. કયારથી, કેવા ઇરાદાએ કોની સાથે કયાં ગયો એનીયે ખબર નથી. તેનો ઇરાદો કહીં જવાનો હોય એવી કોઇ વાત ગઇ સાંજ સુધી તેણે મને કહી નહોતી.

અંબરની વાતો સાંભળી જાફરાન છક થઇ તેણીને સણસણીયાં આવી ગયાં ભયને લીધે તેણીનુ શરીર થરથર કંપવા માંડયું. યૌવન મદમાં મદમાતી બનેલી આંખ્યોમાં આંસુ ભરાઇ આવ્યાં. ગભરાયેલી જાફરાને જમીન ઉપર બેસી ભમવા માંડેલું માથું બન્ને હાથે પકડી લીધું. તેણી મન સાથે બબડી

"ઇલાહી હું શું સાંભળું છું. શું બની શકે ખરૂં. મરશુદ આવો દગો કરે ખરો કે? બુદ્ધિ કબુલ નજ કરે. શું ધણીના લુણનો વિચારે ન આવ્યો. તેની ઉપર કરવામાં આવેલી અગણીત કૃપાઓ શું ક્ષણ માત્રમાંજ વિસરી ગયો. ધનદૌલત ઉપર આંધળો થઇ આવું અણઘટતું કામ કર્યું હોય એ બની શકે ખરૂં? મરશુદ! આ કમીનું કામ કરતી વેળા તને કશી દયા ન આવી? ખુદાની બ્હીક પણ ન લાગી ખુદાના કેહેરે તારો

હાથ ન ઝાલ્યો. તને જાફરાન યાદ ન આવી. તારી સઘળી મીઠી મીઠી વાતો બનાવટી હતી, શું મારે માનવું જોઇએ કે તારા મહેરબાન ધણીની આશાભરી નજર તે બાનુ ઉપર પડયા પછી ત્હેં નીમકહરામ બની બદ નજર કરી હશે. માનવ ભારે સ્વાર્થી છે. કામવૃત્તિનો પ્રેત માથા ઉપર સવાર થઇ ભકત માણસને કરપીણ પીશાચ બનાવી મુકે છે. પરંતુ મરશુદ કદાચ તેં આવું કર્યું તો સારૂ નજ કર્યું. પણ હાય! હું શું કરૂં મારૂં અંતઃકરણ આવી વાતો સ્વીકારવા ના પાડે છે અફસોસ! અત્યારની તારી ગેરહાજરીનો લાભ લઇ લોકો બધો આરોપ તારા માથે ઢોળશે. તે પછી શું થવાનું છે તેનો ઝાંખો ભાસ થતાં પણ જાફરાનનું હૃદય કંપી ઉઠે છે. હા! હું લોકોની જીભ કેવી રીતે બંધ કરી શકું! અરબોના જક્કી સ્વભાવમાંથી વેર વાળવાના કરપીણ વિચારો કેવી રીતે દુર કરી શકું. હાય! મરશુદ! પ્યારા મારા વ્હાલા, વ્હાલા મરશુદ! તારા પગ ઉપર તેં પોતેજ કુવહાડીનો ઘા કર્યો છે. હુ શું કરૂં!" જાફરાનની આંખોમાંથી આંસુ વહેવા માંડયાં અને તેણીએ રડારોળ કરી મુકી.

સલીમાનો વિયોગ, સલીમાની નિરાધાર અવસ્થા, તેણીના દુઃખોનો ખ્યાલ, ઘરની બરબાદી, અને સાથેજ મરશુદનું ધ્યાન. અને મરશુદ ઉપર આવનારા દુઃખ દાયક દીવસોનો ભય, આ સઘળા વિચારોએ દારૂખાનાના ભંડારમાં દીવાસળીનું કામ કર્યું. રહી રહીને તેના હૃદયમ વેદનાની બળત્રા થવા માંડી. લયલા પાસે જઇ અંબરના શબ્દો ઉચ્ચારવા તેણીનું હરૂદય ના પાડતુ હતુ પરંતુ ઘરમાં ગયા વિના અને કોઇના પુછવાનો તેજ જવાબ આપ્યા વિના આરો પણ નહોતો. છેવટ તેજ વિચાર વેગે તેણીને આરો પરોવી ઉડાડી, નિરાશાભર્યા નિશ્વાસ નાંખતી લયલા પાસે આવી.

લયલા સાથે, આ દુઃખદાયક ખબર સાંભળી દીલસોજી અને પ્રેમવશ આજુ બાજુથી આવી એકત્ર થયેલી સંખ્યાબંધ બાનુઓએ આશા અને ભયની નજરે જાફરાન તરફ જોવા માંડયું તેમની દ્રષ્ટીનો સંકેત બતાવતો કે સઘળાં જાફરાનને સાંભળવા ભારે આતુર હતાં પરંતુ તેણીએ અંબર પણ અજાણુ હોવાનું કહયુ ત્યારે સઘળે ગમને નિરાશા છવાઇ કારણ કે કદાચ સલીમાએ કયાંય જવાનો વિચાર કર્યો હોય તો તે અંબરથી કદીયે છાનો રહે નહી.

દીવસનો મોટો ભાગ આવાજ પ્રકારના તર્ક વિતર્ક અને શંકાઓમાં પસાર થયો. પણ સલીમા કે મરશુદ એમાંથી કોઇનોએ પતો નહોતો. લોકોમાં પરસ્પર ચર્ચા થવા માંડી હતી કે આ કામ માનો કે ન માનો પણ મરશુદનુંજ હોવું જોઇએ. આ વાતો સાંભળી જાફ્રાનને થતુ દુઃખ તેણીનુ અંતઃકરણજ જાણતુ હતુ તે બિચારી ચોધાર આંસુએ રૂદન કરતી હતી. પણ એક શબ્દ ઉચારી શકતી નહોતી પોતાના આશક ઉપર મુકવામાં આવતાં તોહમતો અને આરોપ સાંભળી મનમાંને મનમાંજ કાળજું ઝાલી રહી જતી અને એક શબ્દ પણ કહી શકે તેમ નહોતું ગામની આજુ બાજુ તપાસ ચલાવ્યા પછી પતો ન મળતાં સઘળા નીરાશ થઇ બેઠા એક બાનુ લયલા હતી જેનું દુઃખદાયક રૂદન અને કલ્પાંતકારી હાય હાય, કેમે કર્યાં અટકતાં નહોતાં અને બીજી જાફ્રાન તેની સાથે દુઃખ અને અંતર વેદનામાં સહકારીણી હતી.

× × ×

સલીમા ગુમ થયાને એક અઠવાડીયું વીતી ગયું ચોમેર શોધ થઇ, દુર દુર સુધી માણસો દોડાવવામાં આવ્યા હમાલો અને ખચ્ચર વાળાઓને પુછવામાં આવ્યું પરંતુ સલીમા કે મરશુદ એમાંથી કોઇ એકનોયે પતો મળ્યો નહી આઠ દશ દીવસમાં ઘેર પધારવાની આશા હતી તે ઉસયદ આવ્યો હતો ઘર આવ્યા પછી સલીમાની ગેર હાજરી જોતાં અજબ પ્રકારની વેદનામાં લીન થયો હતો આ દુઃખભરી વેદનાના વર્ણન માટે મજબુત હૃદયની જરૂર છે સત્કર્મ અને સદાચારની સાક્ષી પુરતી તેની વૃદ્ધાવસ્થામાં અજબ પ્રકારનું અસાધારણ પરિવર્તન દેખાતું હતું મુંખ મુદ્રાનું તેજ ઘટી મંદ પડી ગયું હતું રતાશને બદલે કાળાશ આવી ગઇ હતી ધીરજ અને સહનશીળ સ્વભાવે કરી આંસુ ઝાઝા વ્હેતાં નહોતાં છતાં નેત્રો હીંગલોળ જેવાં રાતાં થઇ ગયાં હતાં રહી રહીને ઉઠનારા નશ્વાસના ભડકાએ મન કાબુમાં નહોતું.

દરેક દિશાએથી નીરાશ થતાં ઉસેદે લયલા સાથે મશવેરો કરવા માંડયો.

"તમારો અભીપ્રાય હોય તો મસઉદને પણ ખબર કેરવામાં આવે વખતે તે કોઇ યુકતી બતાવે અને કામ બની જાય."

"તમારો મત સારો છે પરંતુ મને કશી આશા નથી."

"કેમ ?" ઉસેદે પુછયું.

"કારણ કે" લયલાએ કહેવા માંડયું "સલીમા તેને તીરસ્કારની નજરે જોતી અને મસઉદ જાણે છે કે સલીમા તેને ધીકકારે છે કેટલીક વાર બન્ને વચ્ચે બોલાચાલી પણ થઇ ચુકી છે".

"છતાં પણ" ઉસેદે ચલાવ્યું "આબરૂનો સવાલ છે આવા પ્રસંગે કોશીશ કરવામાં તે કંઇ મણા રાખશે નહી."

"તમારો અભિપ્રાય હોય અને વ્યાજબીબ ગણો તો ખબર આપવી જોઇએ મસઉદના આચાર વીચારની મારા કરતાં તમને વધારે ખબર છે જો તમારો મત પાકો હોય તો ઢીલ કરવી જોઈતી નથી" લયલાએ જવાબ દીધો.

લયલાની સંમતી મળતાં ઉસેદ બાહર ગયો બે કલાક પછી પાછો ફરી કહયું કે સાંઢણી સવાર કાગળ લખી રાબીગ મોકલવામાં આવ્યો છે કાસીદને મહોંજબાની પણ બધી વાત સમજાવી દીધી છે મરશુદની નીશાનીઓ પણ બતાવવામાં આવી છે અને તેનો પતો કાઢવા માટે તાકીદ કરવામાં આવી છે સલીમા મળે અથવા તેણીનો પતો લાગે જે પણ હકીકત જાણમાં આવે તેની તપાસ માટે લખ્યો મોકલ્યુ છે લયલા એ પોતાના સ્વામીની હામાં હા મેળવી આજથીજ સલીમાની ખબર માટે વાટ જોવા માંડી ઉસેદના આગમનથી તેણીને થનારી સઘળી પ્રસન્નતાનું સલીમાની અનુપસ્થિતિએ ખુન કરયું હતું.



# પ્રકરણ ૧૨ મું.

## પ્રેમ પીડિત બંધવો.

રહે માલુમ અય સૈયાદ. કુછ મુદ્દત અસીરીકી;
હમારી કયદકા દિન, લિખદે દીવારે ગુલિસ્તાંપર.

ઉસેદની હવેલીના ભોંયરામાં બીમારીને બીછાણે પડેલા ઇબ્ને મુસ્લિમ માટે પ્રાર્થના કરતી સલીમા અને જાફરાનને અત્યાર પહેલાં એક વખત આપણે જોઇ ગયા છીએ. સ્થુળ સંસારના અંતીમ અને સ્થાઇ સૃષ્ટિના પ્રથમ પડાવ જેવું-કબર સરખું, આ ભોંયરૂં હતું હવા ઉજાસ માટે બારીઓ હતી ખરી પણ અત્યારે તે સઘળી વાસેલી હતી. ચોમેર અંધકાર હતો. પવનને કયાંથીયે આવવાની પરવાનગી નહોતી. વાસીદું દઇ સફાઇ કરવામાં આવી નથી કે નથી ઉપાડવામાં આવ્યો કચરો. બારણાના બારસક ઉપર લાગેલી કાઇમાં દુર્ગંધ આવવા માંડી છે. કદાચ હવાની કોઇ લહેર સ્વચ્છ આવે છે તો તે દુર્ગંધના સમાગમમાં આવી દુર્ગંધમય થઈ નીકળી જાય છે. ભોંયરૂં અત્યારે દુર્ગંધનો ભંડાર થઇ ગયું છે. કોઇ પ્રાણી અહીંયાં એક બે પળ પણ રહી શકે એવી હાલતમાં અત્યારનું ભોંયરૂં નથી.

ભોંયરાના કમાડોમાં જડેલી સાંકળોવાળાં કમાડ બંધ છે અને તેમાં એક મોટું તાળું મારેલું દેખાય છે. હવા ઉજાસ જવાનો કયાંય માર્ગ ન હો તો કેવળ કમાડોમાં પ્રૌઢાવસ્થાને લક્ષણે પડેલી ફાટમાંથી સ્હેજ અજવાળાની ઝાંખ પડતી હતી. દાદરની નજીકમાં એક ખજુરીની સાદડી પાથરેલી હતી. સાદડી ઊપર એક કાળો ને કદાવર પુરૂષ પડયો હતો. તેનો શ્વાસ દુઃખ અને વેદના ભર્યો ચાલતો હતો. અટકીને અટકી શ્વાસ આવતો હતો. આ પુરૂષ પાસાં ફેરવતો અને ખજવાળતો હતો.

સાદડી ઉપર પડેલા માણુસે સાથળ ઉપર હાથ મારી કહેવા માંડયું "મચ્છર પણ મારા લોહીના તરસ્યા છે. કોઇ ઘડી ચેન લેવા દેતાજ નથી." તે ઉઠી બેઠો અને આંખો મસળી આજુ બાજુ જોવા માંડયું. ચારે દીશાએ પ્રસરેલા અંધકારે કશું જોઇ શકયો નહી. તે બબડયો.

"હાય ! કેવો અંધકાર ! કબર જેવું ઘોર અંધારૂં ! યા અલ્લાહ શું મામલો છે ? શું જીવતા જીવતની કબરમાં છું. હાય ! શું કરૂં, આ જીંદગી કરતાં તો મોત આવે એ સારૂં" કહેતો કહેતો ઉભો થઇ ગયો.

વખત વહેતો ગયો થોડીક પળોમાં તેની તબીઅત ઠીક થઇ, અંધકારમાં બળી જનારા, કમાડની ફાટમાંથી આવતા ઝાંખા પ્રકાશમાં બારીક નજર નાંખતાં ઘણી મહેનતે આજુ બાજુ કંઇક જોઇ શકયો. તેણે સાદડી જોઇ અને પેરણ ઠીક કરી પાછો બેસી ગયો. જાતે કાળો શીધી હોવાથી પીળી પડેલી આકૃતિ ભારે ભયાનક દેખાતી હતી. ગાલ બેસી જતાં મોટાં હાડકાં ઉભરાઇ આવ્યાથી મુખાકૃતિ તદન બદલાઇ ગઇ હતી. આંખ્યો અંદર પેસી ગઇ હતી અને તેજ મંદ પડીગયું હતું, કામળા જેવો પીળો રંગ આંખ્યોમાં પણ પ્રસર્યો હતો. હાથ પગ પણ સુખાઇ બીહામણા થઇ ગયા હતા.

દુઃખ પીડીત માનવ ! જેને જોઇ હૃદયવાળાનું હૃદય વિદિર્ણ થતું, તે બેઠાં બેઠાં ચીસ મારી બબડયો.

"હાય ! કોઇયે મારી મદદ નથી કરતું. કોઇને મારી દુઃખભરી ચીચીયારીયો ઉપર દયા આવતી નથી. વિના કારણે ને વગર ખતાએ મારી ઉપર અસાધારણ જુલમાટ ગુજારવામાં આવે છે. હાય ! હું નથી જાણતો કે મેં કયો અપરાધ કર્યો છે. કયા અપરાધની સજામાં જીવતાં જીવત ઘોરમાં હડસેલાયો છું. કોઇને માર્યો નથી કોઇને કુટયો, ચોરી કરી નથી કે નથી કર્યો વ્યભિચાર, ખોટી સાક્ષી આપી નથી કે નથી મુકયું ખોટું તોમત, ખુદાવંદા ! અચાનક મારૂં કીસ્મત કેમ ઉથલાઇ ગયુ આ જમાન મારા જીવનો વેરી કેમ થયો છે હાય ! જાફરાન તુંયે મને વીસરી ગઇ તારા ઉપર મારી દુઃખી દશાની કશી અસર નથી થતી તારી ભોળી ભોળી વાતો કેવળ મ્હોં જોવાનીજ હતી તારા જાંનીસાર મરશુદને શું ભુલીજ ગઇ ? હાય ! પડયા વખતમાં કોઇયે કામ આવતુ નથી.

કિસીકા કબ કોઇ, રોઝે સિયાહમેં સાથ દેતા હયે;
કે તારીકી મેં સાયાભી, જુદા રેહતા હે ઇન્સાંસે.

" સઇયદી ! મહેરબાન ધણી, દબ્ને મુસ્લિમ ! મરણ સિવાય આરો આવતો જણાતો નથી પણ અફસોસ, મોત અને તે પણ હરામ ! કેવી

રીતે કબુલી કરૂં. અબદુલ આબાદની યાતના, કેવી રીતે ઉડાવું. ત્યારે શું કરવું ? હે બેકસી ! મદદ કર ! હે મારાં આંસુ ! કંઇ અસર દેખાડ ! હે અરહમુરોહેરીન ખુદા ! તારા દયાળુ ગુણુનો પ્રકાશ કર અને તારા આ દાસને કેદમાંથી મુકત કર. હાય, મારો ધણી કયાં મળે. અંબર પણ ખસેડવામાં આવ્યો. બુઢો હા, બુઢો ભારે જાલેમ છે. કેવો સખત જાપતો રાખે છે. કમાડ વટીક પણ ઉઘાડતો નથી. પીસ્તોલ લઇને ઉભો રહે છે. જરા પણ ચળવળ થાય તો બસ, કામ પુરૂં જ છે. " દુઃખી કેદીનુ માથુ ભમવા લાગ્યું. તે માથુ ઝાલી દીવાલને આશરે બેસી ગયો.

ભોંયરામાં કેદ પડેલો દુઃખી માણુસ ઇબ્ને મુસ્લિમનો વફાદાર ગુલામ મરશુદ હતો એ કહેવાની ભાગ્યેજ જરૂર રહેશે. મરશુદની આ દશા કેમ થઇ એ જાણુવાને વાંચકો સ્વાભાવિક રીતે ઉત્સુક હશે પણ વખત આવે સઘળું જણાઇ આવશે. અત્યારે આપણે જોઇ રહ્યા છીએ કે તે ભારે વેદના વેઠતો પડયો છે છતાં તે નિરાધારની ફરીયાદ સાંભળનાર કોઇ નથી ઉસેદના સ્વભાવ અને લાગણીઓ ધ્યાનમાં લેતાં તો આ દુઃખી મનુષ્યનાં સંકટોનું તેને ભાન કરાવવામાં આવે તો તે અવશ્ય દયાવાન થાય એવું ધારી શકાય ખરૂં. પરંતુ અફ્સોસ કે આ વાતની તેને ખબર વટીક પણ નહોતી. સલીમા ગુમ થવાની તેની ઉપર થયેલી ભારે અસરથી તે ભાન ભુલ્યો હતો અને ઘરમાં-એકાંતમાં બેસી રહેવા સિવાય તેને કશું કામજ નહોતું. હરવું ફરવું, મળવું, કામ ધંધો કે વાતચીત તેણે તદન તજી દીધાં હતાં. એટલે મરશુદના છુટકારાનો તેની ઉપર આધાર રાખવો વ્યર્થ હતો.

દુઃખ પીડિત મરશુદ ઘેલછામાં પાછો ચમકયો. ગભરાઇ ઉઠયો અને આગળ ડગલું મુકવાના ઇરાદાએ પગ ઉઠાવ્યો પરંતુ એક સખત આંચકા સાથે હાય કરતાં પગ પકડી લીધો અને પેરણનો છેડો ખસેડી બન્ને પગોમાં પડેલી સાંકળ જોવા લાગ્યો. આ લોખંડી સાંકળ, તેના બન્ને પગલાં પડેવોં બે લાંબડી કડાંને જોડતી હતી સાંકળની વચ્ચે ઉંટના વાળનું એક મજબુત દોરડું હતું. આ દોરડું પેરણની તળે કેડ સાથે બાંધવામાં આવ્યું હતું. દોરડાની ગાંઠ મજબુત અને સાવચેતી સાથે પુંઠ પાછળ બાંધવામાં આવી હતી કે કદી ગાંઠ છોડી શકે તેમ નહતું. મરશુદની કેડની ચામડી ઠેકઠેકાણેથી કપાઇ ગઇ હતી અને તેમાં પડેલા જખમોમાં સાંકળનો ઝટકો લાગતાં તે કંપી ગયો હતો તે બોલ્યો.

" કમનશીબ મોત ! તું કયાં છે. ત્વરીત આવ અને આ વેદનામાંથી મુક્ત કર." મરશુદે ઉપર જોયું કારણુ કે છત ઉપરથી માટી તુટી પડી હતી. "

આશાયે દુનિયામાં અજબ વસ્તુ છે. ગમે તેવી નિરાશા કેમ ન હોય પરંતુ જ્યાં સુધી જોવામાં આવ્યુ છે હજારો પ્રકારના વિચારો, સેંકડો પ્રકારની ઇચ્છાઓ અને લાખો પ્રકારની આશાઓ મનમાં ઉદ્દભવે છે. મરણુ ઘડી સુધી પણુ આશાની મનહર અને રૂપાળી છબી લલચાવતીજ રહે છે. ડુબતી હોડીમાં બેઠેલા મુસાફરોને પણુ બચી જવાની આશા રહે છે. કોઇ જાતની દયા માટે મરશુદ તદન નિરાશ થયો હતો છતાં આશાના વિચારો તેને પ્રસન્ન કર્યા વિના રહેતા નહોતા. સ્વાભાવીક રીતે આવા પ્રસગે આશા અધિક પ્રસન્નતા ઉત્પન્ન કરે છે. ચારે દિશાએ નિરાશાનાં વાદળોનો અંધકાર ફેલાય છે અને મુસળધારા વૃષ્ટિ થાય છે ત્યારે આશાના વીજળીક સંકેતે, માનવ જાતિનું મન પ્રસન્ન રહે છે અને બગડેલી વાત બની જવાનો આસરો બધાય છે.

માટીના પડવા સાથેજ મરશુદને આશા બંધાઇ અને ઉત્સાહ ભેર તેણે પરીણામની વાટ જોવા માંડી તેના મનમાં વિચાર સંકલના બંધાઇ કે ભોંયરાનો ઉપલો ભાગ કોઇએ ઉકેલ્યો અને તેમાંથી એક હાથ લંબાઇ તેને ઉપર આવવાનો ઇશારો કર્યો. આ ધ્યાન જામતાં તે ઉઠવા લાગ્યો. પરંતુ સાંકળના ઝણુકારે તેની સઘળી આશાઓનો નાશ કર્યો કાળજે હાથ દઇ.

" હાય તકદીર ! "

નો નિશ્વાસ નાંખી હતો તેમજ બેઠો ને બેઠો રહી ગયો. તે સમજ્યો કે મને ઘેલછા થઇ છે. મગજમાં ભરાયેલા તર્કો વિશ્વાસના સ્વરૂપમાં જ નહી બલ્કે જીવતી આકૃતિઓના સ્વરૂપમાં સામે આવી મને બોલાવે છે, તેના હોશ ઠેકાણે આવ્યા અને સમજ્યો કે કોઇને શું પડી છે કે મારા જેવા નિરાધારને છોડવવા માટે આવે ઉસેદ અથવા મસઉદ મને મુક્ત કરવા ધારતા હોય તો મેડો ખોદવાની શી જરૂર હતી. કોઇને મારાં દુ:ખોની શું પડી એક જાફરાન છે તે આ ‌ુ કરી શકે નહી તેમજ તેણીમાં એટલું સામર્થ્ય પણુ નથી. તે એક લુંડી છે તેણીની શકિતજ શું વળી સ્ત્રી જાતિ ઉપર ભરૂસો કરવોયે શું ?

મરસુદના કાન પાછા ઉભા થયા. તેને માટી પડવાની ઝંખના વધારે થઇ સ્વર પણ વધારે હતો. સઘળા તર્ક દુર કરી તેણે પોતાનું ધ્યાન તે સ્વર તરફ રોકયું. પરંતુ તેની ઘેલછા અને તર્કોના ચઢી આવેલા પુરે કરી અવાજ કઇ દિશાએથી આવતો હતો તે પણ નકકી કરી શકયો નહી. પળે પળે તે માથું નમાવતો અને ફરી ફરીને આજુબાજુ જોતો હતો. કદી તેને નજીવો જેવો સંકેત થતાં આશા બંધાતી અને કદી ભયાનક નિરાશાનું ચિત્ર સામે આવી હાથોના હાથ કાળજું ઉછાળતું હતું.

આ સ્થિતિ એક કલાક સુધી ચાલુ રહી. પળે પળે માથું ફેરવતાં ને આજુબાજુ જોતાં તેનું માથુ ચઢી આવ્યું. માથામાં ચકરી આવવા માંડી નિરાશ થઇ નહી સમજાય એવા શબ્દોમાં તે બબડયો. બકબકારો કરી અંતર વેદનાઓથી હૃદય ખાલી કર્યા પછી દીવાલનો આશરો લઇને આગળ ચાલ્યો. હાથથી ટટોલાને ત્યાંજ બનેલો એક ગોખલો શોધી કાઢયો. આગલા દીવસે મુકેલી ખજુર, રોટલાના સુખા કકડા અને પાણીનો કુંજો લઇ તે ચઢાઇ ઉપર આવ્યો. બિસ્મીલ્લા બોલી સુખા કકડા પાણી સાથે ચાવવા માંડયા! પરંતુ પાણી ખારૂ હોવાથી પાણી પીતી વેળા અજબ પ્રકારે મ્હોં બનાવતો હતો. રૂપાળા કુજામાં આ ખારૂં પાણી, જોનારાઓને સ્વાદીષ્ટ પાણીનો ભ્રમ ખવાડવા માટે ભરવામાં આવ્યું હતું. મહા મુશ્કેલીયે જુજ કોળીયા ઉતાર્યાં પછી ખુદાનો પાડ માન્યો હજુ બે દીવસ તેજ કકડા ચલાવવાને વિચાર આવતાં બાકીનું ખજુર અને સુખેલો રોટલો દીવાલ પકડી ગોખલામાં મુકી દીધો. દીવસોની ખોરાક એક વખત આપવામાં આવતી હતી. રોટલો મુકીને દીવાલ ઝાલી પાછો ફરતો હતો તેવામાં તેની ભારે અજાયબી વચ્ચે છતમાંનો એક મોટો પથરો ધમદઇને નીચે પડયો.

પથરો પડવાથી થયેલા અવાજે આખું ભોંયરૂં ગજાવી મુકયું. અચાનક બનેલી ઘટનાએ મરસુદને હેબતાવ્યો, તે ચમકયો, પગમાં બાંધેલી સાંકળ દીવાલમાં અફળાઇને તે જમીન ઉપર બેસી ગયો. આંખો બંધ કરી લીધી મનમાં વિચારવા મંડયો કે આ શું મામલો છે. વધારે હકીકત જાણવા તે આંખો ખોલે તે પહેલાં બાંકામાંથી અટકી અટકીને આવતી પવનની ઠંડી લ્હેરે તેના શરીરને સ્પર્શ કર્યો. પવને તેનું મન પ્રસન્ન કર્યું. મરશુદે આંખો ઉઘાડી ભોંયરામાં અજવાળું જોયું તે હેરત પામ્યો. અજાયબી

સાથે તે જોવા લાગ્યો. તેટલાંજ માથા ઉપર કોઇ બોલતું હોય એવું જણાયું માથું ઉઠાવી જોયું ને સાંભળ્યું.

"મરશુદ! મરશુદ!?" સાદ સાંભળતાં મરશુદનું મન પ્રસન્ન થયુ એકી સાથે આનંદની લ્હેર તેના આખા શરીરમાં દોડી ગઇ તે બોલ્યો.

"હે ખુદાની રેહમતના ફરિસ્તા! હે ભલા મણસ, તારે મરશુદનું શું કામ છે?"

અંતર અવાજ સંભળાયો, "હું કોણ છું અન્તે તમને શું જરૂર છે, પરંતુ તમે મરશુદજ છો કે કોઇ અન્ય તમારો સાદ તેના સાદ જેવો નથી."

"મારો સાદ, હા, હે દયા સ્વરૂપ, ખુદા તારૂં કલ્યાણ કરો, મારા જેવો દુ:ખી જીવ ભાગ્યેજ કોઇ હશે. અસંખ્ય સંકટો મારે માથે પડયાં છે, સેંકડો પડેલા દુ:ખ સહયાં છે, અત્યાચાર અનર્થ અને જુલમાટમાંથી પસાર થયા પછી એક સાદજ નહીં પણ આખો ને પુરો પાધરો મરશુદ પલટાઇ ગયો છે. અત્યારે કદી મારી જનેતા આવીને જુએ તો તેણી પણ ઓળખી શકે નહીં."

અંતર અવાજ દીલગીરી અને દુ:ખ ફેલાવતો સંભળાયો. "હાય! મરશુદ, પ્યારા મરશુદ, તારે માથે ભારે જુલમાટ થયો છે." સાથેજ ઉપરથી રડવાનો સાદ સંભળાયો.

"મારી•ઉપર એક બે દુ:ખ નથી જે ગણાવી શકું" મરશુદે કહેવા માંડયું "આ દુ:ખો સાંભળવા કે મારી નિરાધાર દશા ઉપર ઉનાં આંસુ સાર્યાથી શું વળે, મારાં અપાર દુ:ખો અકલ છે. સાંભળતાં કાન અને કહેતાં જીભ થાકી જાય એટલાં વિસ્તૃત છે. હે દયાળુ વ્યકિત, મને જોઇ તારા મનમાં વેદનનો અગ્નિ સળગે છે કે?"

અંતરનાદ—કેદખાનાનું દુ:ખ ઘણું સખત હશે."

મરશુદ-શું પુછો છો? આ કેદથી સેંકડો ગણી વધારે આફતો માથા ઉપર પડેલી છે ત્યારે કેદની ગણત્રીજ શી છે."

"હવે શું વિચાર છે?"

"મારો વિચારજ શું. ખુદાની જે મરજી હશે એજ થશે. કોઇ યાર ન મદદગાર, ન મિત્ર કે સંબંધી હું જાણુતોય નથી કે મને કેમ કેદ કરવામાં

આવ્યો છે. આ ઘોર જેવા અંધારા કેદખાનામાં કયાં સુધી જીવતો રહીશ એનીય મને ખબર નથી. જીવતા જીવ ઘોરમાં પડયો છું. અફસોસ, જેઓ મારા જરા જેટલા દુઃખે દુખી થતાં તે પણ ખબર પુછતા નથી. દુનિયામાં કોઇ કોઇનું નથી. વગર અપરાધે દારૂણ દુઃખનો ભોગ થઇ પડયો છું."

અંતરીક્ષ નાદ—"તમારા દુઃખે કોણ દુઃખી થતું અને તમે કેમ જાણ્યું કે તેને ચિંતા નથી."

મરશુદ—"બે મહીના થયા પણ પુછ્યું વટીકે નહી."

અંતરીક્ષ નાદ—"નામ યાદ છે, કોણ હતું. હું તમારો મીત્ર છું, છુપાવો નહી."

મરશુદ—'મિત્ર નજ કહું અલબત દયાળુ છો. નામ ? તેનું નામ, વગર ખાત્રીયે બતાવાયજ નહી."

અંતરીક્ષનાદ—"ખાત્રી કેવી રીતે અપાય."

મરશુદ— 'ખાત્રી ? શું કહું. નહી, નહી ! તે કોઇ નથી માત્ર મારો ભ્રમ હતો. માફ કરો. નકામો સવાલ ઉઠાવી તમે વારંવાર પુછવાની તકલીફ લ્યો છો. તમારા પ્રતાપે જરાક અજવાળું અને હવા મળવા માટે તમારો ભારે, ભારે, ઉપકાર માનું છું. એક કમનસીબ કેદી એથી વધુ શું કરી શકે છે.

અંતરીક્ષનાદ—અફસોસ તમને મારી ઉપર વિશ્વાસ નથી.

મરશુદ—કોઈની ઉપર સ્વયંમ ! મારી ઉપર પણુ મને વિશ્વાસ નથી. મેં એક કહેવત સાંભળી હતી કે "બુરા વખતે શરીરનાં અવયવ પણ માનવીનાં દુશમન બને છે." ત્યારે કોનો વિશ્વાસ કરીએ.

અંતરીક્ષનાદ—પરંતુ અણવિશ્વાસે દુનિયાનાં કામ ચાલતાં નથી.

મરશુદ—દુનિયા સાથે મને સંબંધ નથી. સદા આ કેદખાનામાં વસી, અહીંજ મરી જવું છે. મારી કિસ્મતમાં એમજ છે, ત્યારે કોઇનો શા માટે વિશ્વાસ રાખવો જોઇએ. અત્યારે પણ હું મને પોતાને મરેલો સમજું છું. આકાશનો સુંદર તંબુ, સુર્ય, ચંદ્રનો આનંદી પ્રકાશ, તારાનો ચળકાટ, વૃક્ષોને ઉપવનોની મનહર મોજ, ભિન્ન ભિન્ન પ્રકારની રંગીલી

રમતનો મતલબ દુનિયાની સઘળી વસ્તુઓને ત્યારેજ છેલ્લી સલામ કરી ચુકયો છું જ્યારે મસઉદે મારા પગમાં બેડીઓ ઠોકી જીવતા જીવતની કબરમાં ધકેલી મુકયો છે. બસ સઘળી આશાઓ પુરી થઇ ગઇ છે માત્ર એક આશા બાકી છે અને મરણ ઘડી, તેજ મારી સાથે રહેશે.

છેલ્લા શબ્દો કહેતાં મરસુદની આંખ્યોમાંથી આસુની ધારા વહેવા માંડી. તેણે ડુસકાં ભરવા માંડયાં અજબ પ્રકારે રડયો રડવાની અસર ઉપરની વ્યકિત ઉપર પણ થયા વિના રહી નહી અંતરીક્ષનાદે કડકી કહ્યુ.

"મરશુદ! મરશુદ! આ શું કરે છે જુઓ તમારા માટે જીવ સાથે રમત કરી, આવી છું. ધીરજ રાખો કોઇ યુકિત શોધી કાઢો, રડવાથી કામ ચાલવાનું નથી. મુકિતનો વિચાર કરવાનો છે."

"મને ભ્રમ થાય છે? શું ખરેખર આ સાદ મારી વ્હાલી..."મરશુદ આગળ બોલી શકયો નહી તેનું ગળું રૂંધાઇ ગયું.

અંતરક્ષનાદ—હાં, હાં! આ સાદ તારી વ્હાલી જાફરાનનો છે. પ્યારા મરશુદ અત્યાર સુધી તમે પારખી શકયા નહી, તેમજ એટલુંયે ન વિચારયુ કે બીજા કોઇને તમારી શું પડી છે કે આવું જોખમ ભર્યું કામ માથે ઉઠાવે."

મરશુદ—વ્હાલી જાફરાન! હું દીવાનો થઇ ગયો છું. તુજ કોઇ યુકતી કાઢ.

"તમે કશી મહેનત કરી શકશો."

"લાંઘણો કરતાં ને ભુખમરો વેઠતાં મારામાં શકિત નથી રહી મારી હાલત ઘણી ખરાબ છે દીવાલે ખોદવાનું કે કોઇની સાથે બાથમબાથ ઉતરવાનુ બને તેમ નથી."

"હાય! ત્યારે શું થાય."

"હા! ત્યારે શું કરૂં જાફરાન? ઓ જાફરાન."

"કહો, શું કહો છો?"

"કોઇ સીપારસ નથી ચાલી શકતી કોઇના કહેવાથી દયા નથી મળી શકતી?"

"આવી વાત કહેવામાંજ સાર નથી."

"અફસોસ!" મરશુદે નિશ્વાસ નાંખી કહ્યું.

"અફસોસ" સાથે મરશુદ અને જાફરાન ચુપચાપ થઇ ગયાં ઉભય મનમાં કંઇ વીચારતાં હોય એવો ભાસ થતો હતો પંદરમીનીટ સુધી ચુપકીદી ચાલુ રહ્યા પછી જાફરાને આસ્તે આસ્તે મરશુદને કંઇ કહ્યું જાફરાનની વાતો સાંભળી કદી મરશુદ પ્રસન્ન જણાતો, કદી ભારે ઉદાસ દેખાતો ને કદી ગભરાઇ જતો જાફરાન બધુ કહી છાની રહી ત્યારે મરશુદે પુછ્યુ.

"વૃદ્ધ કયારે બીમાર પડયો ખુદા એને સમજે ભારે નિર્દય હતો."

જાફરાને જવાબ આપતાં કહ્યું "કાલે અસર પછી તમારી પાસેથી પાછો ફર્યો ત્યારથી પેટમાં સખત દુઃખાવો થયો કળ પડતી નથી. વામેટ પર વામેટ થાય છે ડાકટરે ભારે આશા બંધાવી છે છતાં કદી સારો થયો ત્યારે પણ આઠ દશ દીવસ સુધી કામ કરી શકશે નહી. આ પ્રસંગ જોઇનેજ આટલી હીમત કીધી છે ખુદા બેલી છે. તમારે આળસ કરવી જોઇતી નથી બધી ચીજો લઇને સાંજરે આવીશ ડુંગરીની પાછળ ઉંટની પણ ગોઠવણ કરી રાખીશ."

જાફરાન ચાલી ગઇ અને પથરાનુ ઓશીકું કરી મરશુદ ચટાઇ ઉપર સુઇ ગયો.

---

## પ્રકરણ ૧૩ મું.

—:o:—

### નાસી છુટયો.

---

લાંબા વખત પછી જાફરાનના શબ્દો સાંભળ્યા અને છુટકારાની ઝાંખી આશાઓના મેદાનમાં રમત રમવા માંડી. મનમાં ને મનમાં આનંદ તરંગનાં તરૂઓ ઉગ્યાં, ફુલ્યાં ને ફળ્યાં. મનકામનાઓની સિદ્ધિનાં સ્વપ્નાં સત્ય સ્વરૂપમાં ઉભાં રહેવા લાગ્યાં. વિચારોના સમુદ્રમાં ડુબકીઓ મારતો મરશુદ બેખબર સુઇ ગયો. જાફરાનના વચન અને તેણે પોતે કરવાના

કામની કશી શુદ્ધ રહી નહી. નીદ્રામાં બેભાન પડયો હતો અને ભાળ ઉપર પ્રગટતી રેખાઓ બતાવતી હતી તે આનંદદાયક સ્વપ્નાં જોઇ પ્રસન્ન થઇ રહયો છે ઉંઘમાંજ તેના હોઠ અટ્ટહાસ્ય કરતા હતા. પીળા પડેલા ગાલોમાં રતાશને બદલે કાળાશ ચળકવા માંડી હતી. તેની આંતરીક પ્રસન્નતા નિદ્રાની બેભાન અવસ્થામાં પણ સ્પષ્ટ તરી આવતી હતી.

નિદ્રાવસ્થામાંજ મરશુદ ખડખડ હસી પડયો અને ઘેનના ભારે સાદે બબડયો "પ્યારી–લાંબી મુદત પછી ખુદાએ આજનો આનંદી પ્રસંગ મેળવી આપ્યો છે–તમને સુજયું–ખુદા–ના–પાડે છે. ઇલાહી–બન્ને મુસ્લિમને સુખી રાખ અને તેની વ્હાલી–સલીમા–ને–પણ–". તેને ઉધરસ આવી ગઇ તે ઉઠી બેઠો અને જાણે કોઇને મળવા હાથ લંબાવતો હોય તેમ બન્ને હાથ લાંબા કર્યા. પરંતુ તરત પગમાં બાંધેલી સાંકળનો ઝટકો વાગ્યો. ઉઠીને આગળ જવાને બદલે અડફટ ખાઇ દીવાલ સાથે અફળાયો ને તમ્મર ખાઇ જમીન ઉપર તુટી પડયો. બન્ને હાથ લમણે દઇ જમીન ઉપર બેસી ગયો.

મીનીટો સુધી તે માથું ઝાલી બેઠો રહયો તમ્મર ઉતર્યા, મન શાંત થયું ત્યારે મન સાથે બબડયો " અફસોસ ! હું કેવો કમ નસીબ ! ના પાક ભ્રમ મને કેવા કેવા રીતે ભુલાવો ખવાડે છે, કેવાં કવાં દુઃખ આપે છે હા ! હું તો આ ઘોરમાંજ કેદ છું સ્વતંત્ર જીવન કયાં ને હું કયાં ? જાફરાન! ઓ જાફરાન ! તારા ક્ષુલ્લક દીલાસાએ મને કયાંનો કયાં પહોં-ચાડી દીધો કોણ જાણે છે કે હજુ પણ કેટલી મુસીબતો સહન કરવાની બાકી છે."

મરશુદે માથું ઉઠાવ્યુ જાફરાને પથર ખસેડી છતમાં કરેલા બાકોરા માંથી પડતા પ્રકાશ તરફ દ્રષ્ટિ ગઇ આખા ભોંયરામાં ચોમેર ઘોર અંધ-કાર હતો દીવાલો ભયાનક હતી અને તેમાંથી કંપારી જગાવનારી આ શંકાઓ ઉત્પન્ન થતી હતી ચારે ગમ જોઈ અજબ અદાઝ સાથે મરશુદ માથુ નમાવી આંખ્યો બંધ કરી લેતો વળી વળી ને તે બાંકોરા તરફ કાન ધરતો જાફરાને ત્યાંથી વાત કરવાની તેને ખાત્રી આપી હતી.

પતીક્ષા ! હા, પ્રતીક્ષા પણ અજબ આફત છે એક એક ક્ષણ વરસોનાં વરસ જેવી દેખાય છે વાટ જોતાં મન ગભરાઇ

જાય છે મન ને તન પ્રત્યાશા અને વાટ જોવામાં નિર્માલ્ય અને દુઃખ પીડીત થઇ જાય છે પણ વાંછનાનો આરોજ આવતો નથી. દીલ ફીગાર આશકને કાળી કયામતની રાત્રિઓ કરણ કલ્પાંત કરતાં જેવીતે છે અને સવાર થઇ જાય છે છતાં પ્રતીક્ષા પુરી થતી નથી તે ગરીબ યુવતી, જેણીનો કાંત પરદેશે સિધાર્યો છે સવારથી સાંજ સુધી કાંન્તની વાટ જોતી બેઠી રહે છે પણ હાય! બુરૂં થાય પ્રતીક્ષાનું, અંતે નિરાશા ને નિષ્ફળતા વીના કશું પરિણામ પ્રાપ્ત થતું નથી. વૃદ્ધ માતાપિતા પોતાના આશાવાદી બાળકને જોઇ પ્રસન્ન થાય છે અને પતીક્ષા કરે છે કે તે જવાન થઇ કમાશે અને અમારી સેવા ચાકરી કરશે પરંતુ હાય! નિરાશા, સેંકડો તમાઓ સાથે ભોંય તળે દફન થઇ જાય છે. કાળનો બળવાન ફરિશ્તો–મલેકુલ મોત તેમને મરણ બીછાણે સુવાડી દે છે અને હજારો આશાની લાંબા પ્રતીક્ષાઓ પેટમાં લઇ આ જહાનનો ત્યાગ કરી જાય છે.

તે કમનસીબે–વિધવા–બેવા સ્ત્રી, જેની યુવાવસ્થા હજુ પરિપકવ થઇ નથી. તેણીના બાગે હુસ્નમાં બહાર આવે તે પહેલાંજ તેણીનો સીરતાજ તેણીનો મોહનકાંત, મ્હોં ફેરવી ગયો અને સંસારી રીવાજો, જાતીય બંધનો અને જમાતના આંકુશોમાં જકડાઇ ભવિષ્યમાં પતિ સુખ જોવા–સમજવા બનવાનો માર્ગ બંધ કરી સદા સદા માટે ત્યાગી ગયો હોય, કેવી કેવી આશાઓ સાથે મોતની પ્રતીક્ષા કરે છે. કેવી રીતે બાળા પાથરી કોઇની આવેલી લાગી જવા ખુદા આગળ પ્રાર્થના ગુજારે છે, પરંતુ હાય મોત! મોત પણ મ્હોં માગ્યું આવતું નથી. યુવાવસ્થાની મદમાતી ને મનકામના ભરી મતવાલી ઇચ્છાઓ આવે છે અને તેણીને બદનામ કરવા કેવી કેવી યુકિતઓની આફતો નથી લાવતી, અબળા, ગરીબ બિચારી અબળા! બન્ને હાથે કાળજું પકડી, ઇચ્છાઓ, આશાઓ ને મનકામનાઓને દબાવવા ધીરજની શિલા છાતી ઉપર ધરી, જીવનના અપ્રસન્ન અને કડવા દીવસો વ્યતીત કરે છે છતાં એક શબ્દ પણ બદનામીની બ્હીકે બોલતા નથી.

મરશુદની પ્રતીક્ષાવસ્થા ભય અને નિરાશા રહીત નહોતી અંધકાર મય ભોંયરામાં દીવસનું તેને ભાન નહોતું કારણ કે આ હતભાગી ભોયરામાં સરજનાં કીરણોને પોતાના ઝગઝળાટનું સામ્રાજય સ્થાપવાનો અવ

કાશ નહોતો. તડકા સામે સખત અંકુશ હોવાથી દિવસ અને રાત્રિ વચ્ચેનો ભેદ પારખવાનું લગભગ અશકય હતું ,લાંબા વખતથી ભોયરામાં મરશુદ અલબત કોઇ કોઇ વેળા રાત્રિ અને દિવસ વચ્ચેનો ભેદ પારખી જતો ખરો અત્યારે થોડો દીવશ બાકી હતો પરંતુ પ્રતીક્ષાની ઝંખનાએ રાત્રી થઇ ગયાની તેને ખાત્રી આપવા માંડી હતી હલકું અજવાળું ને ઝાંખો પ્રકાશ તેને અંધકારજ દેખાતો હતો સુર્યાસ્ત થઇ રાત પડયામાં તેને કશોએ સંદેહ રહયો નહોતો.

"રાત્રી થઇ ગઇ અને જાફરાન આવી નહી" આ વિચારે મરશુદના અંતરમાં ઘા કર્યો ઘેલછા થવા માંડી અનેક પ્રકારના ભયાનક વિચારોએ ગભરાટ ઉત્પન્ન કરવા માંડયો કદી તેને જાફરાનની વફાદારી ઉપર શંકા આવતાં નીરાશ થતો કદી તેનું હેત, જાફરાનની દીલસોજી અને સાહસનું ચિત્ર સામે દોરાતું અને તે ચુંધળી આંખે ધારી ધારીને જોતો—બબડતો.

"જાફરાન ! જાફરાન! શું કહે છે હું અહીં છું ?"

વારંવાર તે ઝાંખા પ્રકાશ તરફ જો તો અને ઉભો થઇ કાન ધરતો કદી તે કમાડની ફાટ તરફ નજર ફેરવી જોઇ રહેતો અને કાન ધરતો તે ધારતો કે જાફરાન ઉભી હશે અને કંઇ કહેવા અતુર હશે અને કદી વિચાર આવતો કે હજુ દીવસ હશે એટલે તેણી આવીજ નહી હોય, ત્યારે સાદડી ઉપર સુઇ જઇ પાસાં બદલવા માંડતો.

મરશુદ પોતાના મનમાં ગમે તે ધારતો હોય છતાં જાફરાન પોતાના કાવ્ય તરફ બેદરકાર નહોતી તેનું મન બેચેન હતું તેણી ગાભરી બની વાટ જોઇ રહી હતી કે કયારે સુરજ સંધ્યાની લાલીમા પછીના અંધકારનો પડદો મ્હોં ઉપર નાંખે અને હું મારા મોહનનો નર્કયાતના સમ કારાવાસમાંથી મુકત કરવા દોડી જાઉં જેમ જેમ સુર્યનો વેગ અથવા અત્યારની ફીલોસોફીને આધારે પૃથ્વીની પ્રગતિ, પુર્વદિશાએ દોડતા તડકાને દુર ને દુર નાસતી અને સુરજના કીરણોનો પ્રકાશ પીળો પડી તીક્ષ્ણતા ઘટાડતો તેમ તેમ જાફરાનનું બેચેન હૃદય તેણીમા ઉદ્વેગની માત્રા અને ઉત્કંઠાનો અંશ વધારતો હતો વારંવાર નિર્ધારેલી યુકતીઓ ઉપર વીચાર કરતી અને મન સાથે મશવેરત કરતી કે મારી યુકિત સફળ થશે કે નહી આશા અને ભયની બે

એ પ્રતિકુળ પ્રગતિઓ તેણીની ઉત્સાહભરી પ્રવૃત્તિઓને ભ્રમમાં નાંખી પીટવા માંડતી, કદી તેણી તદ્દન નિરાશ થઇ ભયથી કંપવા માંડતી અને નાહીમ્મત બની બધી યુકિતઓને નિરર્થક ગણતી. પરંતુ મોહીનીની જાળમાં અને ઇશ્કના સ્વાર્થમાં વાતની વાતમાં બદલાતા વિચારો તેની નિરાશામાં આશાનું સીંચન કરતી અને નિષ્ફળતામાં તેણીને સફળતાનાં કીરણનો પ્રકાશ ઝળઝળ દેખાતો હતો. આશામાં ને આશામાં જે બને તે કરી છુટવાનો તેણી પ્રણ કરતી અને ઉત્સાહ વધારતી હતી.

મગરેબની નિમાઝ પઠી તેણી જલદી જલદી ઘરનાં સઘળાં કામ આટોપી પરવારી ગઇ. ઇશાનો વખત આવે તે અગારૂ લયલા અને ઉસેદનાં સઘળાં રોજીદાં કામોથી પણ ફારેગ થાઇ. લયલા અને ઉસેદ ઉપર સલીમા અચાનક ગુમ થવાનું અસાધારણ દુઃખ હતું. તેમનું ઉદાસ મન શાથીળ હતું. શરીર સુસ્ત રહેતું અને સમીસાંજથી બન્ને બેટીની વિયોગ વેદનામાં ઝોકા ખાવા માંડતાં હતાં. જાફરાન સમયનો સારો ઉપયોગ કરી જાણતી હતી. તેણે વખત ખોયો નહીં. સહેજ અંધારૂં થતાં તેણીએ હવેલીની બહાર પગ મુકયો.

જાફરાન કાળા કપડામાં બાંધેલી એક પોટલી બગલમાં મારી આસ્તે આસ્તે હવેલીના ઉપલા ભાગ તરફ ચાલી. તેણી સાવચેતી સાથે આજુબાજુ નજર રાખતી હતી. તેણી જોતી હતી કે હાલમાંજ ઇરતબુલની સફરથી આવતાં ઉસેદની સાથે આવેલી નવી બાંદી સુઇ ગઇ કે જાગે છે પણ ઉંઘમાં આવતા અવાજે તેણીને નીર્ભય બનાવી મેડા ઉપરથી જે દાદરા તળે ભોયરાનો દરવાજો હતો ત્યાં ઉતરવા માંડયું દાદર ઉતર્યા પછી દાદરનું કમાડવાસી કુંચીથી અંદરની અડાગળી બંધ કરી પોટલીમાંથી મીણબતી સળગાવી દીવસે જે પથરો ખણી કાઢયો હતો ત્યાં પહોંચી મરશુદ વાટ જોતો જોતો થાકી ગયો હતો મુકિતની આશાએ તેના મનમાં ઉપજાવેલી પ્રસન્નતા ટાઢી પડી ગઇ હતી નીરાશાના વમળમાં માથું ઢીંચણીયે મુકી બન્ને હાથ લમણે મુકયાં હતા બેભાન જેવો બેઠો હતો અચાનક તેના કાને સાંભળ્યું.

"મરશુદ, મરશુદ ! પ્યારા મરશુદ હુશિયાર, વખત થઇ ગયો છે."

લાગણી ભર્યા પ્રસન્નતાના શબ્દો સાંભળી ફરીયાદોના અસીમ સમુદ્રમાં

લીન થયેલી તેની વીચાર સંકલના તુટી ગઇ બધી ફરીયાદોને બાજુએ મુકી કે વીસારી દઇ મરશુદ બોલ્યો.

"હાં, હાં! જોફરાન, મારા જીવથી પણુ અધીક વ્હાલી જાફરાન તારા હુકમ પ્રમાણે ચાલવા હું તઇયાર છું સ્હેજ સ્હાજ મહેનત કરવાની પણ મારામાં શકિત છે."

"ખુદાની ઇચ્છા થઇ તો તમારે મહેનત નહી કરવી પડે. "જાફરાને કહેવા માંડયું સારા નસીબે બારણાના તાળાની કુંચી મારા હાથમાં આવી ગઇ છે. વૃધ્ધે બીમારીમાં કુંચી કોઇને આપી હશે અને તેણે બેપરવા ઇથી મુકી દીધી હશે."

અલ્લાહુમ્મા સલ્લે અલ-નબી-ઇ-લ-હાશમી." આનંદમસ્ત મરશુદે કહેવા માંડયું "સુબ્હાનલ્લાહ—અલ્લાહની મોટમપણ અજબ છે. અલ્લાહ-પાકની પ્રતાપશાળી કુદરત ઉપર કુરબાન! મારી ફરીયાદ સાંભળી મારાં દુઃખો પરહરવાનું તેણે પસંદ કર્યું છે."

'લા રયબ, લારયબ! સઘળી યુકિતઓ તેનીજ તરફથી છે." જાફ રાને કહયુ.

"વૃદ્ધ નહી જાણતો હોય કે તમને મારી મુકિતની ધગસ છે." મર શુદે કહેવાનું ચાલુ રાખ્યું "જો તેને તમારી લાગણીની ખબર હોય તો આવી બેપરવાઇ કદીયે કરે નહીં. તે તો મસઉદ કરતાં પણ ભારે દુશમ-નાવટ રાખી અત્યાચાર કરતો હતો. ખુદા તેને જોશે."

"એક તે વૃદ્ધજ શું" જાફરાને કહેવા માંડયું "કોઇને મારા ઇરા-દાની સ્વપ્નામાં પણ શંકા આવી નથી સઘળાને મારો વિશ્વાસ છે અને ખરૂં પુછો તો હું અંતઃકરણથી તેમની ખેરખાહ છું. તેમની વીરૂધ્ધ હોય એવી કોઇ પણ વાત જીવના જોખમે પણ હું સાંભળવા માગતી નથી. આ મામલામાં તમારા પ્રેમે મને આંધળી બનાવી, ધણી તરફ નાફરમાન થવા ઉશકેરી છે. હું જોણું છું કે તમે નિરપરાધી છો અને વગર કારણે યાતના ભોગવો છો. એટલે એક દુઃખ પીડીતની મદદ કરવી, માનવ જાતિ તરીકે મારી ફરજ છે. મારા ધણી ઉસેદ કદી નારાજ થવાના નથી. તેમની ઇચ્છા વીરૂધ્ધ તમને કેદ કરી પીડવામાં આવે છે. તમારા માટે વારંવાર મસઉદને કહે છે. પરંતુ તે જકકી અને જાલેમ તમને કસુરવાન ઠરાવવા યત્ન કરતો રહે છે એટલે તે પણ લાચાર થઇ જાય છે."

"ગમે તે હોય, જે માટે આવી છો તે કામ કરો" મરશુદ બોલ્યો.

"કરવાનુંજ શું છે" જાફરાને કહ્યું.

"ત્યારે બાહેર કેમ બેઠી છો વખત કેમ ગુમાવો છો અંદર કેમ નથી આવતાં" મરશુદ બોલ્યો.

"ખરૂં કહ્યું. અહીં બેસી શું કરૂં છું. અહીંથી વાતો કરવાની શી જરૂર છે, કુંચી છે. ત્યારે અંદર કેમ ન આવું."

જાફરાન ઉઠી અને વાતની વાતમાં મીણબતી સાથે ભોંયરામાં દાખલ થઇ બારણું ઉઘડતાં અંદરની દુર્ગંધે જાફરાનનું મગજ ચગાવી દીધું. તેણીએ કાયર થઇ પાછા ફરવા વીચાર કર્યો. પરંતુ મરશુદની મોહનીએ પાછળથી હડસેલી અંદર આણી. ઇશ્કના પ્રબળ વેગે તેણીને મરશુદની સામે લઇ જઇને ઉભી કરી દીધી.

જાફરાનને જોઇ મરશુદ ઉપર ભારે અસર થઇ. તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા માંડી. જાફરાનથી પણ સહેવાયું નહી. તેણીની આંખો માંથી પણ પ્રેમજળ વરસવા માંડયાં. પરંતુ વર્તમાન પરિસ્થીતીના જોખમે વ્હેતાં આંસું અટકાવી મરશુદનો હાથ ઝાલી કહ્યું.

"લીલ્લાહ મરસુદ, આંખમાંથી એક બિંદુ ન નીકળે. વખત કીમતી છે, રૂદનમાં ખોવો વ્યાજબી નથી. આવી નાદાની કરી જીવને જોખમમાં મુકો નહી. મોટો છરો અને છેંણી લેતી આવી છું. પથરો હાથમાં લઇ સાંકળ કાપો અને જલદી અહીંથી નીકળો."

મરશુદે હુકમ ઉપર અમલ કરવા માંડયો. મરશુદ તદન નીર્બળ હતો. ખુશાલીમાં તેના હાથ ફુલી ગયા હતા. તેણે સાંકળ કાપવા માંડી. પરંતુ કરતાં તેમ વખત ઘણો વીતી ગયો. જાફરાને પણ મરશુદને પુરતી મદદ આપી. જાફરાનના હાથ પથરા તળે ચગદાઇ લોહી લોહાણ થઇ ગયા. ખુદા ખુદા કરીને પહોર રાત વીતતાં બેડીઓ કપાઇ મરશુદના પગ છુટા થયા. ખુદાના શુકરાના-પ્રાર્થના કરી મરશુદ અને જાફરાન ભોંયરામાંથી નીકળ્યાં.

જાફરાને ચતુરાઇથી ભોંયરૂં બંધ કરયું. બળી ગયેલી મીણબતી ફેંકી બીજી મીણબતી સળગાવી. બન્ને જણ બગીચાના ફુલો અને પાત્રો ઉપર પડતી ઝાકળીનું દ્રસ્ય જોતાં, જયાંથી કાળો કાળ સલીમાને લઇ પસાર

થયો હતો તે તરફની ખજુરીની જાળમાં આવ્યાં. થોડીવારમાં બગીચાની બહાર નીકળી પાસેની ડુંગરી વટાવી કરીયયે શેખની બીજી ભાગોળની સામે આવેલી ડુંગરીની પાછળ જાફરાને, મરશુદને ઉભો રાખ્યો. મીણ બતીને ઉંચી કરી આજુ બાજુ ઉભેલા કોઇ માણસને પોતાના પાસે આવવાનો સંકેત કર્યો અજવાળું જોઇ એક વૃધ્ધ ઉંટવાને સાંઢણી સાથે આવ્યો. બુઢાએ જાફરાનને કહયું.

"કેટલીયે વારથી તમારી વાટ જોતો ઉભો હતો ચાલો સારૂં થયું જલદી કરો અસવાર થાઓ ખુદાએ કરયું તો સવાર પડતાં પહેલાં તમને બે ત્રણ મંજીલ સુધી તો પહોંચાડી દઉં જે ભાડું આપવાનું કહયું તે મફતમાં જાય નહી."

" તઇયબ યા અમ " સિવાય બીજો જવાબ નહોતો. સાંઢણી બેસાડવામાં આવી બુઢા સાથે મરશુદ અને જાફરાન સાંઢણી ઉપર અસવાર થયાં વાતની વાતમાં પવન વેગે દોડતી સાંઢણીના પગરવટથી ઉડતી ધુળના ગોટે ગોટામાં સાંઢણી પોતાના અસ્વારો સાથે અદ્રશ્ય થઇ ગઇ.



## પ્રકરણ ૧૪ મું.

### વિખુટાની યાદ.

કિસ કદર બાવફા હય, ઉનકા ખેયાલ;
એકરતી મેં ભી આયે જાતા હયે.

અત્યારે આપણે એક રળીયામણા, મનહર અને આનંદી પ્રદેશમાં છીએ અહીની આબાદી, મનોરંજ દ્રસ્ય અને પ્રસન્ન પ્રદેશ જગ વિખ્યાત છે. અરબ દેશના રેતાળ રણોમાં જ્યાં પ્રત્યેક વખતે લાગટ આવતાં વંટોળીયાં વટેમારગુઓને હેબતાવી મારે છે. ઝીણી રેતનાં ચળકાટ ભર્યા રજકણો પવનના વેગ સાથે સીમા રહીત સમુદ્ર જેમ, મોજા મારતા રહે છે. તે પ્રદેશમાં માત્ર આ એકજ મથક એવું છે જ્યાં રમણીય બગીચા છે, મનહર વાડીઓ છે, રળીયામણાં ઉદ્યાનો છે, પાણીની નહેરો ચાલે છે, ફુવારા છુટે છે અનેં તળાવો લ્હેરો મારે છે. અરબના વગડા ઉ માનવીઓ આ સુંદર સ્થાનને જગતનું સ્વર્ગ ગણી આનંદ માણે છે.

આ મનહર અને પ્રખ્યાત મથક તાયફનું શહેર છે. જેનું રસીલું નામ દેતાં એક અરબને તેટલોજ આનંદ આવે છે જેટલી પ્રસન્નતા એક હિન્દીના મનમાં કાશમીર અને સીમલાનું દેતાં નામ ઉત્પન્ન થાય છે. એમ તો આખો જીલ્લો ઉદ્યાનો માટે પ્રખ્યાત છે. તાયફનું શહેર રળીયામણા અને ખુશનુમા મથકે વસાયેલું છે. શહેરની અંદર ઘરોમાં નાની નાની વાડીયો અને લીલાં ઝાડોની રળીયામણી હારો ભારે રમણીય દેખાય છે. શહેરની બાહર સંખ્યા બંધ બગીચા, અને લીલાંછમ જેવાં ખેતરો આંખોને ઠંડક આપી મનરંજન કરવા પુરતાં છે. જોતાં કેમે કરી જોનારાઓનું મન ભરાતું નથી. અસાધારણ રીતે જગતના આ સ્વર્ગનું દ્રસ્ય વધુ ને વધુ વખત જોવા મન લલચાયાજ કરે છે. ખજુર અને દાઢમનાં બેશુમાર ઝાડ, બકાલા અને શાક ભાજીનાં ખેતરો, દ્રાક્ષના માંડવા, ખુશનુમા હવા અને નીરોગી પવનમાંની સુગંધીમય સુવાસ સાધારણ મનુષ્યોને બાજુએ મુકી ઇબાદતમાં આખો વખત નિમગ્ન રહેનારા સુફી—મહાત્માઓ પણ કુદરતનું આ રળીયામણું દ્રસ્ય જોઇ અનિર્દિષ્ટતાએ કહે

છે કે "યુસબ્બેહુલિલ્લાહે માફીસ્સમાવાતે વ માફીલ અર્દ" (આકાશ અને પૃથ્વિ ઉપર છે તે સઘળા પદાર્થો ખુદાનાં ગુણગાન કરે છે.) અને અલ્લાહુમ્મા સલ્લે અલા સઈયદના મોહંમદીંવ–અલા આલેહી વસલ્લમનો પાઠ ભણવા માંડે છે. ખુદા પાકની અસીમ કારીગરીનો અનિછાએ ભાસ થતો રહે છે.

બર્ગે દરખ્તાંને સબ્ઝ, દર નઝરે હોશિયાર;
હર વરકે દફતરેસ્ત, મા'રેફતે કિર્દગાર.

અરબ ઉમરાવો અને હીજાઝમાં રહેતા તુરક અમલદારો સખત તાપના દીવસો તાયફમાં જઈ ગુજારવાનો એક સામાન્ય રીવાજ પડી ગયો છે. જ્યાં સુધી તાપ ઘટતો નથી અને રૂતુ સામાન્ય સહેવા યોગ્ય થતી નથી. ત્યાં સુધી પાછા આવતા નથી. વળી ઝયારત માટે આવતા પરદેશી મુસાફરો પણ ઉનાળાની રૂતુમાં તાયફની સહેલગાહે ઉતરી પડે છે. આ કારણે તાયફમાં સારી આવજા અને શોભા રહે છે. વેપારી મથક તરીકે પણ તાયફ એક અગત્યનું બજાર છે. બજારમાં માણસોની ભારે ઠઠ રહે છે. ગલી ગલીમાં કાવાખાનાં છે, જેમાં અરબી ઘાટનું સાદું ફરનીચર ગોઠવવામાં આવે છે. દીવસ ને રાત્રે માણસોનો મોટો જમાવ રહે છે. આપણો પરદેશી મુસાફર ઇબ્ને મુસ્લિમ આ રળીયામણા શહેરની ગલીઓમાં ઉદાસ ફરતો જણાય છે.

ઇબ્ને મુસ્લિમની સ્થીતિમાં ભારે પરિવર્તન થયેલું દેખાય છે. તે કપડાં લતામાં મોહતાજ દેખાતો નથી છતાં તેની મુખ મુદ્રા કરમાયેલી છે, ચ્હેરો ઉતરી ગયેલો છે, અને ગુપ્ત પ્રકારની ભારે ચીંતામાં દેખાય છે. વાળ વિખરાયેલા છે. અને આંખોમાં નિરાશા પથરાયેલી દેખાય છે. હોઠની રતાશ મટીને ઉદા થઇ ગયા છે, સ્વર અતિશય કરૂણ સંભળાય છે. તેની બોલવાની ને વાતચીતની ઢબ અંતરની બેચેની પ્રગટ કરતી હતી. તેનાં મગજમાં ઘેલછાના ભ્રમિત વિચારો ભરેલા છે. પરંતુ મોહઘેલાઓ વસ્તીને તિરસ્કારતા હોવા છતાં પણ આવા માનવ વનના રળીયામણા વસવાટમાં તેની હાજરી જોઇ અજાયબી થયા વિના રહેતી નથી. એક યુવક તેની સાથે હતો. ઇબ્ને મુસ્લિમની વાતો ઉપરથી જણાતું કે યુવક તરફ તે ભારે પ્રેમ ભાવ રાખે છે. યુવકને તે પોતાનો ખેરખાહ, વિશ્વાસુ અને શુધ્ધ મિત્ર ગણે છે. કોઇ છુપામાં છુપો ભેદ પણ અજાણ્યો નથી.

આ નવા યુવકને ઇબ્ને મુસ્લિમ હામીદને નામે ઓળખાવે છે. ચાલ ઢાલ અને આચાર વિચાર ઉપરથી તે યુવક બુદ્ધિમાન અને ઠરેલ સ્વભાવનો દેખાય છે. ઉચ્ચ પંક્તિના શહેરી તરીકેનાં વસ્ત્ર પહેરેલાં છે. માથા ઉપર બદુઓ જેવો રૂમાલ અને વાળની ઉઢાણી મુકેલી છે. તેની વાતો અજબ મીઠાસ ભરી ને મનગતી હતી. તેની મીઠી વાતો સાંભળવા મન લલચાતું હતું. પરંતુ તેની વાતોમાં કદી કદી વપરાતા શબ્દો તેની આંતરીક વેદનાઓનો ભાસ કરાવતા હતા. પ્રેમ જાળમાં ફસાએલો અને વિયોગ વેદના સ્હેતો ઇબ્ને મુસ્લિમ તરત તેની વાતનો ભાવ સમજી જતો હતો. બે એક વાર ઇબ્ને મુસ્લિમે હામીદને પુછ્યુયે ખરૂં

"તમારા અંતરમાં કોઇ છુપી વેદના છે. તમે જો કે તે પ્રગટ નથી કરકા છતાં તમારૂં જીવન તે ભ્રમ સ્પષ્ટ રીતે ભાંગી નાંખે છે."

હામીદ બેદરકારી અને ચતુરાઇથી વાત ઉડાવતો; ફસાઇ જતો ત્યારે અનુકુળ પ્રસંગે ખુલાસો કરવાનું વચન આપી પીછો છોડવતો હતો.

મગરેબની નિમાઝ થઇ ચુકી હતી. પુર્વ દિશાએથી રાત્રિના અંધકારની પીછોડી ફેલાઇ. પશ્ચિમાકાશે ફેલાયેલી રતાશને અંધકારમાં ફેરવી નાંખવા પ્રયત્ન કરતી હતી. એકેક કરીને તારા પ્રકાશવા માંડ્યા હતા. કાવા ખાનામાં, ચા, કાફી અને કાવાની પ્યાલીઓ જામે જમ જેમ ચક્કરમાં હતી. રૂમી સીગાર પીનારાઓના મ્હોંમાંથી નીકળતા ધુમાડાના ગોટા આકાશે ફેલાઇ રહ્યા હતા. દીવાની જયોત ધુમાડાના ગોટા સાથે ઝળઝળીયાં લેતી હતી. તાયફાના એક કાવાખાનામાં ઇબ્ને મુસ્લિમ કાવાની પ્યાલી લઇ બેઠો છે. સામે હામીદ છે. પરંતુ સામાન્ય લોકો કરતા આ બન્ને કંઇક જુદા પડે છે. હાથમાં પ્યાલી અવસ્ય છે પરંતુ વાર થઇ જવાને સબબે કાફી જેવીની તેવીજ છે, કારણ હજુ પીવામાં આવી નથી.

કેટલોક વખત આવીજ રીતે પસાર થઇ ગયો. અંતે હામીદે હાથમાંની પ્યાલી ટેબલ ઉપર મુકતાં કહ્યું.

"ઇબ્ને મુસ્લિમ ! પ્યારા દોસ્ત ! થોડા સમય માટે મન ઉપર કાબુ રાખો."

"મન ઉપર કાબુ !" ઇબ્ને મુસ્લિમે પ્યાલીમાંનો કાવો પીતાં કહ્યું "હામીદ ! શું કહું. કોઇ પ્રકારે મન માનતુંજ નથી. મદીનાના તમારા વતને સઘળું દુઃખ ભુલાવી દીધું હતું, પરંતુ સલીમા ગુમ થયાની

ખબરે હૃદય ઉપર સખત આઘાત કર્યો છે. હાય ! હું શું કરૂં ? મરી જવાનું મન થાય છે. "

" બેશક " હામીદે કહેવા માંડયું " ભારે ચીંતનીયે છે. પરંતુ ગભરાટથી શું વળવાનું છે. માણસે બુદ્ધિ ઠેકાણે રાખવી જોઇએ અને અલ્લાહ પાક ઉપર દરેક રીતે વિશ્વાસ મુકવો જોઇએ. "

" આશા!" ઇબ્ને મુસ્લિમે ઉંડો નિશ્વાસ નાંખતાં કહયું " આશાજ એક કમનસીબ વિચાર છે. જે મનુષ્યજાતિને ભ્રમમાં નાંખે છે હું કહું છું કે મને આશા છે. પરંતુ તે આશા લઇને શું કરૂં. પ્રતીક્ષા કરતાં કરતાં હવે તો થાકી ગયો છું. તમે મને બતાવેલો પત્ર તદન નીરાશ કરનારો છે."

" ખુદાપાક તરફથી નીરાશ થવું જોઇએ નહી," હામીદે આશ્વાસન આપવા માંડયું " લા તાઅસુ મિર્‌હમતીલ્લાહ"–ખુદાની રેહમતથી નીરાશ થવું જોઇએ નહી "

" ભાઇ હામીદ!" ઇબ્ને મુસ્લિમે કહેવા માંડયું " હવે તો ધીરજ ઉડી ગઇ છે, આત્મઘાત હરામ છે પરંતુ આ જીવનાચાર–કોઇને મળવા કે વસ્તીમાં રહેવાનું ગમતું નથી કદાચ તમે મુકી દીધો હોત તો વલ્લાહ કોઇ ડુંગર ઉપર જઇ બેસતા વન વન અથડી જનશુન્ય જગામા જે આનંદ મળે છે તે આવી માનવ સહવાસવાળી જીંદગીમાં મળતો નથી. આ શોભા•અને સભાઓ જેમનાં દીલ ચેનથી હોય તેમનેજ ભાવે છે. સલીમાના સ્મરણે ઘેલો બનાવ્યો છે. કયાં કયાં શોધી વળ્યો. પરંતુ કયાંય પતો મળ્યો નહી. હામીદ ! હવે મારી આશા મુકી દો."

" તાયફ આવ્યાને હજુ માત્ર બે ત્રણજ દીવસ થયા છે" હામીદે કહયું " હજુ પુરી શોધ પણ કરી નથી મારૂં અંત:કરણ કહે છે કે અહીયાં અવશ્ય પત્તો મળવોજ જોઇએ."

" પત્તો મળશે ?" ઇબ્ને મુસ્લિમે નીરાશા બતાવતાં કહયું "તમારો ભ્રમ માત્રજ છે. હાય ! તમને કોઇના મનની શું ખબર."

" અને તમને પણ બીજાની શું ખબર " હામીદે આ શબ્દો મનમાં કહયા તે ઇબ્ને મુસ્લિમ જાણી શકયો નહી. હામીદે ફરી કહયું " વારૂ કાફી પીઓ ટાઢી થઇ જશે. કોઇ જોશે તો શંકા કરશે."

શંકાના શબ્દે ઇબ્ને મુસ્લિમ ઝબકી પડયો અને શંકશીળ દ્રષ્ટિએ હામીદ તરફ જોઇ કાવો ગટગટાવી ગયો. ગજવામાંથી ડાબલી કાઢી તેમાંથી સીગરેટ લઇ એક હામીદને આપી બીજી પોતે લીધી. હામીદે દીવાસલીથી સીગરેટ સળગાવી. ઇબ્ને મુસ્લિમે કાવાના પઇસા આપ્યા. અને બન્ને મીત્રો કાવાખાનામાંથી નીકળી ચાલવા લાગ્યા. ઉભય એક બીજાનો હાથ પકડી વાતો કરતા શહેરના દરવાજા તરફ ચાલવા માંડયા. પાછળથી "તરીક! તરીક!!" (રસ્તો મુકો) નો સાદ સાંભળાયો. હામીદ અને ઇબ્ને મુસ્લિમે પરસ્પર જોઇ પાછળ નજર કરી જોયું સુંદર ધોળા ખચ્ચર ઉપર ઉમરાવોને સોભતો સામાન કસ્યો હતો તે પર એક ખાતુન અસ્વાર હતી. ખચ્ચર ઉડતો આવતો હતો. એક શીધી ગુલામનો છોકરો ડળીનો ખુણો પકડી ખચ્ચરની સાથે દોડતો હતો આ ખાતુન પોતાના સુરીલા અને સુંદર સાદે "તરીક, તરીક!" કહેતી હતી ઇબ્ને મુસ્લિમને તે યુવતીની એહક એટલી બધી પ્રીયલાગી કે એક ખુણા ઉપર ઉભો રહી એકીટસે તેણીને જોવા લાગ્યો. સામેથી કેટલાક તુરક અસ્વારો આવતા હોવાથી ખાતુન પોતાનો ખચ્ચર રોકી ઉભી રહી. ઇબ્ને મુસ્લિમને ખાતુનને બરાબર જોવા અને શીધી સાથે રહેજ વાત કરવાનો પ્રસંગ મલ્યો. તેણે પુછ્યું.

"આ કોણ ખાતુન છે?"

ઇબ્ને મુસ્લિમે આ સવાલ ઉત્સાહ ભેર ભારે ઝડપે કર્યો હતો જવાબમાં છોકરો કહે તો સંભાળાય કે.

"ઇસમાઇલ પાશા ગવરનર તુરકીનાં બેટી આસીફા ખાતુનની અસ્વારી છે. કામ માટે બજાર આવ્યાં હતાં. હવે બગલે પાછાં ફરે છે."

છોકરો વાત પુરી કરે તે પહેલાં આસીફા ખાનમે ખચ્ચરને આગળ ચાલવ્યો. ખુદા જાણે આસીફા ખાનમની કઇ અદાએ ઇબ્ને મુસ્લિમને લલચાવ્યો. તે પણ ખચ્ચરની પાછળ ઉતાવળે પગલે ચાલવા માંડયો. હામીદને પણ તેની સાથે ઉતાવળા ડગ મારવા પડયા. વાતની વાતમાં તેઓ બજાર વટાવી ગયા.

થોડી દુર ચાલતાં રસ્તાની વચ્ચે પડેલા એક પથરા સાથે ઇબ્ને મુસ્લિમે ઠોકર ખાધી. ઠોકર સાથે દુ:ખભરી ચીસ નીકળી ગઇ. આ કરૂણ ચીસમાં અજબ આકર્ષણ હતું. આસીફા ખાતુને બેઅખત્યાર વળીને

પાછળ જોયું. ખચ્ચર અટકાવી પોતાના ગુલામને ઇબ્ને મુસ્લિમની મદદે દોડી જવા હુકમ કર્યો. ઇબ્ને મુસ્લિમને જો કે વધારે વાગ્યું નહોતું અને હામીદની મદદથી તે ઉભો થઇ ગયો હતો છતાં તેના બંને ઢીંચણ છોલાઇ ગયા હતા. ઘામાંથી લોહી વહેવા માંડયું હતું. આસીફાએ ભારે લાગણી બતાવી મહેરબાનીપુર્વક પુછયું.

"તમે મુસાફર જેવા લાગો છો."

"જી હા." હામીદે અદબ સાથે જવાબ દેવા માંડયો. "અમે પરદેશી મુસાફર છીએ. ત્રણ ચાર દીવસ અહીં આવ્યાને થયા છે."

"તમારા સોબતીની તકલીફ જોઇ મને અફસોસ થાય છે." ખાનમે કહેવા માંડયું. "તમારી જો કે કશી મદદ કરી શકતી નથી પરંતુ જો તમારા ઉતારાનું ઠેકાણું બતાવો તો હું પોતે આવીને અથવા માણસ મોકલીને ખબર મંગાવી લઉં."

"આપ નામવરની કૃપા છે," હામીદે ઉપકાર માનતાં કહયુ. "અમારા જેવા પરદેશી મુસાફરોનું ભાગ્ય કયાં કે તમારા જેવાં પ્રબળ પ્રભાવશાળી ઉમરાવ બાનુ અમારા ઝુંપડે પધારે. આપને એ શોભે પણ નહી."

"નહી એમાં શોભાનો સવાલજ નથી." આસીફા ખાનમે કહેવા માંડયું "જેવી રીતે તમે એક મુસલમાન છો તેવીજ હુ પણ એક મુસલમાન છું. બલ્કે તુરકી પાશાની દીકરી હોવાને સબબે મારા ગરીબ કે પરદેશી ભાઇ બહેનોની મદદ કરવી એ મારી ફરજ છે. ઇસ્માઇલપાશા મારા પિતા સાંભળશે કે તેમની બેટી જેને તેઓ 'જાને પિદર' કહીને બોલાવે છે તેણીએ આવી દીલસોજી કોઇ પરદેશી તરફ બતાવી છે, ત્યારે ભારે પ્રસન્ન થશે."

"ખુદા પાશાના માન, દોલત અને દરજામાં વધારો કરે!" હામીદે આશીશ આપી.

"આમીન!" આસીફાએ કહયું "પરંતુ તમે કયાં રહો છો એ બતાવો?"

એક દિશાએ ઇશારો કરી હામીદે કહયુ "આ ગલીમાં કાવાખાનુ છે તેની ઉપર અમે ઉતર્યાં છીએ."

આસીફા ખાતુન કંઇ કહેવા માગતી હતી, પરંતુ તેના ખચ્ચરે ભડકી દોડવા માંડયું. બાનુ ગભરાઇ ગઇ અને લગામને બદલે મોંઢા ઉપર બાંધેલું દોરડું તાણ્યું પણ ખચ્ચર વધુ ને વધુજ દોડવા માંડયો આ જોઇ શીધી છોકરો પોકાર્યો.

"બિસ્લાહ, ભાઇ! ખાતુનને બચાવો." છોકરે રડવા માંડયું.

ઇબ્ને મુસ્લિમથી ચલાય તેમ નહોતું છતાં હામીદને દોડી જઇ ખાતુનની મદદ કરવા મોકલ્યો.

હામીદ, ઇબ્ને મુસ્લિમને ભારે માન આપતો હતો. તેનો આગ્રહ જોઇ દોડયો અને શીધી છોકરા સાથે, શહેરના દરવાજા નજીક, ખચ્ચરની પાસે પહોંચી ગયો. અહીં મેદાન હતું અને ખચ્ચર કુદકા મારતો ઉછળતો હતો આસીફા ખાતુન ગળે બાઝી પડી હતી. હામીદ ચપળતા વાપરી ખચ્ચર પકડવા વધ્યો પરંતુ ખચ્ચર ચમકયો અને ભારે જોરમાં માથુ ધુણાવ્યું. આસીફાના હાથ છુટી ગયા. તેણી જમીન ઉપર પટકાઇ પડી. અને ખચ્ચર અટકી ઊભો થઇ ગયો.

શીધીને ખચ્ચર પકડવાનો ઇશારો કરી હામીદે આસીફા ખાતુનને ઉપાડી લીધી. ખચ્ચની બાગનું દોરડું ખેંચતાં ખેંચતાં આસીફાના હાથમાંથી લોહી નીકળવા માંડયું હતું. તેણી સુસ્ત અને બેભાન હતી. તેણી મુડદા જેવી લાગતી હતી. હામીદે બુરખો હટાવી ખાતુનનું મ્હોડું ખોલ્યું અને પોતાના ડગલાના છેડાવતી હવા નાંખવા લાગ્યો. છોકરાએ ખચ્ચર પકડી લીધો હતો. હામીદે એક હાથે ખચ્ચર ઝાલી છોકરાને તાકીદે પાણી લાવવા મોકલ્યો. પાણી આવ્યું. હામીદે પાણીના છાંટા મારી ખાતુનને શુદ્ધિમાં આણી, ચંદ્રમાની ચાંદની ચારેગમ ફેલાઇ હતી એટલે હામીદે અને ખાતુને પરસ્પર એક બીજાને બરોબર જોયા જેના જવાબમાં હામીદના મ્હોંમાંથી "હે" નીકળ્યું. ખાતુને બુરખો તાણી તરત મ્મોંડું ઢાંકી લીધું.

આસીફાનો ગભરાટ હામીદ સમજી ગયો હતો. તેણે ભારે ગંભીરાઇ સાથે કહ્યું "માનવત બાનુ તમે મને માફ કરશો. જે બેઅદબી થઇ તે માત્ર આપનો જીવ બચાવવા માટે હતી. તાબેદારની નિષ્ઠા ખરાબ હતીયે નહી અને થઇ પણ શકે નહી. બેઅદબી માફ કરો મને કહેવા દો કે હું તમને મારી ધર્મની બહેન ગણું છું." હામીદના આજીજી ભર્યા શબ્દો સાંભળતી વેળા બાનુએ આજુબાજુ નજર નાંખી જેયું હતું. તેણીએ પુછ્યું.

"તમે તેજ છો જે હમણાં બજારમાં મળ્યા હતા. પરંતુ તમારા તે સોબતી કયાં છે?"

"તેઓ ત્યાંજ છે" હામીદે કહેવા માંડયું "જખમ વધારે હોવાથી તેઓ આવી શકયા નથી ખચ્ચર નાઠો ત્યારે તેઓએ આપની મદદ માટે મને મોકલ્યો અને મારાથી બનતી બધી મદદ આપવા સખત તાકીદ આપી છે."

"તમે ભારે ઉપકાર કર્યો." આસીફ્રાએ આભાર માન્યો "ખરૂં પુછો તો ઉપકારે અદા કરી શકતી નથી. કદાચ આપ ન આવ્યા હોત તો મને વધારે સહન કરવું પડત. ઇન્શાઅલ્લાહ ફરી કોઇ વેળા હું તમને મળીશ."

"કયાંય જખમ તો નથી ને?" હામીદે પુછ્યું.

"નહી" આસીફ્રાએ કહેવા માંડયું "જખમ તો કોઇ થયો નથી છતાં હરવા ફરવામાં તકલીફ થશે ખરી."

"મારા મિત્ર અને મને, આપના સમાચારની ગેરહાજરીમાં અલબત દુ:ખ થશે ખરૂં." હામીદે કહ્યું.

"ઇન્શાઅલ્લાહ હું તાકીદે મળીશ. નહી તો કોઇ માણુસ સાથે ખબર મોકલાવીશ." આસીફ્રાએ ખચ્ચરના તોબરામાં હાથ નાંખી મખમલના મ્યાન સાથે એક ઈસ્તબુલી ખંજર કાઢયું અને હામીદને આપતાં કહ્યું "લ્યો ઇસ્માઇલ પાશાની બેટી આસીફ્રાનું આ ખંજર છે. તમારા ઉપકારની એંધાણી દાખલ તમને આપે છે તમને કોઇ ભારેમાં ભારે જરૂર પડે ત્યારે દરેક તુરક આ ખંજર જોઇ તમારી મદદ કરશે. ખંજરની મુંઠ ઉપર ઇસ્માઇલ પાશાનું નામ કોતરેલું છે. પરંતુ જુઓ ભારે સાવચેતી રાખજો. તમે હમણાંજ મને પોતાની ધર્મની બ્હેન કહી છે. મને ખાત્રી છે કે તમે મને સગી બ્હેન ગણીને સંભારતા રહેશો. તમને કોઇ ભારેમાં ભારે નડતર આવે ત્યારે મારાથી બનતી સઘળી મદદ આપવા કોઇ રીતે પાછળ રહીશ નહી."

ઉપકાર સાથે હામીદે ખંજર લીધું. ખુશાલીથી તેની મુખમુદ્રા ચળકી ઉઠી. એમ લાગતું હતું કે જાણે તેને કોઇ અજોડ દોલત મળી ગઇ છે. ઉપકારમાં માથું નમાવ્યું અને ખંજર ફેંટમાં બાંધી લીધું. સામેથી કેટલાક ખાજેસરા આવતા દેખાયા. જોતજોતામાં ખવાસો આસીફ્રાની પાસે આવી પહોંચ્યા. તેમની વાતચીત ઉપરથી જણાયું કે તેઓ આસીફ્રાની શોધમાં નીકળ્યા છે. વાર થઇ જવાને સબબે ઇસ્માઈલ પાશાએ તેમને મોકલ્યા છે. અચાનક ખચ્ચર ભડકવાથી થયેલી ઇજા અને હામીદની વખતસરની મદદનો આસીફ્રાએ ઉલ્લેખ કર્યો. ખવાસોએ ઉપકાર ભરી નજર હામીદ

ઉપર નાંખી અને આસીફાને લઇ જવાને હામીદનો ભારે આભાર માનતા વીદાય થયા.

આસીફાની અનુપસ્થિતિમાં હામીદની અહીંઆં જરૂર હતી નહી. ઉતાવળે પગલે તે ઇબ્ને મુસ્લિમને જઇ મળવા ચાલ્યો. હામીદ મુકી ગયો હતો ત્યાંજ ઇબ્ને મુસ્લિમ ઉભો હતો. હામીદનો લલાટે આનંદ પ્રસરેલો જોઇ ઇબ્ને મુસ્લિમ સમજી ગયો કે આસીફાને કશી આળ આવી નથી. છતાં પણ વિવેક બતાવતાં પુછ્યું.

"ભાઇ હામીદ ખેર છે ને?"

હામીદે સઘળી વાત કહી સંભળાવી, પણ આસીફાના મ્હોં ઉપરથી બુરખો ખસેડવાની વાત ચવાઈ ગયો. બધી હકીકત સાંભળ્યા પછી ખંજર જોઇ તપાસી ભારે ઉપકાર દર્શક શબ્દોમાં કહ્યું.

',હામીદ ! તમારા આ કામે મારા મનમાં તમારી તરફ હદથી વધારે પ્રેમ ઉત્પન્ન કર્યો છે. મારા સગા ભાઇ કરતાં પણ તમને વધારે પ્રીય ગણું છું. હવે તમે મારી નજરમાં ભારે આબરૂદાર અને પ્રતિષ્ઠિત મુસલમાન દેખાઓ છો. અફસોસ કે તમારા અંત.કરણમાં છુપાયેલી વેદના બાબે કશું એ કહેતા નથી. કદી કદી જે વેદના તમને રૂદન કરાવે છે. તેનો તમે કશોયે ઉલ્લેખ કર્યો નથી. વલ્લાહ જો મારામાં દઇવત હોય તો હું તમારા ઇચ્છા સફળ કરવા મારા જીવના ભોગે પણ પ્રયત્ન કરવા પાછળ રહું નહી."

હામીદે છેલ્લા શબ્દોનો કશો જવાબ આપ્યો નહી પરંતું કહયું.

"તમારા શબ્દો યાદ રાખજો." હામીદની આંખોમાંથી આંસુ વહેવા માંડયા. ઇબ્ને મુસ્લિમનો હાથ પકડી જે ગલીના કાવાખાના તરફ ઇશારો કરી પોતાનો ઉતારો બતાવ્યો હતો તે તરફ ચાલવા માંડયું. આંખ્યોમાં આંસુની ધારા વ્હેતી હતી રૂમાલવડે આંસુ લુછી તે આજુબાજુ નજર ફેરવતો હતો અને ઇબ્ને મુસ્લિમ આગળ પોતાની દશા છુપાવવા પ્રયત્ન કરતો હતો. ઇબ્ને મુસ્લિમ પોતે પણ તેજ અંતર વેદનામાં હતો. તે નહોતો જાણતો કે હામીદ ઉપર શું વીતી રહી છે.

---

## પ્રકરણ ૧૫ મું.

—:૦:—

### તમે ક્યાં ?

રંજે ગમકી હય કહાની, દાસ્તાને એહલે દર્દ;
ગયરભી રોતે હેં, સુનકર, યે બયાને એહલે દર્દ.

સલીમા અચાનક ઘરમાંથી ગેબ થયાની પહેલવહેલી ખબર ઇબ્ને મુસ્લિમને મદીના તઇયબામાં મલી હતી. આ દર્દ ભરી ખબરે તેને ભાન રહીત દીવાનો બનાવી મુકયો હતો. હામીદ તેનો પરમ મિત્ર હતો. ઇબ્ને મુસ્લિમે ખરી ખબર મેળવવા હામીદને આગ્રહ કર્યો હતો. હામીદે કરીયયે શેખનો એક પત્ર ઇબ્ને મુસ્લિમને બતાવ્યો. ઇબ્ને મુસ્લિમની હવે સંપુર્ણ ખાત્રી થઇ ગઇ. આ ખબર સાચી ઠરતાં ઇબ્ને મુસ્લિમનો વેદનાનો પાર રહયો નહી. તેનું મન અનેક પ્રકારની વમળઘાતનામાં પડયું. તેણે મન સાથે અનેક વાર મનસુબા કર્યા અને દરેક વેળા નવોજ વિચાર ઉદભવ્યો અંતે કાયર થઇ તેણે છેવટનો ભોગ આપવા નિશ્ચય કર્યો પરંતુ હામીદના દીલાસા અને આશ્વાસને તેને ઘણો ટેકો આપ્યો. ઇબ્ને મુસ્લિમનો વધતો જુસ્સો ઉન્મત્તતાની હદે પહોંચી ગયો હતો. આ જુસ્સો ભાવિ આશાઓ ઉપર લલચાવી ટાઢો કર્યો અને ઇબ્ને મુસ્લિમને સાથે લઇ સલીમાની શોધમાં બન્ને પરમ મિત્રો, નીકલી પડયા

મદીના છોડતી વેળા ઇબ્ને મુસ્લિમ કે હામીદનો વિચાર કોઇ ચોકકસ મથકે જવાનો નહોતો. કશા પણ વિચાર વિના મુસાફરી શરૂ કરી, આજુ બાજુ ફરતા, લોકોને મળતા અને સલીમા વિષે પુછપરછ ચલાવતા તાયફ આવી પહોંચ્યા હતા. અહીયાં તેઓ શીતળ ટેકરીની મોજ માણવા આવ્યા. નહોતા, કે નહોતા આવ્યા વધારે દીવસ રેવાનો વિચારે ઇબ્ને મુસ્લીમને લાગેલી ઠોકરથી, થયેલા જખમને સબબે ધાર્યા કરતાં વધારે રોકાવું પડયું. ઇબ્ને મુસ્લિમનો પગ સુજી ગયો હતો અને વધુ મુસાફરી કરવાની તેનામાં શકિત નહોતી.

શરૂઆતના બેએક દીવસ ઇબ્ને મુસ્લિમ પથારીયેથી ઉઠી શકયો નહી. પરંતુ જયારે દુઃખમાં કંઇક ઘટાડો થયો ત્યારે આસ્તે આસ્તે હરવા ફરવા

માંડયું. ઠોકર ખાધાના એક અઠવાડીયે તે તદન સાજો થયો. આ દીવસોમાં એકથી વધુ વખત આસીફ્ખાનમે તેની ખબર મંગાવી. ઇબ્ને મુસ્લિમ તદન તનદુરૂસ્ત થવાના ખબર મળતાં આસીફ્ખાનમે મળવાની ઇચ્છા બતાવી ઇબ્ને મુસ્લિમે ખાનમની માગણી સ્વીકારી. ઇબ્ને મુસ્લિમ, હામીદની સાથે સાથે શહેરના દરવાજો બહાર ઇસ્માઇલ પાશાના બગીચામાં જવા માટે નીકળ્યો. આસીફ્ખાનમે તેને બગીચાના બંગલામાં મળવા કહેવડાવ્યું હતું.

સંધ્યાનો આરંભીક કાળ મટી આકાશની શ્તાશ અંધકારમાં બદલાવા માંડી હતી. અંધારી રાત્રિએ કોઇ આધારામાં લપાઇ શકે એવું અંધારૂં ફેલાયું હતું. ઇબ્ને મુસ્લિમ વારંવાર હામીદને પોતાની વાતોમાં લક્ષ આપવા સુચના કરતો હતો. પરંતુ ખુદા જાણે તે કેવા વિચારોમાં લીન હતો કે માત્ર હાં–હું સિવાય કશો સ્પષ્ટ જવાબ આપતો નહોતો, ઇબ્ને મુસ્લિમે અંતે કાયર થઇ કહયું.

"હામીદ! તમને શું થઇ ગયું છે સારી, માઠી–કોઇ વાતનો જવાબજ આપતા નથી. આવી ચુપકીદીનો તમારો સ્વભાવ નહોતો."

ઇબ્ને મુસ્લિમ તરફ જોઇ હામીદે કહયું–"વખત વખતની વાત છે. અત્યારે કંઇ એવાજ વીચોરો આવ્યા કરે છે વાત કરવાનું ગમતું નથી. માત્ર તમારો પાસ કરી હસી બોલી લઉં છું નહી તો મારા સ્વભાવમાં પરિપકવ થયેલી યાતના જોતાં વાતચીતનો કશો પ્રસંગજ નથી. "મને બોલવાનું બીલકુલ ગમતુંજ નથી."

"અફસોસ!" ઇબ્ને મુસ્લિમે કહેવા માંડયું. "તમારા મનમા વેદના હોય અને મને ખબર વટીક ન થાય એથી વધારે મારૂં દુર્ભાગ્ય કયું હશે. મને તો જુઓ મારી એકેએક વાત દીલ ખોલીને તમને કહેતો આવુ છું."

"મારી યાતનાઓ ઉપાય વિનાની છે એટલે કહેવામાં માલ નથી." હામીદે કહયું.

"તાયફ આવ્યા પહેલાં," ઇબ્ને મુંસ્લિમે કહેવા માંડયું. "તમે પોતે મને શીખામણ દેતા હતા કે કોઇ વાત મનમાં રાખી મુઝાયા કરવું નહી, ત્યારે આજે તમે પોતેજ તેનો ભોગ બનો છો. જો મને ખબર મળે તો તમારૂં કામ બજાવી લાવવા બધાએ પ્રયત્ન કરીશ."

આંખોમાં આંસુ લાવી હામીદે કહયું "લિલ્લાહ! આવી વાત ન કર વામાંજ લાભ છે. તે અશકય વાતનું સ્મરણ કરવામાં શો લાભ તે વાત

ઉપર હવે આપણો કાબુજ નથી. પાંચ છ દીવસથી મને સંપુર્ણ ખાત્રી થઇ છે કે મારી ઇચ્છા પુરી થવાની નથી. બલકે નજીકમાંજ હું તમારી સાથેથીયે છુટો પડવાનો છું.

"એ કેમ ?" ઇબ્ને મુસ્લિમે આતુર થઇ પુછયું. "તમે કહેતા હતાં કે આખી જીંદગી તમારાથી છુટો થઇશ નહી."

ઉંડો નિશ્વાસ નાંખી હામીદ બોલ્યો "હા, હું કહેતો હતો. પરંતુ ખુદાની ઇચ્છાથી અજાણ્યો હતો. કુદરત પ્રતિકુળ છે. અને એકલો કોઇ દિશાએ નીકળી ગયા વિના ઉપાયજ નથી."

"હું જવા દઇશ ત્યારે ને?"

"એથી શુ લાભ ?"

"કેમ ?"

"બસ." હામીદ ગદગદિત કંઠે બોલ્યો "કારણ ન પુછો. વખત આવશે ત્યારે પોતાની મેળે જણાઇ જશે."

હામીદ ખંખાર્યો પરંતુ તેના સાદે સાક્ષી તરીકે તે રડતો હતો અને ડુસકાં ભરતો હતો. આસીફા ખાતુનનો બંગલો પાસે હોવાથી ઇબ્ને મુસ્લિમે વધુ લંબાણ કરવાનું યોગ્ય ધાર્યું નહી. દરવાજા નજીક દીવાલની પાસે કોઇ માણુસ હોવાનો અણસારો ઇબ્ને મુસ્લિમને થયો. હામીદનો હાથ ઝાલી તે એક તરફ આડમાં ઉભો રહયો. હામીદને કશીય ખબર નહોતી પરંતુ ઇબ્ને મુસ્લિમે બારીક રીતે જોયું અને તેને કોઇ આકારનો ભાસ થયો.

જુજ મીનીટો પણ નહી વીતી હોય કે કેટલાક સીધી ગુલામો બે માણસોને મુસ્કેટાટ બાંધી સામેથી આવતા દેખાયા. હામીદ અને ઇબ્ને મુસ્લિમ ઉભા હતા તે જગાની પાસે આવી થોભી ગયા. આપસમાં કંઇક છાની મસલત કરી. તેમાંના એકે કહયું, "તમે ગભરાઓ નહી, નામદાર પાશાએ આસીફા ખાતુન જેવી દયાળુ અને મહેરબાન બાનુ સામે ખડા કરવાનો હુકમ કર્યો છે."

બંને કેદીઓએ એક સાથે કહયું "અમે નિરપરાધી છીએ. અમને પકડવામાં ગારદના માણસોએ ભુલ ખાધી છે, અણધારી આફતમાં સપડાયા છીએ પરંતુ કોને કહીએ."

કેદીઓના સાદ ઉપરથી કોણ જાણે ઇબ્ને મુસ્લિમને કેવો વિચાર આવ્યો કે તેણે હામીદને કહયું "ચાલો જરા જોઇએ કે કોણ લોકો છે. ખાનમનું ખંજર તમારી પાસે છે એટલે બસ."

વાતની વાતમાં બન્ને જવાનો કેદીઓની પાસે પહોંચી ગયા. તેમને જોઇ શીધીઓએ પુછપરછ કરવા માંડી પરંતુ હામીદે ઇસમાઇલ પાશાનું ખંજર દેખાડી બતાવ્યું કે તેઓ દુશ્મન નથી. એક શીધી દોડીને પોહરે-ગીરનું લાંલટેન લઇ આવ્યો બતીના અજવાળામાં ખંજરને જોઇ કહયું "જુઓ, કંઇ વાંધો નહી વળી કંઇ આજ્ઞા હોય તો ફરમાવો."

હામીદ અથવા ઇબ્ને મુસ્લિમમાંથી કોઇ એક જવાબ આપે તે અગાઉ ગમગીન અવાજે પકડાઇ આવેલામાંના એકે કહયું."

" અરહમ ! યા સઇયદી અરહમ ! "

બબે અને ત્રણ ત્રણવાર તેજ શબ્દો કહે તો રહયો સાથેજ બંધવો ઇબ્ને મુસલીમના પગ પકડી નમી ગયો કેદીના શબ્દો અને આજીજીએ બન્નેનું ધ્યાન ખેચ્યું સાથે બીજી સ્ત્રી કેદીએ પણ કાકલુદી ભરી દયા યાચના કરી મોંઢા ઉપર નાંખેલી ઓઢણી ખસેડી ઇબ્ને મુસ્લિમ તરફ કાતર નજરે જોવા લાગી.

ખુદા જાણે કેદીઓની કરૂણાજનક યાચનામાં કેવી અસર હતી કે આ જવાનોનોજ નહી પણ શીધીઓ પણ તેમની તરફ દયા દ્રષ્ટિયે જોવા લાગ્યા દશમીનીટ સુધી સઘળા સન્નાટામાં અવાચકજ ઉભા રહયા સઘ-ળાની આંખ્યો જમીન તરફ હતી પરંતુ ઇબ્ને મુસ્લિમ કેદીઓ તરફ જોઇ રહયો હતો અંતે આ આશ્ચર્યજનક શાંતીનો ભંગ કરતાં ઇબ્ને મુસ્લિમે પુછયું.

" તમે કોણ છો ? "

જવાબ આપ્યા અગાઉ બન્ને કેદી ચીસોપાડી રડવા લાગ્યા વારંવાર શીધીઓ તરફ જોતા હતા તેમનો ભાવ બતાવતો હતો કે તેઓ શીધી-ઓના ભયને લીધે ખરી હકીકત કહેતાં અચકાય છે પરંતુ ઇબ્ને મુસ્લિમે માયાભર્યા શબ્દોમાં કહયું.

" મરશુદ ભય ન કરો ! આ લોકો તમારી સાથે સખતાઇ વાપરવાના નથી નીભર્ય થઇ તમારી હકીકત કહો "

ઇબ્ને મુસ્લિમે દીલાસો આપ્યો અને સીપાહીઓમાના એક અમલ દારે ઇબ્ને મુસ્લિમની વાતને ટેકો આપ્યો આ સધીયારો મળતાં મરશુદ અને જાફરાન બન્ને માથુ નમાવી સામે ઉભાં થઇ ગવાં મરશુદના અંત-રમાં કોઇ અજબ પ્રકારના ઉમળકા આવી રહયા હતા તે ચીસોપાડી ને રડવા લાગ્યો જાફરાને પણ તેને મદદ કરી તેમના હેરતભર્યા

રૂદને હામીદ અને ઇબ્ને મુસ્લિમ ઉપર પણ ભારે અસર કરી બન્ને જવાનોની આંખ્યોમાંથી પણ આંસુની ધારા વ્હેવા માંડી આ અજબ દ્રશ્યો ભંગ સીપાહોના અમલદારે ઇબ્ને મુસ્લિમ સાથે વાતો કરી કર્યો તેણે કહયું.

"તમારા મન ઉપર કાબુ રાખો હું ધારૂં છું કે તમે ઓળખો છો જો કંઇ પુછવું હોય તો બગીચામાં બેસીને પુછો આરીફા ખાતુને પોતે કેદીઓને પોતાની હજુર રજુ કરવા ફરમાવ્યું છે નહી તો અમે તેમને છોડી મુકતે."

સીપાહીની અનુમતી સાથે સઘળા બગીચામાં દાખલ થયા બગીચો જો કે ઘણો નહાનો હતો પરંતુ તેની ગોઠવણ ભારે રળીયામણી હતી બગીચાની વચે એક બંગલો હતો અને તેને ફરતા ઓટલા ઉપર અનેક પ્રકારનાં પુષ્પોથી લ્હેરાનાં અસંખ્ય કુંડા અનુક્રમે ગોઠવેલાં હતાં બંગલામાં જરૂર પુરતી રોશણી હતી બારણા ઉપર ચીકો અને વરંડામા ખુરશીયો મુકેલી હતી ઇબ્ને મુસ્લિમ અને સીપાહો વરંડામાં દાખલ થઇ અનુક્રમે ખુરશીયો ઉપર બેઠા.

સીપાહોથી બીધેલા મરશુદનું આખું શરીર કંપી રહયું હતું. ઇબ્ને મુસ્લિમે દીલાસો આપ્યો અને માયા ભર્યા સ્વભાવે હાથ ઝાલી ત્યાં પાથરેલી સાદડી ઉપર બેસાડયો. તે કાતર સ્વભાવે ઇબ્ને મુસ્લિમને જોઇ રહયો હતો અને દયાની યાચના કરતો જણાતો હતો ઇબ્ને મુસ્લિમે ફરી મરશુદને તેની ઉપર વીતેલી હાલત વર્ણવા કહયું. ઇબ્ને મુસ્લિમ પોતે આશ્ચર્યમાં હતો કે મરશુદ અને જાફરાન કીયયે શેખથી તરફ કેવી રીતે આવ્યાં, વળી સુલતાની ગારદે તેમને કયા કારણે કેદ કર્યા હતા. શીધી સીપાહો પણ મરશુદની કથા સાંભળવા આતુર હતા. ઇબ્ને મુસ્લિમના સવાલ ઉપર મરશુદની કાતર આજીજી જોઇ તેઓ સમજયા હતા કે કોઇ નવીન વાત જાણવામાં આવશે.

સાઘળા મરશુદ તરફ જોવા લાગ્યા અને તેની હકીકત સાંભળવા આતુર હતા. મરશુદે રૂદન બંધ કરી સીપાહીયોને સંબોધી કહયુ—

"તમે નથી જાણુતા કે આ પ્રતાપી સરદાર કોણ છે અને મારો તેમની સાથે શું સંબંધ છે? કહેવાની કશી જરૂર નથી કે હું એક શીધી

ગુલામ છું. મારૂં શરીર અને આકૃતિ તેનો પુરાવો છે. આ જવાન" ઇને મુસ્લિમ તરફ ઇશારો કરતાં "સદાચાર અને સદગુણની પ્રતિમા, મારો મહેરબાન ધણી છે. બે વરસની વાત ઉપર મક્કા મોઅઝમાના બઝારમાં મારા આ માયાળુ ધણીએ મને ખરીદયો હતો. આ દયાળુ ધણીએ મને આપેલું સુખ વર્ણવી બતાવવા મારી જીભ અશકત છે. શરીરઅતે આપેલી છુટ કરતાં હજારો ગણી વધારે છુટ મારા ધણીએ મને આપી હતી. કહેવાની ભાગ્યેજ જરૂર હોય કે તેમના તે ઉપકારો અને મહેરબાનીઓએ મને તેમનો દીવાનો દાસ બનાવ્યો હતો. મારા ધણીના ઉપયોગમાં મારો જીવ આવતો હોય તો તે કાઢી આપવા રજમાત્ર પણ આનાકાની કરવા હું તઇયાર નથી તેમ કરવાનું હુ મારૂ પરમ કર્તવ્ય ગણું છુ."

"તમારે યાદ રાખવું જોઇએ કે આ યુવક શામના એક કુળવાન કુટુંબનો નબીરો છે તેઓ હજ માટે આવ્યા હતા પરંતુ અહીના બુઝુર્ગો નો સહવાસ તેમને વધારે પસંદ પડયો અને થોડા દીવસ અરબ દેશમાં થોભવાનો વીચાર કરી મકકામાં રહયા મદીના શરીફની ઝીયારતનો શોખ હોવાથી અમે મકકાથી એક કાફલા સાથે ઉપડયા વાદીયે ફાતમાના પડાવે પહોંચ્યા પછી અમે એક અણધારી આફતમાં સપડાયા જેણે હાલની સ્થીતીએ પહોંચાડયા છે મારા ભલાધણી પડાવમાં ઉતર્યા પછી ડોલ લઇ પાણી લેવા ચાલ્યા અને કાફલો પડાવ છોડી કુચ કરી ગયો ત્યાં સુધી પાછા ફર્યાજ નહી. હાય! શું કહું કે મારા મત ઉપર તે વખતે કેવી યાતના હતી મારા વિચારો મને કેવી કેવી વેદના દેતા હતા."

"વફાદારી અને નીમક હલાલીના સ્વભાવે મને પીડવા માંડયો માલમત્તા મુતવફ-મુજાવરને સોંપી પર્વતની ખીણો અને જંગલોમાં શોધવા નીકલ્યો એક ગામડામાં મારા આ માયાળુ ધણીને મેં બીમારીને બીછાણે જોયા જેને ત્યાં તેઓ પરોણા હતા તેની બેટીનો જીવ એક નાપાક વ્યકિતના હાથમાંથી તેઓએ બચાવ્યો હતો ધરધણીએ ભારે પ્રેમ અને લાગણી સાથે તેમની સેવા ચાકરી કરી હતી. હું પણ ત્યાંજ સુખે રહેતો હતો." મરશુદે જાફરાન તરફ ઇશારો કરતાં પોતાની કથા આગળ ચલાવવા માંડી. "આ શીધી કનીઝ પણ તેમનીજ છે. ત્યાંના વસ વાટ દરમીયાન અમારા વચ્ચે શુદ્ધ પ્રેમ જોડાયો. પ્રસંગ મળતાં મારા માયાળુ ધણી પાસે તેણીની માગણી કરવાનો મેં વિચાર કર્યો. હું તેણીની

માગણી કરૂં તે પહેલાં મારા કૃપાળુ ધણીએ એકાએક મદીના તઇયબા જવાનો ઇરાદો કર્યો. જોત જોતામાં હું પાછો આવીશ અને મારા આવતા સુધી અહીંજ રહેજે—કહીને ચાલતા થયા.”

“કૃપાળુ ધણીનો વિયોગ મને સાલવા માંડયો મારૂં દીલ ઉદાસ રહેતું મન ગમગીન રહેતું અને કોઇ જગાએ મારૂ મન લાગતું નહી. છતાં હુકમની તાબેદારી કરવાને ગામડામાં પડયો હતો. એક દીવસ આ કનીઝ મારી પાસે આવી તેણે કહેલી વાતો ઉપરથી માયાળુ ધણી વિષે મને નિરાશા ઉપજી. તેજ વેદનામાં ચીતભ્રમ થઇ એક દીવસ હું ઘર છોડી જંગલમાં નીકળી ગયો. મારી પાસે સામાન કે ખાવા પીવાની કોઇ વસ્તુ હતી નહી. માત્ર એક આશા મારા સઘળા સુખોનું કારણ હતી. સીધ બાંધી હું પણ મદીના તઇયબા તરફ ચાલતો થયો”

“એમાં કશો એ સંદેહ નથી કે જો હું લાગલાગટ ચાલતો ગયો હોત તો પાછળથી મને વેઠવી પડેલી દારૂણ વેદનાઓથી બચી જતો. ગામડામાંથી નીકળી હું રસ્તો ભુલી ગયો અને કયાંનો કયાં નીકળી ગયો. રસ્તો ભુલવા સાથે જાફરાનની યાદ મને બેચેન કરતી હતી અને પાછા ફરવા મન થતું હતું. એક તરફ ધણીના નીમકનો વિચાર અને બીજી તરફ પ્રેમનું આકર્ષણ બંને પ્રતિકુળ પ્રગતિઓના દ્વંદ યુદ્ધમાં હું હતો. કેટલીક વખત એવું બન્યું કે પ્રેમાકર્ષણે મદીના જવાનું મુકી કરીયા તરફ ચાલ્યો થોડું ચાલ્યા પછી નીમકે જોર કરી મને પાછો ફેરવી મદીનાને રસ્તે નાંખ્યો. આ વમળજાળમાં દીવસો નીકળી ગયા. એક દીવસે એક વૃક્ષતળે હું બેફામસુઇ ગયો. અનાક કેટલાક માણસો એ ખજુરી તળે હું ભર ઉંઘમાં પડયો હતો કે અચાનક કેટલાક માણસોએ મારા પગમાં બેડીઓ ઠોકી દીધી ભય ખાઇ હું જાગ્યો અને અજબ થઇ ગયો.”

“આંખ ઉઘાડયા પછી, તે નિર્દય માણસો આગળ મે ભારે કાલાવાલા કર્યા પરંતુ મારી કરૂણ કથા તરફ કોઇએ ધ્યાન આપ્યું નહી. આ લોકો મને લઇ કરીયયે શેખમાં આવ્યા અને મરશુદ નામના એક શખસ સામે ઉભો કર્યો. જાફરાનના ધણી—માલીકનો તે ભત્રીજો હતો. તેણે કશું પણ પુછયા વિના મને મારવા માંડયો. આ મારમાં ખુદા સિવાય મારો કોઇ મદદગાર નહોતો. મને એક થાંભલા સાથે બાંધવામાં

આવ્યો હતો અને નિર્દયપણે મારી પુંઠ અને ઢગરા ઉપર માર પડતો હતો. ચીસો મારતાં મારતાં હું બેભાન થઇ ગયો પણ તે નિર્દયને દયા આવી નહી."

અત્રે મરશુદનું હૃદય ભરાઇ આવ્યું અને તે ચીસો પાડીને રડવા લાગ્યો. ઇબ્ને મુસ્લિમના પગ પકડી અજબ પ્રકારે રૂદન કરતો હતો. જાણે અત્યારે તેની ઉપર માર પડી રહયો છે. મરશુદના આવા રૂદનથી ઇબ્ને મુસ્લિમ બેચેન થઇ ગયો. ખુરશી ઉપરથી ઉતરી ઘુટણ વડે બેસી મરશુદનું માથું ખોળામાં લઇ પુંઠ ઉપર પ્રેમભર્યો હાથ ફેરવવા માંડયો.

આ દશા બાહેરની હતી ત્યારે અંદરથી ચીકની પાસે એક દાસીએ આવીને કહ્યું "જુઓ, બાનુ આસીફાખાતુન પધાર્યાં છે અને કેદીની બધી હકીકત માનવંતાં બાનુએ સાંભળી છે. આ માણુસ તાકીદે પોતાની વાત પુરી કરે એવી બાનુની ઇચ્છા છે."

સીપાહો તરતજ ઉઠીને અદબ સાથે ઉભા થઇ ગયા. હામીદ અને ઇબ્ને મુસ્લિમ પણ ઉભા થયા પરંતુ દાસીએ તેમને બેસવાનો આગ્રહ કર્યો. અત્યારે સઘળા ચુપ હતા ત્યારે મરશુદનું મ્હોડું પણ શીવાઇ ગયુ હતું.

આ ચુપકીમાં કેટલીવ મીનીટો પસાર થઇ ગઇ પરંતુ મરશુદ કશું બોલ્યો નહી. ત્યારે આસીફાખાતુને પોતે અંદરથી કહયું.

"સાંભળો, મરશુદ! શું આ તમારૂં નામ છે? તમારી હકીકત જલદી કહો. ગભરાઓ નહી. તમને પુરો ન્યાય મળશે."

આ દિલાસાએ મરશુદમાં ચેતન આણ્યું અને તેણે આગળ કહેવા માંડયું.

'બેભાન થયા પછી મારી આંખ ઉઘડી ત્યારે મેં પોતાને એક અંધારા ભોંયરામાં કેદ થયેલો જોયો. દેખરેખ રાખનારાએ મને કહયું કે તેની પીત્રાઇ બ્હેનને નસાડી મુકવાની શંકા મસઉદને થઇ છે. આ શંકા એટલા માટે થઇ છે કે કમનસીબીએ તેની પીત્રાઇ બ્હેન ગેપ થઇ તેજ રાત્રે હું પણ ગામમાંથી ચાલ્યો ગયો હતો. કેદખાનામાં મને સ્વપ્ને પણ વિચાર નહોતો આવતો કે હું ફરી કોઇ દીવસ દુનિયાનાં દર્શન કરીશ. પરંતુ જાફરાને કોઇ યુકિતએ ભોંયરાની ચાવી શોધી મને છુટો કર્યો."

"મારા છુટકારાનો ભેદ ફુટતાં જીવ બચવાની આશા રાખવી ફોકટ હતી એટલે રાતોરાત અમે બન્ને નાઠાં. બે દીવસ સુધી લાગટ ચાલ્યા પછી સુલતાની ગારદ અમને મળી. જેણે અમને અમારી હકીકત પુછી

બ્હીકનો માર્યો હું તેમને સંતોષકારક જવાબ આપી શકયો નહી. અમારી ઉપર શંકા આવવાથી ગારદે અમને કેદ કર્યા. કેટલાક અમલદારો આગળ રજુઆત થયા પછી આજે અહીયાં લાવવામાં આવ્યા છીએ."

મરશુદની વાત પુરી થતાં ઇબ્ને મુસ્લિમે પરદા તરફ જોઇ કહ્યું "આસીફા ખાતુન! આપની હજુર હું દયા યાચના કરૂં છું. લીલ્લાહ તમો આ દુઃખ પીડીતોને છુટા કરવાની આજ્ઞા ફરમાવશો તો પોતાને ભારેમાં ભારે નસીબદાર ગણીશ."

ઇબ્ને મુસ્લિમનો જવાબ આપતાં બાનુ આસીફા ખાતુને અસાધારણ ઢીલ કરી. કેટલીયે વાર પછી પરદા પાછળથી કહ્યું.

"તમારી માગણી કબુલ રાખવા સામે મને વાંધો નથી, પરંતુ અત્યારે નહી. પુખ્ત વિચાર કર્યા પછીજ. અત્યારે મને વધારે વાત કરવાની ફુરસદ નથી. મોડું થઇ ગયું છે, માફ કરજો. કાલે તમારા ઉતારેજ જવાબ મોકલી દેવામાં આવશે.

આ અસાધારણ જવાબ સાંભળી હામીદ અને ઇબ્ને મુસ્લિમ હેરત પામ્યા. તેઓ વિચારવા લાગ્યા કે આસીફા ખાતુને પોતે બોલાવ્યા છતાં અત્યારે વાત કરવાની ના પાડવાનું શું કારણ થયું. પરંતુ તેનું કારણ પુછવાનો તમને કશો અધિકાર હતો નહી એટલે ચુપચાપ ઉભા થઇ ગયા. તેમને વળગી પડતાં મરશુદને દીલાસો આપી પોતાના ઉતારે આવવા ચાલ્યા. પરંતુ માર્ગમાં સલાહ કરતા આવતા કે જો આસીફા ખાતુન ન્યાય નહી આપે તો ના૦ પાશા આગળ દાદ માગીશું.



# પ્રકરણ ૧૬ મું.

## ખાતુનનો પેગામ

બુત હરમમેંભી નહી, ચયનસે રેહને દેતે;
રોઝ પયગામ ચલે, આતે હયેં, બુતખાનેસે.

ઇબ્ને મુસ્લિમ ખાતુનના બગીચામાંથી નીકળી પોતાના ઉતાર કાવા ખાનામાં આવ્યો ત્યારે તેના મનમાં આસીફા ખાતુનને મરશુદ અને જાફ રાનની ખરી હકીકત જાણ્યા પછી નહી છોડવા વીષે અનેક પ્રકારના વીચારો થવા માંડયા ખરી હકીકત જાણ્યા પછી આરોપી નીર્દોષ પુરવાર થતાં તેને મુકત કરવામાં ઢીલ કરવાનું ધોરણ અન્યાયી અને સીતમ તથા અત્યોચારને પોષનાર હતું પરંતુ આસીફા ખાતુનની, અન્યાયબીનીતી વિના તે બીજું કશું કારણ શોધી શકયો નહી લાંબો વિચાર કર્યા પછી પાસેના ઢોળીયા ઉપર પાસાં બદલતા હામીદને કહયું.

"હામીદ ! તમે કંઈ સમજી શકયા કે ? શુધ્ધ નીષ્ઠા માટે ખ્યાતી પામેલી ખાતુને ધાર્યા વીરૂદ્ધ વર્તવાનું શું કારણ હોવું જોઇએ."

ઇબ્ને મુસ્લિમના સવાલનો હામીદે કશો જવાબ આપ્યો નહી. મોઢું લપેટી તે પડયો ને પડયોજ રહયો. ઇબ્ને મુસ્લિમના વારંવાર થતા સવાલના જવાબમા કહયું "વ્હાલા મિત્ર! મારૂં મગજ અત્યારે કામ કરતું નથી. મારી બુધ્ધિમાં કોઇ વિશેષ પ્રકારનો વિચાર કરવાની શકિત મને દેખાતી નથી. મને ઘેલછાનો રોગ લાગુ પડેલો લાગે છે. બુદ્ધિ ઠેકાણે નથી. હાય! મારી સઘળી આશાઓ ઉપર પાણી ફરી વળ્યું. હવે કશી આશા રહી નથી."

આ લાંબા અને મર્મભર્યાં શબ્દોની ઇબ્ને મુસ્લિમ ઉપર ભારે અસર થઇ. હામીદની યાતના સાંભળતાં તેની આંખોમાંથી આસુ વહેવા માંડયાં. હામીદને વળગી ખુબ મનમાનતું રૂદન કરવા ધાર્યું પરંતુ એથી હામીદની યાતનાઓમાં વધારો થવાનો વિચાર આવતાં મન ઉપર બળજોરી વાપરી પડયો રહયો. ઉભયમાંના કોઇને કેમે કરી ઊંઘ આવી નહી બન્નેએ પાસા બદલી આખી રાત્રિ પસાર કરી.

સાધારણ રીતે દરરોજ સવાર અને સાંજ થયાજ કરે છે. ઇબ્ને મુસ્લિમ અને હામીદે પણ સેંકડો સવારો અને સાંજો જોઇ હતી પરંતુ આજની સવારમાં જુદાજ પ્રકારની કેફીયત હતી રાત્રી આખીના ઉજાગરાને કંઇક ઉભયને ચીંતાગ્રસ્ત બનાવ્યા હતા અને કંઇક આસીફા ખાતુન તરફથી મળનારા જવાબે આશા અને ભયમાં નાંખ્યા હતા હામીદનો ગભરાટ વિશેષ પ્રકારે વધતો જતો અને જેમ જેમ વખત જતો તેમ ઇબ્ને મુસ્લિમ કહેતો કે.

"હજુ આસીફાખાનમનો માણસ આવ્યો નહી."

તેમ હામીદના ભાળ ઉપર અજબ પ્રકારના પરીવર્તનની રેખા પ્રગટી નીકળતી ઇબ્ને મુસ્લિમના શબ્દોની હામીદ ઉપર અજબ અસર દેખાતી.

ઇબ્ને મુસ્લિમ અને હામીદ ગમે તે ચિંતામાં હોય અને તેમના હૃદયમાં ગમે તેવી વેદના હોય છતાં કાવાખાનાવાળાને તેની કયાં દરકાર હતી રાબેતા પ્રમાણે ચા અને નાસ્તો લાવવામાં આવ્યો અને આ દુઃખી મીત્રોને પોતાના સઘળા વિચારો બાજુએ મુકવા પડયા ગરમગમ રોટલી સાથે ચટપટા કબાબ, થોડોક હલવો, પનીર અને મશમશ સામે મુકવામાં આવી હતી, એક પ્યાલીમાં ખજુર પણ લાવવામાં આવી, નાસ્તો કરી ઇબ્ને મુસ્લિમ હાથ ધોતો હતો તેવામાં કાવાખાનાના છોકરાએ ઉપર આવી કહ્યું.

"દરવાજા ઉપર ઉભેલા બે માણસો તમને મળવા આવ્યા છે,"

"પુછયું નહી કે કોણ છે અને કયાંથી આવે છે?" ઇબ્ને મુસ્લિમે પુછયું.

"એ બધુ પુછવાની મને ખબર નહોતી." છોકરો આગળ બોલે તે પહેલાં પાછળ કોઇ માણસના પગનો સંચાર થયો, છોકરાએ પાછળ જોઇ કહયું "લ્યો આ માણસો હતા,"

છોકરાના ઈશારા સાથે હામીદ અને ઇબ્ને મુસ્લિમે તે તરફ જોયું સામેથી જાફરાન અને મરશુદ આવતા હતા, ઇબ્ને મુસ્લિમ પ્રસન્ન થયો પણ તેની પ્રસન્નતા વધુવાર ટકી શકી નહી, કારણકે ઇબ્ને મુસ્લિમે આનંદમાં કહેલા "મરહબા, મરહબા" નો જવાબ મરશુદે આંખોમાંથી આંસુની ધારા વડે વાળ્યો હતો. મરશુદ બોલ્યો.

"યા સઇયદી! હું હજુ સુધી કેદીજ છું. તમે મને છુટો જુઓ છો છતાં આ છુટાપણુંયે બંધન કર્તાજ છે."

"કેમ?" ઇબ્ને મુસ્લિમે ગભરાટમાં પુછ્યું.

"એટલા માટે કે" મરશુદે કહેવા માંડયું ખાતુને એક શરતે મને છુટા કરવા કહયું છે.

"તે શરત કઇ?

"મારા ધણી, મારા સરદાર!" મરશુદે જાફરાન તરફ જોતાં કહયું.

"જલદી કહો. કઇ શરત છે?" ઇબ્ને મુસ્લિમે ફરી પુછ્યું.

"સાહેબ! તમારી કૃપાવડેજ તે શરત પુરી થઇ શકે છે."

"ત્યારે કહેતો કેમ નથી."

"શરત! સયદી, હું હાથ જોડીને કહું છું કે હું તદન નિર્દોષ છું. મારી કશી ખતા નથી. હાય! તમો ધણીની મહોબ્બત મને ઉશ્કેરી રહી છે."

"પણ કહે તો ખરો નાહકની ચીંતામાં કેમ નાંખે છે."

ઘુંટણીએ પડી મરશુદે કહેવા માંડયું "મારા મહેરબાન ધણી તમો આસીફા ખાતુન સાથે લગ્ન કરો અને તમારા ગુલામનો જીવ બચાવો."

લગ્નનો શબ્દ સાંભળી ઇબ્ને મુસ્લિમ હેબતાઇ છક થઇ ગયો તેને તમરી આવી ગઇ ગભરાટમાં આજુબાજુ જોયું ને હામીદને કહયું.

"ભારે મુશકેલી."

પરંતુ હામીદે કશો જવાબ આપ્યો નહી તેના કપાળ ઉપર એક રંગ આવતો અને બીજો જતો હતો તે ચીત્ર કે મુર્તિ જેવો હાલ્યા ચાલ્યા વિના બેઠો હતો હામીદે કશો જવાબ ન આપ્યાથી ઇબ્ને મુસ્લિમે જાફરાન તરફ જોઇ ખંખારી પુછ્યું.

"જાફરાન, તમેજ બતાવો આ શરત હું પાળી શકું કે?"

આ મર્મ ભેદી સવાલનો જવાબ આપવા પહેલાં જાફરાને હજાર ગણો વિચાર કરવાનો હતો તેણીએ માથું નમાવી લીધું અને થથડાતા સાદે કહયું "પણ, નામદાર એવીના આરોજ નથી."

"આરો વળી શાનો? કંઇજ નહી." ઇબ્ને મુસ્લિમે કહેવા માંડયું "પણ જાફરાન આમાં છળાછળ સ્વાર્થ ભરેલો છે સલીમાની યાદ મોરા દીલમાંથી મારે કાઢી નાખવી? તેણીને તજી બીજી કોઇ સ્ત્રી સાથે મારે લગ્ન કરવાં જોઇએ કે? નહીં, મારાથી એ નહી બને મારો જીવ કેમ ન જાય પણ હું એ કામ કરવાનો નથી."

"બાનુ સલીમાન માટે તમે કબુલ કરો" જાફરાને કાતર ભાવે કહયું "મારા છુટકારાથી બાનુ સલીમા પ્રસન્ન થશે અને કદાચ તે બાનુ મલ્યા પછી મારા માટે તમે કરેલા આ અસાધારણ સાહસ સારૂ ઠપકો નહીજ આપે."

"હા, હા, ! મારા કૃપાળુ ધણી અમારી ઇચ્છાઓનું ખુન કરો નહી" મરશુદે આજીજી સાથે કહયું.

"આ વીના બીજી ગમે તે સરત આસીફા ખાતુન માગતી હોય તો હું પ્રસન્નતાપુર્વક કબુલ કરીશ પરંતુ આ શરત હું સાંભળીય શકતો નથી સલીમાની યાદ અત્યાર સુધી મારા મનમાં આબાદ સચવાઇ રહી છે, હું વફાદાર આશક બની રહેવા મગું છુ વિયોગ વેદનાથી કાયર થઇ બેવફાઇનું કાળુ કલંક લેવા માગતો નથી" ઇબ્ને મુસ્લીમે ચોખી ના પાડતાં દીલગીરી બતાવી.

ઇબ્ને મુસ્લિમે હવે હામીદ તરફ જોયું અને પુછયું "કેમ ભાઇ હામીદ ઠીક છે ને ? ગુલામની ગણત્રીજ શી ? તેના માટે મારા જીવજાન માશુક તરફ બેવફાઇ બતાવું. મેં માન્યુ કે હું તેની તરફ ભારે માયાળું વર્તન રાખું છું છતાં સલીમાની સરખામણીમાં આવા સંબંધો કશી નડતર નાંખી શકતા નથી જાફરાન માટે પણ સલીમા તરફ બેવફા ન થવાય ત્યાં સુધીનો વિવેક બનાવી શકાય છે"

વારંવાર તે હા હું કરતો પરંતુ અત્યારે તેણે ઇબ્ને મુસ્લિમની વાત તરફ બેદરકાર બનવાનું યોગ્ય ધારયું નહીં ટુંકાણમાં તેણે જવાબ આપ્યો "વફાદારી અને પ્રેમનો અર્થ તો એજ છે કે બીજી બાજુના વિચારનો સ્પર્શ મન સાથે થાય નહીં.

જાફરાન અને મરશુદ ભય અને આશા વચ્ચે હામીદના ઉત્તરની પ્રતીક્ષા કરતા હતા, તેઓ જાણતા કે ઇબ્ને મુસ્લિમ હામીદની વાતને વજનદાર ગણે છે અને તેમની કીસ્મતાના ચુકાદાને મદાર હામીદની જીભ ઉપર છે હામીદનો જવાબ સાંભળી બનેએ એક સાથે રૂદન કરવ માંડયું હામીદે જો કે ચોખીના પાડી નહોતી પરંતુ તેના શબ્દોનો ભાવાર્થ ઇબ્ને મુસ્લિમના અભિપ્રાયને ટેકો આપતો હતો.

આકાશની અજબ ગતિઓમાં ગુથાઇ કાળના એક પછી એક થતા આક્રમણો સહયા પછી માનવ હૃદય કંઈક પાતળી ચામડીનું થઇ જાય છે સારા માઠાની અસર તાકીદે થવા પામે છે ઇશ્ક તેમાં વીશેષતા ભોગવે છે આશકોનું હૃદય ઘણું પાતળું પડી જાય છે વિયોગ વેદના અને પ્રેમ યાતના સહેતાં તેમનું હૃદય કાબુમાંથી નીકળી જાય છે અને વાતની વાતમાં ચોધાર આંસુએ રડવા માંડે છે ઇબ્ને મુસ્લિમ અને હામીદ, મરશુદ અને જાફરાનના પ્રેમ રૂદનમાં સમિલિત થયા ચારેના ચારે ઘણીવાર સુધી રૂદન કરતા રહ્યા ખુદા જાણે હજુ પણ આ રૂદન લીલા કયાં સુધી ચાલ્યા કરતી પરંતુ કાવાખાનાના તેજ છોકરાએ આવી ઇબ્ને મુસ્લિમને કહયું.

"છાવણીનો એક અસ્વાર આવ્યો છે તે તમને બોલાવે છે."

ઇબ્ને મુસ્લિમ ને ત્રણે સોબતી ગભરાઇ ચમકયા. છોકરાને આવેલો જોઇ તેમના હોશ ઉડી ગયા પણ સઘળાએ પાડ માન્યો કે તેઓ એકાંત જગ્યામાં હતા. કાવાખાનાના કોઇ માણસે તેમનું વર્તન જોયું નહોતું કે ચારેને એક સાથે રડતા દેખ્યા નહોતા.

અસવારને આવેલો જાણી "ખુદા ખેર કરે" કહે તો ઇબ્ને મુસ્લિમે ઉભા થતાં હામીદને કહયું "ભાઇ! ચાલો જોઇએ શું વાત છે. અમે જુદીજ આશા રાખી હતી પરંતુ મામલો સઘળો પ્રતિકુળ જતો દેખાય છે. ખુદા જાણે પાશાને આ સઘળી વાતોની ખબરે છે કે નહી અને આસીફા ખાતુનને કેવા જે કેટલા અધિકાર પ્રાપ્ત થયા છે, તેણી આપણી સાથે શું કરવા માગે છે" હામીદનો જવાબ સાંભળવાની દરકાર કર્યા વિના ઇબ્ને મુસ્લીમ બાહર જવા માટે ઉભો થયો તેટલામાં સામેથી અંદર આવતો લશ્કરી અસ્વાર ઇબ્ને મુસ્લિમે જોયો.

લશ્કરી અસ્વારે કાવાખાનામાં આવી કાવાખાનાવાલા સાથે કેટલીક છાની વાતો કરી ઇબ્ને મુસ્લિમની નજીક આવી પુછયું.

"શું ઇબ્ને મુસ્લિમ તમારૂં નામ છે?"

ઇબ્ને મુસ્લિમે માથું હલાવી સ્વીકાર કર્યો.

સીપાહે કહયું "મમને સરકારી હુકમ સંભળાવવામાં આવે છે કે જયાં સુધી નામદાર પાશા અથવા તેમનાં બેટી આસીફા ખાનમ તરફથી બીજો હુકમ ન મળે ત્યાં સુધી તમારે કયાંયે જવું નહી."

આ સખત હુકમ સાંભળી ઇબ્ને મુસ્લિમ સુખાઇ ગયો. કાતરસ્વભાવે લશ્કરી સીપાહને પુછ્યું.

"શું મને કેદ કરવામાં આવ્યો છે. તુરકી સરકાર કે અરબ પ્રજાનો મેં કશો અપરાધ કર્યો નથી. હું એક સાધારણ મુસાફર છું અને થોડા દીવસ માટે અહીંયા ઉતર્યો છું."

લશ્કરી સિપાહે કશો જવાબ આપ્યો નહી તેણે કહ્યું "હુકમનું કારણ મેં પુછ્યું નથી અને તે પુછવાનો મને કશો અધીકાર નથી એટલે હું કશોય જવાબ આપી શકતો નથી." છેલ્લા શબ્દો પુરા કરી, ઘોડા ઉપર અસ્વાર થયો અને મરશુદ તથા જાફરાનને પોતાની સાથે લઇ જે તરફથી આવ્યો હતો તે દીશાએ ચાલવા માંડયું. ઇબ્ને મુસ્લિમ અને હામીદ પરસ્પર મ્હોં વકાસી જોતા ને જોતાજ રહી ગયા.



# પ્રકરણ ૧૭ મું.

## નાઠેલો કેદી.

ફીરફીર કે દાયરેહીમેં, રખતા હું મયેં કદમ,
આઇ કહાંસે ગર્દિશે, પરકાર પાઉં મેં.

અસ્વારનું સાધારણ કામ હતું ઇબ્ને મુસ્લિમને હુકમ મળ્યો "બીજો હુકમ મળતાં સુધી જવું નહી." પરંતુ ઇબ્ને મુસ્લિમના બળતા હૃદય ઉપર તેણે ઘી હોમવાની ગરજ સારી હતી. આ મનાઇ હુકમે તેને ગાંડા તુર જેવો બનાવી મુકયો. આ હુકમની અંદર કયો મર્મ છુપાયેલો છે એવા વિચારે તેની વેદનાનો પાર રહયો નહી. કદી તે આ હુકમને સાવચેતીનાં પગલાં ગણી ઉંચું કરી ઉડાવી દેતો ત્યારે કદી આસીફાનો પેગામ, પોતાનો ઇનકાર, મરશુદની જીદ, જાફરાનની કાકલુદી ઉપર વિચાર કરતો ત્યારે તેસમજતો કે આસીફા ખાતુન સખતાઇ કરવા માંગે છે. આવા વિચારો તેની વેદનામાં વધારો કરતા હતા ઇબ્ને મુસ્લિમ દીવાનો બની બેલછામાં શું નું શું બકી બબડી જતો હતો.

આવાજ તર્ક વિતર્કમાં દીવસ આખો વીતી ગયો. ખાવાનું હાજર કરવા માટે વારંવાર કાવાખાનાવાળાએ આગ્રહ કર્યો પરંતુ ઇબ્ને મુસ્લિમ ના પાડતો રહયો. હામીદની હાલત જુદાજ પ્રકારની હતી. તે તદન ચુપ ચાપ હતો. આંખ્યોમાંથી આંસુધારા વ્હેતી હતી ઇબ્ને મુસ્લિમે તેને કશુંય કહેવાનું યોગ્ય ધાર્યું નહી, મગરીબનો વખત થયો પરંતુ આજે ઇબ્ને મુસ્લિમ કે હામીદ નિમાઝ માટે મસજીદમાં ગયા નહી, કાવાખાના માંજ નીમાઝની બંદગી ગુજારી.

નિમાઝ પઢયા પછી ઇબ્ને મુસ્લિમે હામીદના કાનમાં કેટલીક છાની વાતો કરી. હામીદે તે બધુ અર્ધ સાવધાનીમાં સાંભળયું. ઇબ્ને મુસ્લિમે તેને ભાનમાં લાવી ફરી કાનમાં કંઇ કહયું. હામીદે તેને ઉતર આપતાં કહયું.

"તમારો અભિપ્રાય ઘણો સારો છે. પરંતુ તાકીદે કામ થવું જોઇએ. વખત ખોવાનો પ્રસંગ નથી. સાથેજ ધ્યાન રાખવું કે પહેરવાનાં લુગડાં ઉપરાંત કોઇ વસ્તુ લેવી નહી. એથી કોઇને શંકા થશે નહી. દરવાજા પાસે રહેતો કાતરી એ ખચ્ચર લઇ અવસ્ય આવી શકશે. રાતની રાતમાં ઘણી દુર નીકળી જઇશું."

હામીદને સાંભળી ઇબ્ને મુસ્લિમના કપાળે પ્રસન્નતાની લાલિમા પ્રકટી રાત્રિનું વાળુ માગવામાં આવ્યું ખાઇ. હાથ ધોઇ, બન્નેએ ચાનાં કપ ચઢાવ્યાં. ઇબ્ને મુસ્લિમે, હામીદને કહયું.

"બસ ભાઇ! વખત થયો. સાવધાન થાઓ."

હામીદ ઉઠયો કોટડીમાં જઇ ટ્રંક ઉઘાડી બે કાળા ડગલા કાઢયા ને ટ્રંકને તાળું વાસ્યુ. હામીદે ઇબ્ને મુસ્લિમને ઇશારો કર્યો. ઇબ્ને મુસ્લિમ ઉઠયો અને હામીદનો હાથ ઝાલી આસ્તે આસ્તે કાવાખાનામાંથી નીકળ્યો. બહાર આવી ગવરનર ઇસ્માઇલ પાશાના બંગલા તરફ જતા રાજ માર્ગ તરફ ચાલવા માંડયું.

ઇબ્ને મુસ્લિમે કાવાખાનાવાલાને કહયું જરૂરનું કામ હોવાથી સરકાર વાડે જાઉં છું. સરકાર વાડે જવામાં કશી હરકત નહી હોવાથી કાવાખા નાવાળાએ વધુ પરપુછ કરી નહી. બન્ને મિત્રો નીકલ્યા પરંતુ ઇબ્ને મુસ્લિમે જુઠી વાત કહી હતી અને સ્વાભાવીક રીતે જુઠી વાત કહેના રના પોતાનાજ મનમાં શંકા પ્રથમ આવે છે તેથી તેનું હૃદય ધબકારા મારતું તે, ફરી ફરીને પાછળ જોતો. જરાયે ખખડાટ થયો કે તેણે પાછળ ફરીને જોયું. કોઇ અસ્વાર દેખાયો અને તેનો જીવ નીકળી ગયો. કેટલીક વખત તે આવે પ્રસંગે થોભી જતા. આગળ પગ ઉઠાવતા પણ પાછળ પડતા. હામીદ ધકેલનો ન લઇ ગયો હોત તો ખુદા જાણે તેની દશા કેવી કઢંગી થાત.

બન્ને મીત્રો દરવાજા પાસે આવ્યા. એક ઝુપડામાં કાવાખાનુ હતું, શહેરના કાવાખાના માફક અહીયાં માણસોનો જમાવ નહોતો, દેશાવરના માણસો બેઠેલા અહીયાં દેખાતા હતા, કાવાખાનામાં શહેરની અને બીજી ખબરો પુષ્કળ મળતી એટલે એનીજ વાતોના શોખીનો કાવાખાનામાં જયાં તે ત્યાં દેખાતા હતા. કાવાખાનાની પાડોશમાં એક કાતરી રહેતો હતો. મુસાફરો માટે અસવારી વીગેરેની સઘળી ગોઠવણો તે કરી આપતો હતો. આ સબબે મુસાફરીએ જનારાઓ ઘણે ભાગે આ કાવાખાનાનો લાભ લેતા હતા.

હામીદે કાવા ખાનામાં આવી કાવાની પ્યાલી માગી. ઇબ્ને મુસ્લિમને કાવો આપી પોતે ગધેડાવાળા કાતરીની પાસે ગયો. બે મજબુત ખચ્ચર એક રાત્રિની મુસાફરી માટે માગ્યા. ગધેડાવાળાએ જવાબમાં કહયું.

"આજે કોઇ કાફલો જવાનો નથી."

"કાફલો જાય કે નહી" હામીદે કહયું "પણ અમારે જવું છે અને જરૂર જવું છે."

"માની લઇ એ કે" ગધેડાવાળાએ કહેવા માંડ્યું "તમે કહો છો તેમ તમને જરૂર છે છતાં પણ એક માણસ માટે હું વાહન આપી શકું નહી ખુદા જાણે પાછળથી શું આફત આવે. વળી સરકારની પરવાનગી વગર તમે જઇ શકતા નથી"

"અને જો તમને મ્હોં માગ્યું ભાડું આપવામાં આવે ત્યારે" હામીદે કહ્યું.

"આવી રીતે માત્ર એક અડચણ મટી શકે છે." ગધેડાવાળાએ ખુલાશો કરતાં કહયું 'પરંતું સરકારે મનાઇ કરી રાખી છે એનું શું કરશો."

"ખેર!" હામીદે આગળ ચલાવ્યું. "એની તમારે શી પરવા. તે માટે અમે પોતે જોખમદાર છીએ. સરકાર જાણે ને અમે."

"પરંતુ" ગધેડાવાળાએ વધારે સમજાવવા માંડયું" એમ તમે ધારો છો, હું નથી ધારતો. મારા ધારવા પ્રમાણે દરેક રીતે તમે સરકારને જવા બદાર છો. કદાચ મેં વાત છાની રાખવા પ્રયત્ન કર્યો ત્યાર પછી પણ આ વાત છાની રહેવી કઠણ છે. સાથેજ તુરકી સરકારની પ્રજા તરીકે મારાથી સરકારના હુકમનું ઉલનધન કેવી રીતે થાય. એક વફાદાર રઇયત તરીકે સરકારના હુકમનું ઉલ્લંઘ થતું હોય તો તે જાહેર કરવાની માનવ જાતિની ફરજ છે. બાદશાહનો હુકમ માનવાની દરેક માણસની ફરજ છે. વળી તમારા જેવા એકલા મુસાફરી કરનારાની શંકાભરી હાલત છુપાવી શકાયજ નહી."

કાતરીની વાતો અજબ દાંટડપટ અને દમ ભરાવનારી હતી. તે સાંભળી હામીદના હોશ ઉડી ગયા. તે ગભરાઇ ગયો. અને ખુદા ગધેડા વાલાને મનાવવા વિચાર કરવા લાગ્યો. પરંતુ કાતરીને સંતોષવા પુરતી કોઇ વાત તેની બુદ્ધિમાં આવતી નહોતી. હામીદને ચીંતામાં પડેલો જોઇ ગધેડાવાળો સમજી ગયો કે આવનાર માણસ સાથે કોઇ ગુપ્ત મર્મ સંબંધ ધરાવે છે. ઉપર ભાર દઇને કહેલી પોતાની વફાદારી અમલમાં મુકવાનો ખ્યાલ આવતાં નમ્રસ્વભાવે મીઠા શબ્દોમાં હામીદને કહ્યું.

"તમે પરદેશી લાગો છો. તમારી કપાળ રેખાઓ બતાવે છે કે તમને મારા કહેવાથી ભારે બ્હીક લાગી છે. પરંતુ મારી તરફથી તમને કોઇ રીતે નુકશાન પુગવાનું નથી એની ખાત્રી રાખજો. તમારા માટે બે ખચ્ચર

તહેયાર કરાવું છું. પરંતુ મારા શેખને ખબર કરી કહેવાની જરૂર છે કે એ ખચ્ચર મેં વેચી નાખ્યા છે એટલે તેના ટેક્સમાંથી હું છુટો થાઉં."

આ ગોઠવણ સામે હામીદને શંકા થઇ તેણે કહયું "માફ કરો! આજે જવાનો વિચાર માંડી વાળું છું. તે કામ શું કામ કરૂં જેમાં વિપત હોય" જવાબની વાટ જોયા વગર કાવાખાનનો માર્ગ લીધો. ઇબ્ને મુસ્લિમ વાટ જોતો હતો. બધી હકીકત કહી સંભળાવી. આ હકીકત સાંભળી ઇબ્ને મુસ્લિમની ચીંતામાં વધારો થયો. બંનેએ ગુપચુપ સલાહ કીધી કે બંનેએ પેદલ કોઈ દિશાએ નીકળી જવું. કારણકે બે ત્રણ તુરક સીપાહો કાવાખાનામાં આવી પુછતાછ કરી રહ્યા હતા કે કોઇ માણસ દરવાજાની બાહર ગયો તો નથી.

ઉપલી ગોઠવણ નકી થતાં બન્ને એ કાળા ડગલા પહેરી લીધા કાવા ખાનાવાળાને પઇસા આપી ચુકયા હતા એટલે સીધા રાજ માર્ગ તરફ ચાલવા માંડયું. ચારે દિશાએ નંજર ફેરવી, કોઇ પુંઠે નહીં હોવાની ખાત્રી થતાં ચોકસ મથકના નિશ્ચય વિના સીધે રસ્તે ચાલવા માંડયું.

કાતરી ખરો રાજભકત હતો. વચનનો સાચો હતો. તે શુધ્ધ હતો. તેનો વિચાર હતો કે સરકારી કાનુનનું ઉલ્લંઘન થાય નહી, હામીદ સત્તાવાળાઓની પરવાનગી વીના શહેરમાંથી નીકળી જાય. સાથેજ મારી તરફથી તેને કશું નુકશાન પણ સહન કરવું પડે નહી. પ્રથમ તો તેણે ધાર્યું કે હામીદે પોતાનો વિચાર માંડી વાળ્યો હશે પરંતુ તેને સુજયુ કે તેણે પોતાનો મર્મ છુપાવવા અને કાનુનના પંજામાંથી છટકી જવા છળ કર્યો હશે. આ વિચાર આવતાં તે ઉઠયો અને લાકડી પકડી કાવાખાનામાં દાખલ થયો.

હામીદ અને ઇબ્ને મુસ્લિમ કાવાખાનામાંથી ચાલ્યા ગયા પછીજ અબદુલ્લા કાતરી (આ ગધેડાવાળાનું નામ છે.) કાવાખાનામાં દાખલ થયો. કાવાખાનામાં બળતી રોશનીની મદદમાં તેણે ખુણે ખુણામાં નજર નાંખીં શોધ કરવા માંડી પરંતુ હામીદ દેખાયો નહી, અબદુલ્લાએ પોતાની આંખોના તેજ ઉપર ભરૂસો કર્યો નહી, આંખો મસળી તેણે ફરી જોવા માંડયું, તે ઉઠયો અને દરેક માણસની પાસે જઇ તેને જોવા લાગ્યો, તેમની વાતો સાંભળી, પરંતુ હામીદ હોય ત્યારે દેખાયને.

કાવાખાનામાં ફરતાં ફરતાં ઘરડો અબ્દુલ્લા કાતરી થાકી ગયો, એક કાચનો ડડો પકડી ઉભો રહયો, દમ આવતાં તે પાછો ફર્યો ને ઝુંપડામાં

આવ્યો. તાકીદે એક ખચ્ચર તઇયાર કરી રાજમાર્ગ ઉપર ચાલ્યો આ રાજમાર્ગ મક્કામાં તરફ જતો હતો. તેનું ખચ્ચર પાંચેક ડગલાંય નહી ગયું હોય કે સામેથી તુરક અસ્વારોની ગાર્ડ આવતી દેખાઇ. ગાર્ડના અમલદારે અબદુલ્લાનું નામ લઇ સાદ પાડયો.

"લબ્બયક, યા આફન્દી!" અબદુલ્લા તુરકી અમલદારને સલામ ભરી માથું નમાવી ઉભો રહયો. અમલદારે પુછ્યું શું આજે કોઇ કાફલો ગયો છે."

"નહી આફન્દી!" અબદુલ્લાએ કહયું 'આજે કોઇ માણસને કે કાફલાને જવાની પાશાએ મનાઇ કરી છે."

"અબદુલ્લા!" અમલદારે દ્વાબ બેસાડતાં ધમકાવીને પુછ્યું–"તમે ઘરડા થયા છો. રજ જેટલું ફરેબ જણાતાં જહાનમાં ચાલ્યા જશો. સાચે સાચું કહો?"

"સાહેબ તદન ખરૂં કહું છું." અબદુલ્લા બોલ્યો.

"કોઇ ખચ્ચર તમારે ત્યાંનું ભાડે ગયું છે?"

"કોઇ નહી."

"અને આપ્યું હોય તો?" અમલદારે દમ ભરાવ્યો.

"જો મારૂં કહેવું ખોટું હોય તો મરજીમાં આવે તે સજા કરો."

'તમારો તબેલો બતાવી શકો છો?" અમલદારે પુછ્યું.

"બેશક" અબદુલ્લા ખચ્ચર ઉપરથી કુદી પડયો અને અમલદાર તરફ જોઇને કહ્યું "બિસ્મીલ્લાહ! આવો, પધારો ને જુઓ."

અબદુલ્લા એવા ખુલ્લા દીલે બેધડક જવાબ આપ્યો કે કોઇને શંકા થઇ શકેજ નહી. તુરક અમલદારે વાતનું સ્વરૂપ બદલતાં પુછ્યું.

"નહી, એની કશી જરૂર નથી. મને ખાત્રી છે કે તમે ખરૂં કહો છો. પરંતુ શહેરના મોટા કાવાખાનામાંથી બે મુસાફરો કયાંય ચાલ્યા ગયા છે. પાશા તેમની, તકેદારી ભારે ઉત્કટ સાથે રાખે છે. માઇલો સુધી મક્કા શરીફની સડક ઉપર શોધી આવ્યા પરંતુ પત્તો નથી તમે કહો છો કે મે કોઇ મુસાફરને અસવારી આપી નથી ત્યારે આ લોકો કયાં ગયા."

તુરક અમલદારને સાંભળી અબદુલ્લાએ માથું ધુણાવ્યું અને હામીદના ઇરાદા બાબે કહયું.

"થોડી વાર ઉપર એક જવાન માણુસ બે ખચ્ચરની મારી પાસે માગણી કરી હતી. પરંતુ પાશાના હુકમને આધારે મેં ના પાડી. તે મુસાફર કહેતો હતો કે આજે હું જઈશ નહી. પરંતુ કેટલીય વારથી હું તેને શોધું છું. કાવાખાનામાં પત્તો નથી. મારા ધારવા પ્રમાણે તે પેદલ ગયો હશે. વળી તે બે માણસો હોવા જોઈએ. કારણ કે તેણે બે અસ્વારીઓ માટે કહયું હતું. વળી અજાણ્યા રસ્તે ગયા હોય એવી ધારણા કરવી ખોટી નહી કહેવાય. અત્યારે હું તેમની શોધ કરવા માટેજ નીકળ્યો હતો. મેં તેમને કોઇ જાતની હરકત નહી કરવાનું વચન આપ્યું છે છતાં નામદાર પાશાના હુકમનું કોઇ માણસ ઉલ્લંઘન કરે એ મારાથી સહન થાય નહી. મરજી હોય તો તમે પણ સાથે આવો.

અબ્દુલ્લાને સાથે લઇ તુરક અમલદાર સઘળા ગારદના અસ્વારો સાથે હમણાં હમણાં હામીદ અને ઇબ્ને મુસ્લિમ જે માર્ગે ઉપ ડગયા હતા તેજ રાજ માર્ગ ઉપર જવા ઉપડી ગયા.

અબ્દુલ્લા અને તુરક અમલદાર હવા સાથે વાત કરતા પુંઠે લાગ્યા હતા તેજ સમયે ઇબ્ને મુસ્લિમ અને હામીદ પણ પગ મારતા ચાલ્યા જતા હતા. પુઠ પાછળથી આવતા દરોડાનું ધ્યાન આવતાં પાછળ ફરી ફરીને જોતા અને ખાત્રી થતાં આગળ ચાલતા હતા. જરા જેવા ખખડાટ ઉપર કાળજુ ઉછાળા મારતું હૃદય ધબકરા કરતું અને ઉભા થઇ ચારે દિશાએ બારીક તપાસ કર્યા પછી આગળ ચાલતા. ભય, નિરાશા અને સ્નેહ બળત્રાએ બન્ને ગાંડાતુર જેવા આડા અવળા પગ મારતા ચાલ્યા જતા હતા. જેમ બને તેમ તાકીદે તાયફથી દુર નિકળી જવાની ઇચ્છા હતી ડગલે ડગલે "જલદી ચાલો જલદી ચાલો" નો છાનો ગણાટ સંભળાતો હતો.

પોતાનું સઘળું દઇવત ખપાવી બન્ને ચાલ્યા અને તાયફથી કેટલેક અંતરે પહોંચ્યા. હવે તેમને થાક જેવું દેખાતું હતુ એટલે સ્હેજ ધીમા પડયા. પણ પાછળથી અચાનક ઘોડાના પગરવટનો અવાજ સંભળાયો આ સાથેજ ઉભયે પરસ્પર એક બીજા સામું જોયું, અંધારી રાત હતી અને આકાશ ઉપર વાદળ આવ્યાથી સઘળે ભારે અંધકાર ફેલાયો હતો, બન્ને એ એક સાથેજ કહયું.

"બેશક. પુઠે કોઈ આવે છે, ભારે પીડાની વાત થઇ."

ઘોડાના પગનો અવાજ જેમ જેમ પાસે આવતો તેમ તેમ તેમની ચીંતામાં વધારો થતો અને પગ આગળ સાલવા ના પાડતા હતા, અંતે ગભરાયેલા આ બન્ને પ્રાણીઓ સડકની બાજુએ ઉભા થઇ ગયા. પળે પળે ઘોડાની ટાપો પાસે આવતી હતી, ક્ષણેક પછી વાત કરતા માણુસોનો સાદ પણ સંભળાયો, આ કટોકટીના વખતે કોઇ આશરો આપતા મથકે છુપાઇ લપાઇ ગયા વિના આરોજ નહોતો, બન્ને સડકપરથી ઉતરી બાજુની પહાડી પાસે પડેલા એક મોટા પથરા પાછળ છુપાઇ, પુઠે આવનારા શું કરે છે એ જોવા લાગ્યા.

તુરવ ગારદ અને અબદુલ્લા વાતો કરતા ચાલ્યા હતા અસવારો ઇબ્ને મુસ્લિમ અને હામીદની સામેથી પસાર થઇ રહયા હતા પરંતુ સામેના અંધકાર અને પથરાની આડમાં તેઓ હામીદ કે ઇબ્ને મુસ્લિમને જોઇ શકયા નહી બન્ને જવાનો માનમાં ભારે પ્રસન્ન હતા અને મોટામાં મોટી આફત ટળી જવા માટે ખુદાના પાડ માનતા હતા પરંતુ દઉવયોગે એક ઘોડો ચમકયો અસવારે ઘોડાને કાબુમાં રાખવા ભારે પ્રયત્ન કર્યાં છતાં પણ ઘોડો સડક મુકી, ઉછળતોને કુદતો ટેકરી તરફ આવ્યો હજાર પ્રયત્ન છતાં ઘોડો કાબુમાં આવ્યો નહી અને કુદતાં કુદતાં હામીદના અડોઅડ આવી પાછલા પગે લાત ઉછાડી આ અણુધારી લાતનો કમનસીબ હામીદ ભોગ થઇ પડયો ગરીબ હામેદ સખત ઘવાયો અને ઘણુંયે દબાવ્યા છતાં અણુધારી ચીસ નીકળી ગઇ ચીસ સાથેજ તે જમીન ઉપર પટકાઇ પડયો પડતાં પથરા સાથે અફળાયો પડતા ઉપર પાટુંની કહેવત ચારેતાથ થઇ તે જમીન પડતાંજ બેભાન થઇ ગયા ચીસ સાંભળતાં અસવારો એ મસાલો બાળી અને ટેકરી પાસે આવ્યા ઇબ્ને મુસ્લિમના શરીરમાં લોહીની પ્રગતિ અટકી ગઇ તે પીળો રચક પડી ગયો ભયનો માર્યો ઉભોને ઉભોજ રહી ગયો સખત ઘા થયા છતાં પણુ હામીદ ઉઠી બેઠો અને ઉભો થવા પ્રયત્ન કર્યો પરંતુ તેનામાં શકિત નહોતી, મન કાબુમાં નહોતું અને થયેલા ઘામોથી લોહીની ધારાવહેતી હતી કપાળ મ્હોંડું લોહીમાં તરબોળ હતું અસવાર નીચે કુદી પડયા અને હામીદની સારવાર કરવા લાગ્યા કાતરીએ ટેકરી ઉપર ચઢી ચોરેગમ નજર દોડાવી અને એક દીશાએ ખચ્ચર દપટાવી મુકયો થોડીવારમાં પાણી લઇ તે હાજર થયો.

અબ્દુલાહે જલદી જલદી હામીદના હાથ મેંહ ધોવાડયાં અને માથા ઉપર ઓઘેલો રૂમાલ ખસેડવા પ્રયત્ન કર્યો પરંતુ હામીદે નહી કહેતાં તેનો હાથ પકડી લીધો સારવાર કરનારા સઘળાયો ઘાયલનું માથુ ખુલ્લુ કરવા એક મત થયા. તુરક અમલદારે જબરદસ્તી માથા ઉપરનો રૂમાલ છોડી નાંખ્યો. અત્યારે રૂમાલ નહી છોડવા માટે આગ્રહ કર્યો અને " હાં હાં, કહી રૂમાલ પકડવા હાથ લંબાવ્યો પરંતુ કેડ ઉપર પડતા લાંબાવા હાથમાં આવ્યા. હામીદે વ્યાકુળ થઇ ડગલો માથા ઉપર ઓઢી લીધો પરંતુ નીર્બળતાએ ઉભો રહેવા દીધો નહી એક ઉંડો નિશ્વાસ નાંખી બેસી ગયો અને કહયું.

" ખુદાને વાસ્તે રૂમાલ બાંધેલોજ રહેવાદો.

આજારી હામીદે અબ્દુલ્લાના ખોળામાં માથું નાખી દીધું અબ્દુલ્લાહે પણ હામીદનું માથું બાંધવું યોગ્ય ધારયું કારણ કે માથું બાંધવાને વારંવાર ઉઠી બેસવા પ્રયત્ન કરતો અને શકિત નહી હોવા છતાં પણ માથું બાંધવા પછાડો મારતો.

થોડીવારમાં હામીદની તબીઅત સુદરી એટલે અબ્દુલાહે તુરક અમલદારના કાનમાં કહયું " મારા ધારવા પ્રમાણે તમે શોધતા હતા તેજ આ માણસો છે."

અમલદારના ઇશારાથી બે અસ્વારોએ પોતાના ઘોડા ખાલી કર્યા અને એક ઉપર હામીદને તથા બીજા ઉપર ઉભેલા ઇબ્ને મુસ્લિમને અસ્વાર કરવામાં આવ્યા; સઘળું ઠીક થતાં બધા અસ્વારો જે દિશાએથી આવ્યા હતા તેજ દીશાએ જતા દેખાયા.



## પ્રકરણ ૧૮ મું.

### વિચિત્ર વાતચીત.

સવારનો તે સુંદર સમય છે જેને લોકો રળીયામણા પ્રાતઃકાળને નામે ઓળખાવે છે રૂપેરી ઉજવળ પ્રકાશની આનંદી માત્રા પુર્વ દિશાએથી પ્રસરતી જાય છે. તારા એકેક કરીને અદ્રસ્ય થતા જાય છે. રહી રહીને અજબ નિરતેજ પ્રકાશ વીલોપ થાય છે નિરાશાભરી નજરે સંસારને અલવિદા કહેતા દેખાય છે પુર્વ દિશાના તેજસ્વી ગોળાકારમાં હલકી હલકી રતાશ ઉઠતી જાય છે જેના ઉપર નજર પડતાં મોહમાં મનફસાએલાઓને કોઇ મોહિની મુર્તિની અજબ અદાએ મુખકમળ ઉપર પડેલી શોભાયમાન શાળ ઉપાડવાના સમયનું સ્મરણ થાય છે. હૃદય ઉપર નહી સ્હેવાય એવો સીતમ તુટતો જણાય છે શીતળ ને મંદ મંદ પવન નૃત્ય કરે છે અને મેદાનમાં ઉગેલા તરૂઓને થાપડી થાપડી શુદ્ધિમાં આણે છે. બે સબર આશકનાં આસુઓ જેવાં પુષ્પ પાંખડીઓ ઉપર પડેલાં છે ઝાકળનાં બંદુઓ નીરાશ થઇ જમીન ઉપર પડતાં જાય છે પક્ષિ અને પશુ ભકિતમાં અનેક આનદી સ્વરે અનેક રાગણીઓ અલાપે છે કેટલાંક નાનાં નાનાં પક્ષીઓ માળામાંથી નીકળી સુગંધીત પુષ્પોની સુવાસ લેવા વૃક્ષલતાઓ ઉપર જઇ બેઠાં છે નાજુખ ડાળીઓ લચકી લચકી સીમતન માશુકની ખુશ રફતારનો ભાસ કરાવે છે.

હવાના વેગ સાથે નાજુક ફુલની પાંખડીયો વિખરાતી જાય છે ખુલ ખુલ ઉડી ઉડી ફરતી કાચી કળીઓની પાંખડીઓની પરવા કર્યા વિના હવાના સપાટા સાથે નિર્દય બની ચાંચનો ધા કરી મનમાં માલતી ફરે છે છતાં પણ તે કરમાયેલાં ફુલો કરતાં આ જખમી કળીયોની સ્થીતી ઘણી સારી છે. જે રાત્રી આખી કોઇ નાજુક સુકોમળ પુવતીના ગળાનો હાર કે હાથના ગજરાનો સહવાસ ભોગવી મસલી, મચડી, ચગદી અત્યારે કચરાની ટોપલીને અર્પણ કરવામાં આવ્યા છે કદાચ તેમને શાંતિ હોય તો માત્ર એટલીજ કે કોઇ રૂપની દેવીને આલીંગન કરવા કે માથે ચઢવાનું અભીમાન તેઓ ભોગવી ચુકયા છે છતાં પણ આ કાચી કળીઓને શાંતિ છે કે માળી તેમને સાચવશે, તાપ, તડકાથી બચાવી સાંજરે કોઇ મન મોહક લલનાને ગળે મળવાનો આનંદ પ્રસંગ મેળવી આપશે અને એવું

સદભાગ્ય નહી મળે તો કોઇ નિરાશ આશકની ઘોર ઉપર ચઢી ફાની જગતની છેલ્લી હવાખાઇ લેશે.

નામ અને સુસહીના આશકોની સ્થીતીએ અત્યારે નવું સ્વરૂપ ગ્રહણ કરયું છે શીશા અને પયમાના સીજદામાં અને સાકી મદમાં મસ્ત થઇ બેભાન પડયો છે આંખ્યો બંધ છે અને હોશો હવાસ રૂખસ્ત થયા છે. હોંઠો ઉપર શરાબની ખુમારીએ પાપડીઓ જમાવી દીધી છે પાસુ ફરવતાં આ મતવાલાઓના અંતરમાંથી જે લાંબા નિશ્વાસ નીકળે છે તેમાં અજબ પ્રકારની બળત્રા, જોનારાઓની જયોતિને ઝાંખમાં આંણે છે.

રાત્રી આખી હુ હકકની ગર્જના કરનારા આબીદો, ઝાહિદો ભકતો મહર્ષિઓ, મહાત્માઓ, દાંભિકો મલ્લાઓ ઉઠયા છે અને વુઝુ કરી નીમાઝની તઇયારીમાં પડયા છે મસજીદમાં બાંગીએ અલ્લાહો અકબરની ગર્જના કરવા માંડી છે રાત્રી આખી મનમાનતી લલતાઓને હઇયે હેત કરી ઓતપ્રોત થયેલાઓ ગભરાઇ, ગભરાઇ ઉઠવા માંડયા છે એકના હોઠ હસી રહયા છે ત્યારે બીજાની આંખો લજ્જાની મારી નીચીને નીચીજ થતી જાય છે એક ફતેહમંદ છે ત્યારે બીજો પુરતુ પાણી બતાવ્યા છતાં પરાજય પામી શરમાઇ રહયો છે કોઇ ઉષ્ધનની ઉષ્ધતાઇથી સુકોમળ વસ્ત્રો મસકાઇ ગયાં છે ગુલાબને શરમાવનારી ગાલોની રતાશમાં સોસન જેવી રસવિહિન થઇ ગઇ છે નેત્રોનું અંજન કદરૂપું થઇ ગયું છે ફણી બંધ કેશ વિખરાઇ ગયા છે આરસી જોઇ અણુથક પ્રયત્ન કરી સ્વાભિ માનની તે જયોત તે પ્રકાશ અને તે અસ્પર્શ્ય શોભા ઉત્પન્ન કરવામાં આવે પરંતુ દઇવતને અંદરને અંદરજ દેવ લઇ જાય છે અને નયનકટાક્ષ કરનારની સામેથી નજર ફેરવ્યા વીના આરોજ નથી.

તાયફના બજારમાં અત્યારે ઝાઝી આવજા નથી મસજીદમાં બાંગ થઈ ગઇ છે અને સવારે ઉઠવા ટેવાઇ ગયેલા જરૂરી કામોથી પરવારવા આવજા કરી રહયા છે નિમાઝ જમાઅત સાથે પઢવા મસ્જીદ તરફ જઇ રહયા છે આ ભળભાંખળે ઇસ્માઇલ પાશાના બંગલામાંથી બુરખામાં છુપાયેલી એક યુવાન બાળા નીકળે છે તેણીની પાછળ એક શીધણુ પણ છે. દરવાજામાંથી નીકળતાં બુરખાવાળી બાનુએ શીઘણુ તરફ જોયું અને આંખ્યોમાંજ કોણુ જાણે શું સંકેત કર્યો કે તેણી પાછી વળી એક બારણું ઉઘાડી વિલોપ થઇ. થોડી વારમાંજ સુંદર જીન અને

સોનેરી લગામ ચઢાવેલું એક ખચ્ચર લઇ ગુલામ હાજર થયો. તેની પાછ ળ પાછળ કાળી શીખણ પણ આવી પહોંચી.

બુરખા બાનુ ખચ્ચર ઉપર અસ્વાર થઈ. ખચ્ચર પુર વેગે ખદેડી મુકયો કે જોનારાઓ છક થઇ ગયા. તેણીએ વધારે લાંબી મુસાફરી કરવી નહોતી શહેરની પુર્વ દિશાના દરવાજા આગળ પહોંચ્યા પછી બાજુની સડકે વળી એક સુંદર બગીચામાં દાખલ થઇ. બુરખા બાનુનો ખચ્ચર બગીચાની અટપટી સડકો પસાર કરી મધ્ય ભાગમાં આવ્યો. અને સામે દેખાતા બંગલાની પુર્વ દિશામાં દેખાતા વરંડાની નીચે જઇને થોભી ગયો. બાનુએ નીચે ઉતરી ખચ્ચરને ખજુરીની ડાળી સાથે બાંધ્યો. બુરખા બા નુએ વરંડામાં જઇ એક દરવાજાની સાંકળ ખટખટાવી. તરજ દરવાજો ઉઘડયો. પચાસ મહોરમ પસાર કરેલી એક વૃધ્ધ સ્ત્રી બુરખા બાનુનું આગ મન કરી અંદર લઇ ગઇ. બુરખાબાનુને બેસવાનું કહેવા અગાઉ વૃધ્ધાએ પુછ્યું.

"બેટી આસીફા! બગીચાનો દરવાજો તમે વાસ્યો કે નહી."

"નહી" આસીફાએ બેધડક જવાબ આપવા માંડયો 'મરીયમ મા! દરવાજો વાસવાનું મને યાદ આવ્યુંજ નહી. ચાલો જઇને વાસી આવું છું"

મરીયમે સમજાવ્યું કે હું તો માત્ર સાવચેતીને માટે કહેતી હતી. પરંતુ આસીફાએ માન્યું નહી તેણી પાછી વળી અને દરવાજાનાં કમાડ બંધ કરી પાછી આવી. સવારની નિમાઝનો વખત ભરાયો હતો એટલે બન્નેએ નિમાઝની બંદગી કરવા માંડી. નીમાઝથી પરવાર્યાં પછી મરી યમે આસીફાને પુછ્યું.

"બેટી! તબીઅત કેવી છે."

"અલ્હમદો લિલ્લાહ! જીવું છું ને શુકર કરૂં છું."

"ઘરમાં બધા કુશળ છે?"

"જી, મા!" આસીફાએ કહેવા માંડયું "પિતાજી અને મુબારક કાકા ગઇ સાંજરે પધાર્યાં છે. મસજિદની નોકરી એક માન્દ સાથે હતી. તે પણ બપોર સુધી આવી જવાની વકી છે."

"મને લાગે છે કે વખતની વાટ જોતી હતી તે વખત હવે પાસે આવી પહોંચ્યો છે" મરીઅમે કહ્યું.

"બુધું તો થયું" આસીફાએ ચલાવ્યું "પરંતુ મરીયમ મા અત્યાર સુધી આ બધાને બોલાવવાનું કંઇ કારણ તમે બતાવ્યું નહી."

"ગભરાઓ છો શું કામ" મરીયમે સધીઆરો આપવા માંડયો "જે છે તે છાનું તો નહી રહે."

"ખરૂં પુછો તો મસઉદના નામથી મારી રૂહ કંપે છે."

"નહી, બ્હીવાનું કશું નથી. મસઉદ તમારૂં કઇ કરી શકે એમ નથી."

"મસઉદ એટલી સખતાઇ નથી કરી શકતો" આસીફાએ કહેવાનું ચાલુ રાખ્યું "જેટલી નિર્દયતા તેનો મિત્ર સાલેમ વાપરે છે."

"સાલેમ પોતાના વર્તન માટે પસ્તાય છે" મરીયમે હસતાં હસતાં કહેવા માંડયું. "નજીકમાંજ પોતાના અપરાધો માટે તે તમારી માફી માગનાર છે."

"હું કદીયે માફ નહી કરૂં" આસીફાએ ચલાવ્યું "તેણે મારી આબરૂ અને જીવ લેવામાં કશુંએ બાકી રાખ્યું નથી. જો ઇબ્ને મુસ્લિમ મારી રક્ષાએ ન આવે તો તે મને ઠાર કર્યા વિના કદી પણ મુકે તે નહી."

"એમાં કેટલીક ગેર સમજુતીઓ પણ થઇ છે." મરીયમે ગંભીર થઇ આગળ કહેવા માંડયું "મસઉદ પોતાની ખત્તા કબુલ કરશે. તમે નાહક બીહો છો. પાશાની બેટી તરીકે તેમનું ભવિષ્ય તમારા હાથમાં છે. પણ જયારે તમારો સંબંધ બીજા સાથે બંધાઇ જશે ત્યારે તેને તમારી સામે વેર રહેશે નહી તેમ તેનું કશું પરીણામ આવશે નહી. પણ યાદ રાખો કોઇ વખ્તત તમને નારાજ થવાનું કારણ મળે તો મારી પરવાનગી વિના કોઇ પણ સારૂં કે નઠારૂં કામ કરવું નહી"

"જી નહી." આસીફાએ કહેવા માંડયું "તમોજ વીચારો કે જયારથી તમે મારી ચોકકસ બાબતોની ખબર આપી છે અને ખરા વાલી તરીકેનું હેત બતાવ્યું છે ત્યારથી મેં આપની કેવી તાબેદારીને ફરમાન બરદારી કરી છે."

"ખુશ રહો બેટી, સુખે રહો." મરીયમે આશીષ આપી

"માતાજી!" આસીફાએ ફરી બેચેની બતાવવા માંડી "હવે નથી રહેવાતું. ઇબ્ને મુસ્લિમ ચિંતામાં ઓગળતો હશે!"

"કદાચ તમને આટલી ઉતાવળ છે તો સાંજે હું આવીશ. પણ પાશા મારી હાજરીથી નારાજ ન થાય તો હું અવસ્ય આવીશ." મરીયમે કહ્યું.

"તેઓ કદી નારાજ નહી થાય" આસીફાએ ખાત્રી આપી કહ્યું "મ.રા માટે સઘળું કરવા તેઓ તઇયાર છે."

"વારૂં, ત્યારે મગરેબ પછી આવીશ. મરીયમે કહ્યું."

"બહુ સારૂં" કહી આસીફા મરીયમ તરફ જોઇ રહી. તેની અ ખો કહેતી હતી કે તેણી જવાની રજા માગે છે. મરીયમે આ.શીષ સાથે જવાની પરવાગી આપી. હતી. મરીયમ ખચ્ચર ઉપર અસ્વાર થઇ અને જેટલી ઝડપે આવી હતી તેટલીજ ઝડપે ખચ્ચર દોડાવતી બંગલે આવવા ઉપડી ગઇ. તેણીના મનમાં અજબ પ્રકારની અનેકાનેક તરંગો ઉઠતી અને તેને ચિંતા થતી કે આ સઘળી વાતો કરવાનો મરીયમનો શું હેતુ છે. મરીયમે તેણીને કહ્યુ હતું કે "હું પરવાનગી ન આપું ત્યાં સુધી તેણીએ ઇબ્ને મુસ્લિમને કોઇ વાત કહેવી નહી." આ કારણે તેના મનમાં વધારે ઉત્પાત આવ્યો હતો. આ સઘળી ચિંતાઓએ એકત્ર થઇ તેણીએ કશાય નિશ્ચય ઉપર આવવા દીધી નહી.

આસીફાના ગયા પછી એક ખુણામાં પડેલો પટારો મરીયમે ખોલ્યો અને તેમાંથી બે નનકડી પોટલીઓ, થોડાક કાગળોને નાની સાઇઝની એક હીમાયલ શરીફ કાઢી એક પોટકું બાંધ્યું. અત્યારે મરીયમ ભારે પ્રસન્ન દેખાતી હતી. એવું લાગતું કે જાણે તેણીને કોઇ ભારે કીમતી વસ્તુ પ્રાપ્ત થઇ છે.

આ વૃદ્ધ બાનુ બાર તેર વર્ષથી તાયફમાં રહેતી હતી અચાનક એક રાત્રે કોણ જાણે કયાંથી આવી ગઇ હતી તેણી સદાચારી, સદગુણી, શરીયતની પાબંધ અને દયાળુ સ્વભાવની હોવાથી લોકો તે બાનુ માટે ભારે માન ધરાવતા હતા તેણી ઝાઝીવાતો કરતી નહોતી અને કોઇ વખત પણ ઘર બહાર જતી નહી તેણી તાયફ આવી તેજ દીવસે અનાયાસ ગવરનર સાથે મુલાકાત થઇ ગવરનરે આ બગીચામાં રહેવાની મરીયમને પરવાનગી આપી ઘણા હાજતમંદ માણસો દુઆ આશીષ માટે મરીયમની પાસે આવતા હતા તેણી કોઇની પાસે કશું લેવાની આશા રાખતી નહી એક બબરચી તેણીના ખાવા માટે વ્યવસ્થા કરતો હતો કપડાં લતાંની ફીકર નહોતી જે તુરક અમલદાર મળવા આવતો તે આ નેકબાનુ માટે કપડાં લાવતો હતો તેણીની જીભ સ્હેજ અચકાતી હતી પરંતુ મીઠીવાણી અજબ અસર હતી સાંભળનારાના હૃદયમાં તે પાકબાનુની વાત કોતરાઇ રહેતી.

---

# પ્રકરણ ૧૯ મું.

## અદાલતને આંગણે.

ફિક્ર હયે દોસ્તકો, એહવાલ સુનાઉં કયોંકર;
ટુકડે હોતા હયે કલેજા, મેરે અફ્સાનેસે.

સુરજ આથમ્યા પછી અંધકાર ફેલાયો છે. દીવાબતી થઇ ગઇ છે. મસજીદમાં ઈશાની અઝાન દેવાઇ ગઇ છે. ઉતાવળીયા મુસલ્લીઓ ઇશાની નમાઝ પઢી પરવારતા જાય છે બતી વગર ગલીઓ ને શેરીઓમાં ફરવું કઠણુ છે ઇસ્માઇલ પાશા વિશાળ બંગલાના દીવાન ખાનામાં કચેરી ભરી બેઠા છે ખાસ ખાસ કામને લગતા બે ચાર માણુસો બેઠા છે પણુ લોકોની ઠઠ નથી હાલીમવાલીઓ ભટકતા દેખાતા નથી વકીલ કારકુનોનો પણુ પ-તો નથી આ આમ અદાલત નથી ખાસ અદાલત છે અને તેમાં પરવાનગી મેળવ્યા વિના આવવાની પરવાનગી નથી. શહેર છોડવાની બંધીનો ભંગ કરી નાસીજવાનો ઇબ્ને મુસ્લિમ સામે મુકદ્દમો ચાલનાર છે તેની ઉપર આરોપ મુકવામાં આવ્યો છે કે તુરકી સરકારે મનાઇ હુકમ બહાર પાડયાની ખબર હોવા છતાં જોખમભર્યા રસ્તા એ જવાનું તેણે સાહસ કર્યું હતું.

દીવાન ખાનાની વચ્ચે એક કઠેરો છે. કઠેરાની પાસે મોટું ટેબલ અને ટેબલની આજુબાજુ કેટલીક ખુરશીઓ ગોઠવેલી છે ટેબલ ઉપર કાગળ, કલમ વગેરે, લખવાની કોઇ વસ્તુ નથી એક લાંપ બળે છે જેનાં કીરણો ઇસ્માઇલ પાશા અને લશ્કરી સેનાપતિ અહમદ આફંદીના મ્હોંડા ઉપર પડે છે એક તેજસ્વી કીટસન લેમ્પ ઉપર ટાંગેલો છે અને પોતાના પ્રકાશથી દીવાન ખાનામાં સુરજની હરીફાઇ કરતો પ્રકાશ નાંખે છે.

ઇસમાઇલ પાશા અને અહમદ આફન્દી ચુપચાપ બેઠા હતા તેટલામાં આસીફાખાનમે દીવાનખાનામાં પ્રવેશ કર્યો માથુ નમાવી સલામ ભરી ઇસમાઇલપાશાએ આશીષ આપી ખુરશી ઉપર બેસવા ઇશારો કર્યો બાનુએ ખુરશી ઉપર બેસી ટેબલ ઉપર મુંકલી ઘટડી વગાડી. એક શીધી ગુલામ અંદર આવ્યો આસીફાએ હુકમ કર્યો.

"ઇબ્ને મુસ્લિમને પોતાના સોબતી સાથે અંદર આવવા કહો અને મસઉદ કદાચ હાજર નહોય તો તેને બોલાવી લાવવા છાવણીમાં માણસ મોકલો."

ગુલામ બહાર ગયો અને બીજી પળે ઇબ્ને મુસ્લિમ, મરશુદ, મસઉદ અને મુબારક વગેરે માણસો સલામ ભરી દીવાનખાનામાં દાખલ થયા.

હામીદ, ઇબ્ને મુસ્લિમની સાથે નહોતો એટલે જે ખુરશી ઉપર બેસવા તેને ઇશારો કરવામાં આવ્યો હતો ત્યાં બેઠક લેતા પહેલાં તેણે અદબ સાથે કહયું.

"મારા વ્હાલા મીત્ર હામીદની તબીઅત આજારી છે એટલે તે લાચારીએ હાજર થઇ શકે એમ નથી. તેણે ભારે આજીજી સાથે સલામ અરજ કરી છે તેણે કહયું છે કે આસીફા ખાતુન મારી બ્હેન છે એટલે મારા વિષે જે ચુકાદો આપશે તે મને કબુલ છે મારૂં ભવીષ્ય હું ખાતુનના હાથમાં મુકું છું."

ઇબ્ને મુસ્લિમ ખુરશી ઉપર બેઠો એટલે આસીફા ખાતુને કહયું.

"હામીદની સેવાઓનો મારી ઉપર ભારે હક્ક છે તેણે પોતાના જીવની પરવા કર્યા વગર મારા જીવ અને આબરૂનું રક્ષણ કરલું છે તેના માટે લાભ કર્તા હોય એવું વર્તન ચલાવા હું કોશીશ કરીશ તે મને એટલોજ વ્હાલો છે જેટલો એક સગોભાઇ હોવો જોઇએ બલકે તમારો આ અપરાધ પણ માફ થઇ શકતો હોય તો તે માત્ર હામીદની સેવાઓના બદાલામાંજ માફ થઇ શકે છે."

વૃદ્ધ ઇસ્માઇલ પાશાએ બેટીના હુકમને ટેકો આપ્યો ને ઇબ્ને મુસ્લિમને ખાત્રી આપવામાં આવી કે તેની સાથે ખરાબ વર્તન ચલાવવામાં આવશે નહી.

આસીફા ખાતુન અને ઇસ્માઇલ પાશાની વાતો ઉપરથી ઇબ્ને મુસ્લિમની ચિંતા ઓછી થઇ અને આવી પડેલી અણધારી આફતમાંથી તાકીદે મુકત થવાની ખાત્રી થઇ, કારણ કે તે ઉતર્યો હતા તે કાવાખાનામાં જવાની કે રહેવાની તેને પરવાનગી નહોતી. નજરબંધ કેદી માફક તે એક નનકડા ઘરમાં રહેતો હતો. આ ઘર ઇસ્માઇલ પાશાના બગીચાની અં

દર હતું છતાં પણ ઇસમાઇલ પાશા તદ્દન ચુપ હતા અને કેસની તપા સણીનું કામ કરતા નહી હોવાથી તેના મનનો ઉદ્વેગ જેવોને તેવોજ હતો.

મુકદમા સાથે સંબંધ ધરાવતા માણુસોને બેઠાં બેઠાં અડધો કલાક વહી ગયો પણ મુકદમાનું કામ હાથ ધરવામાં આવયું નહી. ઇબ્ને મુસ્લિમ સાથે સઘળા માણુસો ગભરાટ સાથે વાટ જોતા બેઠા હતા. આંખો આંખો માંજ એક બીજા સાથે વાતો કરતા હતા કે "કેમ ભાઇ હવે ખોટી શાની છે.' વયોવૃદ્ધ અહમદ આફંદી લાંબા અનુભવી હતા માણસના ચ્હેરા ઉપરથી અંતરનો હેવાલ જાણી લેવાની કળાના પાકટ અનુભવી હતા તેઓ ઓરડાના માણુસોની સ્થિતિ સમજી ગયા હતા. એટલે ઇસમાઇલ પાશાને કહયું.

"આપ જોઇ રહયા છો. લોકોને આવયે ઘણી વાર થઇ ગઇ છે. વધુ ઢીલ કરવામાં તકલીફ થશે એટલે મુકદમાનું કામ હાથમાં લેવું જોઇએ.,'

અહમદ આફંદીને જવાબ આપતાં ઇસ્માઇલ પાશાએ કહયું "બેશક જરૂર કરતાં વધારે વાર લાગી છે અને પોતાને પણ કંટાળો આવવા લાગ્યો છે, પરંતુ હજુ એક માણસ આવયો નથી અને તેના આવ્યા વિના કશું થઈ શકે એમ નથી. વારૂ તેને બોલાવું છું.'

ઇસ્માઇલ પાશાને સાંભળી ત્યાંજ ઉભેલો એક શીદી ગુલામ બહાર ગયો અને થોડી વારમાં પાછો ફરતાં હાથ બાંધી કહયું

"મરીયમ બીબી પધારે છે."

ઇસમાઇલ પાશાનો ઇશારો જોઇ આસીફાખાનમ દરવાજા પાસે જઇ મરીયમ બીબીને માન સાથે અંદર લાવ્યા.

મરીયમમાં કોઇ પણ પ્રકારના અભિમાન કે અહંકારની માત્રા દેખાતી હોતી. તેણી સાદી અને ભોળી વયોવૃદ્ધ બાનુ હતી. જાડા લુગડાંનાં વસ્ત્ર પહેરેલાં હતાં કામળની એક ખુમાર માથા ઉપર હતી. તેના અવયવો નકામાં નહોતાં થયાં લાકડીનો આશરો લઇ તેણી હરીફરી શકતી હતી. શ્વાસ ચઢયા વિના તેણી ઉભી રહી શકતી હતી તેણીનો સાદ ધીમો પણ વાત કરવાની ઢબ ગભીર અને શાંત હતી.

મરીયમે અંદર આવી સઘળાને આશીષ આપી, ઇસમાઇલ પાશાના ભારે આગ્રહ છતાં તેણી માટે મુકામાં આવેલી ખુરશી ઉપર નહી બેસ

તાં ઇબ્ને મુસ્લિમની પાસે પડેલી સાદડી ઉપર બેસી ગઇ. નીચે બેઠા પછી ઇસમાઇલ પાશાને સંબોધી કહયું.

"આપ નામવરે મને કેમ બોલાવી."

ઇસમાઇલ પાશાએ કહેવા માંડયું "મારી બેટી આસીફાખાનમ મને જણાવ્યું છે કે અત્યારે મારી આગળ રજુ થયેલા મુકદમા સંબંધીની કેટલીક જરૂરની બાબતો તમે જાણો છો. મારી ઇચ્છા તે સઘળા બનાવો સાંભળવાની છે." ઇબ્ને મુસ્લિમ તરફ ઇશારો કરતાં પાશાએ આગળ ચલાવ્યું. આ માણસે મ.રા હુકમનું ઉલ્લંઘન કર્યું છે અને વગર પરવાનગીએ ચોરી છુપીથી મુસાફરી કરવા માંડી હતી. આ ગેરવર્તનની તેને શીક્ષા થવી જોઇએ."

"મારા ધારવા પ્રમાણે આ વિશે કસી ગેરસમજુતી નથી" મરીયમે ગંભીરાઇથી જવાબ આપ્યો.

"ગેરસમજુતી કેવી?" ઇસ્માઇલ પાશાએ પુછયું.

"એજ કે" વૃદ્ધ બાનુએ માથું ઉઠાવી કહેવા માંડયું "કહેવામાં આવતા આરોપીએ ગુનોહ સમજીને કામ કર્યું નથી. ખરી રીતે કહેવાતો આરોપી દયાને પાત્ર છે. તેનો અપરાધ માફ કરવા લાયક છે."

"એમ પણ બને" ઇસ્લાઇલ પાશાએ કહયું.

"ખરેખર એમજ છે" વૃદ્ધ બાનુએ સમજાવવા માંડયું "હું ખાત્રી પુર્વક કહી શકું છું મુળ હકીકત ખુલ્લી થાય છે અને બંધવો પોતેજ બધી હકીકત રજુ કરશે."

"નહી, નહી!" ઇસ્માઇલ પાશાએ કપાળે કરચલી નાંખતાં આગળ ચલાવ્યું "તેની હકીકત સાંભળવાની અત્રે કશી જરૂર નથી. તેણે માનનો અનાદર કર્યો છે. પરંતુ તમને જે વાતની ખબર હોય તે જણાવો?"

મરીયમ અને ઇસમાઇલ પાશા ઉભયની વાતો ગુઢ મર્મ ભેદી હતી. તેની અંદર કોઇ ગુપ્ત મર્મ દેખાતો હતો. હાજર જનો એક કાન થઇ તે મર્મ સાંભળવા આતુર બન્યા. ઇબ્ને મુસ્લિમ ઉપર મરીયમની વાતોની ભારે અસર થઇ હતી. તેણે બોલવાનો વિચાર કર્યો પરંતુ બાજુમાં બેઠેલી વૃદ્ધ બાનુએ ઇશારો કરી તેને અટકાવ્યો ઉબ્ને મુસ્લિમે તેમાં લાભ વિચાર્યો વૃદ્ધ બાનુ મરીયમે કહેવા માંડયું.

"દુનિયાના ઘણા બનાવો એકની સાથે એક મળીને ગુંચવાઇ જાય એવાજ બનાવોમાંનો આ એક બનાવ છે. પરંતુ તેમાં અજાયબી જેવું કશુંય નથી. ઘણી વખત એમ પણ બન્યું છે કે લાંબા વખતથી વિખુટા પડેલા મળી ગયા છે. વરસો સુધી એક બીજાના સમાગમમાં સાથે રહેવા છતાં કોઇ ત્રીજા માણસે ઓળખાણ કરાવી નથી ત્યાં સુધી ઉભયમાના કોઇએ એક બીજાને ઓળખ્યા નથી. હું ધારૂં છું ત્યાં સુધી આવીજ ગુંચવણ આયુવકના વિષયમાં પણ પડેલી છે. કરીયયે શેખથી આવેલા આ બે માણસો પણ" મુબારક અને ઉસેદ તરફ ઇશારો કરી વૃદ્ધ બાનુએ કહેવા માડયું "એવીજ ગેરસમજુતીમાં પડેલા છે. તેઓએ ગુમાવેલા વ્હાલાઓની શોધમાં છે પરતુ જાણુતા નથી કે તેઓ કયાં છે. તેઓ જાણે છે કે જેમની શોધમાં છે તે તેમના કેવા અંગત સંબંધી છે. છતાં અ ત્યાર સુધી તે મર્મ જાહેરમાં આવયો નથી. તોયે તેમાં ચિંતા જેવું કશુંય નથી. સઘળી ચિંતા, દુઃખ અને વિલાપનું પરિણામ આનંદ અને પ્રસન્નતામાં આવે તો અજબ થવા જેવું કશુંય નથી." વૃદ્ધ બાનુએ ઇબ્ને મુસ્લીમને સંબોધી કહયું 'કેમ બેટા! તમારૂં નામ ઇબ્ને મુસ્લિમ છેને?"

"હા, માતાજી!" ઇબ્ને મુસ્લીમે અદબ સાથે કહયું "આ પરદેશી ગરીબ મુસાફરને ઇબ્ને મુસ્લિમને નામે ઓળખાવવામાં આવે છે. માદરે મહેર બાન! તમારા શબ્દોમાં મને મમતાની સુવાસ આવે છે."

"મમતાની ગંધ" વૃધ્ધ બાનુએ માથુ ધુણાવતાં આગળ ચલાવ્યું "નહી, એ વાત માનવા હું તઇયાર નથી. મારૂં મોઢું એ વાતનો સ્વીકાર કરવા પાત્ર નથી રહયું. અલબત મારા માટે યાચનાં કરૂં છું. અત્યારે પણ તમારો બચાવ કરવા કશી ખામી રાખીશ નહી." વૃધ્ધ બાનુએ ઇસમાઇલ પાશા તરફ જોયું. પાશાએ હુકમ કર્યો.

"વખત વધારે આવતો જાય છે. જે હકીકતની તમને ખબર હોય તે તાકીદે કહેવાની જરૂર છે."

આ હુકમ ઉપર તરત અમલ કરવામાં આવ્યો અને વૃદ્ધ બાનુ મરીઅમે કહેવા માંડયું.

"મારી વાત જરા લાંબી થશે. રજુ થયેલા મુકદમા સાથે સંબંધ ધરાવતા દરેક બનાવને વીગતવાર સમજાવવાની ખાસ જરૂર છે. હું ધારૂં છું ત્યાં સુધી આ મુકદમાને લાગતાવળગતા છુપા મર્મો જયાં સુધી ઉંડી

વીગતોમાં ઉતરવામાં નહી આવે ત્યાં સુધી જાહેર થઇ શકશે નહી અને બનાવો ઉપર પડેલો પડદો વીગતો વગર ઉચકાશે નહી. ઉસેદને પોતાની બેટીનો પતો તેમાંથીજ મળશે, મસઉદની કેટલીક ભુલોમાંથી જણાશે, અહમદ આફંદીને જે વાતની યાતના સાલ્યા કરે છે તેનું નિવારણ પણ તેમાંથી મળી આવશે અને અલ્લાહની ઇચ્છા થઇ તો સઘળા પ્રસન્ન થઇ આનંદપુર્વક છુટા પડશે."

વૃદ્ધ બાનુ મરીયમ પોતાની વાત આગળ લંબાવવા જતી હતી તેટલામાં અહમદ આફન્દીએ ખુરશી ઉપર બેઠક બદલી એક ઝીણો પણ અંતરનો ઉંડો નિશ્વાસ નાંખ્યો. મરીયમ તરફ જોઇ કહેવા માંડયું.

"પવિત્ર બાનુ! ખુદા પાક તમારૂં કલ્યાણ કરે! તમે અર્થ વગરના અહમદનું નામ શું કામ લીધું. અહમદ કયાં જીવે છે. જીંદગીના દીવસો નિર્લજ બની પુરા કરે છે. એક તબાહ થયેલા વહાણનો તબાહ થયેલો મુસાફર! અલ્લાહ! અલ્લાહ!!"

"સાહેબ! ખુદા પાકનું શીક્ષણ યાદ રાખો તે કહે છે–અલ્લાહની રેહમતથી નીરાશ થવું નહી–વળી તે સાથેજ–સઘળા કામો ઉપર અલ્લાહ કાદીર છે."

" પરંતુ મરેલા માણસો?" અહમદ આફન્દીએ કહયું.

"કુરાન શું કહે છે?" વૃદ્ધ બાનુએ દિલાસો આપતાં કુરાનની આયત પઢી "શું મરેલાને જીવતા કરવાની એનામાં શકિત નથી–શીરીન જીવતી હોય એ શું સંભવિત છે?"

"કાળજાનો કકડો શીરીન?" અહમદ એફન્દીએ જળ ભીના નેત્રે કહેવા માંડયું "હાય! અફસોસ! નહી, નહી, મને જરાએ આશા નથી. પરંતુ હે ભકત શીરોમણી બાનુ! શીરીન વિષે તમે કયાંથી જાણ્યું?"

ઝયનબનું નામ સાંભળી અહમદ આફન્દી કાળજે હાથ દઈ ખુરશી ઉપરથી ઉછળી પડયો. તે ઉભો થઈ માથું ઝાલી લાંબા લાંબા ડુસકાં લેવા માંડયો આસીફાખાનમ અને ઇસમાઇલ પાશા સાથે સઘળા ઉપર કરૂણા આચ્છાદિત થઇ, સઘળાના મનમાં દુઃખભરી આતુરતા ઉત્પન્ન થઇ કે ઝયનબનું નામ સાંભળી અહમદ આફન્દી આટલો બધો કેમ ગભરાઇ ગયો. પાશાએ પુછયું.

"આફન્દમ! ઝયનબનું નામ સાંભળી તમે કેમ ગભરાયા?"

"માનવંત પાશા!" અહમદ આફન્દીએ આંસુ લુંછતા કહયુ. "કંઇ ન પુછો. મારામાં કશોએ ઉત્તર આપવાની શકતિ નથી. ભકત શીરોમણી મરીયમ બાનુને પુછો? અલ્લાહ! અલ્લાહ! ઝયનબના ઉપકારો!"

વાત વધેલી અને કયાંની કયાં નીકળી ગયેલી વૃદ્ધ બાનુએ પાશાને કહયું. "આપ નામવરે હવે મારી તરફ લક્ષ આપવું જોઇએ છે."

સઘળાએ મરીયમ તરફ ધ્યાન દીધું અને પાશાના જવાબની વાટ જોયા વીના વૃદ્ધ બાનુએ આગળ ચલાવ્યું.

"શામ એક વિશાળ દેશ છે. ત્યાની ભુમિ ફળદરૂપ છે. આપણા શહેર જેવા સંખ્યાબંધ શહેરો ત્યાં આબાદ છે. દુનિયાના સારામાં સારા દેશો-માંનો એક દેશ શામ દેશ પણ છે. દેશમાં ઘણા અમીર ઉમરાવો છે. હુન્નર ઉદયોગ છે, વેપાર વણજ છે, સારામાં સારો પાક ઉતરે છે. લોકો ધર્માત્મા, ધર્મચુસ્ત અને કેળવાયલા છે. ઘણાક પુરાતન કુટુંબો અત્યારે પાયમાલ થઇ નબળી હાલતમાં આવી ગયા છે. આ પુરાતન ખાનદાનો-માંના નષ્ટ થયેલા એક ખાનદાનના નબીરા આજે પણ ખુદા આગળ સીજદા કરતા શામમાં આપણુને મળી આવે છે. આ નષ્ટ પામેલામાંના બે ભાઇઓ સઇદ અને અતીક દઇવયોગે વીખુટા પડી ગયા હતા. વરસો સુધી ઉભયમાંની કોઇને એક બીજાની ખબર મળી નહી કારણકે સઇદે એલેપ્પો અને અતીકે બગદાદમાં વાસ કર્યો હતો. વિવાહ શાદી પછી બંનેને ત્યાં સંતતિ સુખ પ્રાપ્ત થયું હતું. અતીકના બેટાનું નામ કલીમ અને બેટીનું નામ ઝયનબ હતું."

મરીયમ અહીં સુધી આવતાં અહમદ આફન્દીએ નિશ્વાસ નાંખી કુરાનની આયત પઢી જેમાં કહયું છે કે" અલ્લાહ જે ચાહે તે કરે અને જે ચાહે તે હુકમ કરે" કુરાનની આયાત પઢયા પછી અહમદ આફ-ન્દીએ ધ્યાનપુર્વક મરીયમને જોવા માંડયુ. તેનું વતન બતાવતું હતું કે મરીયમનો એકેક શબ્દ ઉપરથી થતી અસાધારણ અસર છુપાવવા તે ભારે પ્રયત્ન કરતો હોવા છતાં પણ છુપાવી શકતો નથી. અચાનક વાત કાપી વચમાં કુરાનની આયત બોલવાથી સઘળાની આંખો અસાધારણ રીતે અહમદ આફન્દી તરફ ફેરવાઇ ગઇ. મરીયમે શ્વાસ લીધો. અહમદ આફ-ન્દી વચ્ચે કશુંય બોલ્યો નહી. એટલે વૃદ્ધ બાનુએ પોતાની વાત લંબાવી.

"સીરીયા (શામદેશ) ના કુળવાન કુટુંબો પોતાનાં બાળગોપાળનાં લગ્ન

નજીકના કુટુંબીક સંબંધીઓમાંજ કરે છે. આવાં લગ્નોનું પરિણામ હમેશાં દુઃખભર્યું આવે છે. રોજીંદા વ્યવહારને સબબે અનેક સાધારણ ફરીયાદો પરિણામે અસાધારણ દુઃખભર્યું. સ્વરૂપ લે છે. વેર ફેલાય છે વિખવાદ વધે છે અને રોજીંદો કલહ કુટુંબમાં દાખલ થાય છે છતાં શામીઓને આ સંબંધ ઘણો સારો લાગે છે."

"વિખુટા પડેલા રશીદ અને અતીક વખતના વ્હેવા સાથે પાછા મળ્યા એક બીજા વચ્ચે આનંદ ફેલાયો દેશમાં શાંતિ અને અમન વધ્યાં હતાં પ્રતાપી સુલતાનનું રાજય હતું. આવજા શરૂ થઇ અને ઉભયમાં શામી રીવાજ પ્રમાણે જોડાણ કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. આ રીવાજના આધારે રશીદ અને અતીકે પોતાની ઓલાદોનો સંબંધ પણ આપસમાજ જોડયો. રશીદના બેટાનું નામ મુસ્લિમ હતું તેનાં લગન કલીમની મોટી બ્હેન સાથે અને કલીમનાં લગન મુસ્લિમની બ્હેન સાથે થયાં હતાં હવે માત્ર અતીકની નાની બેટી ઝયનબનાં લગ્ન થવાં બાકી હતાં."

મુસ્લિમના નામમાં છુપાયેલી વીજળીક શકિતએ ઈબ્ને મુસ્લિમને વ્યાકુળ બનાવી મુકયો. તેણે કરૂણ ચીસ મારી અને "યા અબી" કહી કાળજે હાથ દઇ ઉભો થઇ ગયો. મરીયમના ખોળામાં માથું ધરી કહેવા માંડયું.

"માદરે મહેરબાન! આ સઘળી વાતો એક સાથે તમે કયાંથી જાણી લીધી ?'

મરીયમે ગંભીરપણે જવાબ આપ્યો.

મારૂં આખુ જીવન માત્ર તાયફમાંજ નથી વીત્યું દુનિયાની ઘણી ચઢતી વળતી છાયા મારી નજર આગળથી પસાર થઇ છે. તમારી ખાનદાની હકીકતની કદાચ મને ખબર હોય તો એમાં અજબ થવા જેવું કશુંય નથી. તમે અને સઘળા શાંતિપુર્વક સાંભળો. મારી યાદશકિતમ વિધી ન પડે અને જુની ભુલાઇ ગયેલી ઘટનાઓનું પણ સ્હેજે સ્મરણ થાય. આવુંજ વર્તન ચાલુ રહયું તો મારા મગજમાં તરી આવેલા જુન સઘળા બનાવો વિસરાઇ જશે"

મરીયમના હુકમને માન આપી ઇબ્ને મુસ્લિમ ખુરશી ઉપર બેસ સાંભળવા લાગ્યો. મરીયમે આ મર્મ ભેદી વાતનો વધુ ભાગ રજુ કરવ માંડયો તેણીએ કહયું.

"ઝયનબ ભણેલી ગણેલી હોવા સાથે પોતાના ખાનદાનમાં સમજુ, સદાચારી અને વિવેકી ગણાતી હતી. પુસ્તકો અને તેમાં પણ સુફીઝમનાં પુસ્તકો વાંચવાનો તેણીને ભારે શોખ હતો. આસ્તે આસ્તે તેણીના હૃદયમાં સુફીયાની કરૂણ લાગણીઓનું પોષણ થવા માંડયું. તેના સ્વભાવમાં ઉછાંછળાપણું કે ઉતાવળીયાપણું નહોતું. તેણી પોતાની ઇચ્છા પોષવા કોઇને કનડતી નહોતી કે નહોતી કરી કોઇની ઉપર ક્રોધ. ઝયનબનાં લગ્ન કરી દેવાની ફરજ બજાવી લાવવાની ચિંતા દીવસે દીવસે અતીકના મનમાં વધવા માંડી હતી. પરંતુ કુદરતે તેની ઇચ્છા પુરી કરવા માટે વખતને લંબાવવા માંડયો."

"એલેપ્પોમાં રહેતા એક સુફી વલી શખસ ઉપર કલીમની ભારે આસ્થા હતી. સુફી સાહેબનો ખલીલ નામે ન્હાનો બેટો હતો. તે રૂપાળો અને સુંદર પણ હતો જ્યારે બીજા મોટા બેટાનું નામ ઇસમાઇલ હતું."

અત્રે મરીયમનો સાદ ભરાઇ આવ્યો હતો. તેણીએ ખુખારો કર્યો પાંચ મીનીટ સુધી આગળ બોલતી અટકી. પછીથી પણ રૂંધાયેલા ભારે સાદે તેણીએ પોતાની કથા આગળ લંબાવતાં કહયું.

"ખલીલ અને કલીમ સમાન વયના હોવાથી પરસ્પર ભારે પ્રેમ હતો. ખલીલના વખતનો મોટો ભાગ કલીમને ત્યાં પસાર થતો ખલીલની કાબેલીયતો અને બુદ્ધિની ભારે ખ્યાતિ હતી. શહેરના ઘણા આબરૂદાર કુટુંબો પોતાની બેટી ખલીલ સાથે પરણાવવા આતુર હતા. પરંતુ ખલીલની ઇચ્છા કેળવાયેલી અને બુદ્ધિશાળી સ્ત્રી સાથે પરણવાની હતી. એથી તેના લગ્નમાં અસાધારણ ઢીલ થઇ હતી સુફી સાહેબે લગ્નની પસંદગીમાં બેટાને સઘળી છુટ આપી હતી કુટુંબના દોલતમંદો તરફથી ખલીલનાં લગ્ન કરવા માટે સુફી સાહેબ ઉપર કરવામાં આવતા દબાણની તેઓ કશીએ દરકાર કરતા નહી."

"ઝયનબને લેખ લખવાનો શોખ થયો. તેણે અવારનવાર લખાણો લખવા માંડયાં તેનો વિષય સદાચાર અને સદ્વર્તન હતો, તેણીના વિષયો પ્રજામાં ભારે ઉલટ સાથે વંચાતા હતા. કદી કદી ખલીલ પણ તે લખાણો વાંચતો. તેની કદર કરતો અને પોતે પણ એજ વીષય ઉપર લખાણ

લખતો. કેટલીક વખત ખલીલ પોતાના લેખમાં ગુઢ ને મર્મ ભેદી પ્રસંગ આણતો અને સવાલ પુછતો. ઝયનબ તેના લેખ સામે લખાણ સવાલ અને મર્મનો વિચ્છેદ કરતી. આ કાગળના ઘોડાઓનો વેગ વધતો ગયો. વગર જોયે કે વગર ઓળખ્યે એક બીજાના અંતઃકરણમાં માનભર્યો શુધ્ધ પ્રેમ ઉત્પન્ન થવા માંડયો. ઝયનબ સ્ત્રી હતી, તેણી એવી વાત જીભ ઉપર લાવી શકતી નહી, પરંતુ ખલીલ પુરૂષ હતો. તેની વાતોમાં સામા લેખક સાથે મળવાની આતુરતા પ્રગટ થતી હતી. તેણે અજાયબી વચે તપાસ કરતાં જાણ્યું કે લેખ એક સ્ત્રીના અને તે પણ તેના મિત્ર કલીમની બ્હેનના હતા તેને તેણીના સાથે લગ્નગાંઠ બાંધી સુખી જીવન ગાળવાનો વિચાર ઉત્પન્ન થયો. વાતની વાતમાં આડકતરી રીતે કલીમને તેણે પોતાની ઇચ્છા વિષે ઇશારો પણ કર્યો."

"ખલીલનું મન રાજી રાખવા કલીમ સદા પ્રયત્ન કરતો તેના સદાચાર, સદવર્તન અને વિવેકને કારણે કલીમને ખલીલ ઉપર ભારે હેત હતું. કલીમે પોતાની બ્હેન ઝયનબ સાથે કલીમનાં લગ્ન કરાવી આપવા માટે ખરા મનથી પ્રયત્ન કરવાનું ખલીલને વચન આપ્યું. કલીમે પિતાને કહયા અગાઉ ઝયનબ આગળ ખલીલની કાબેલીયત ને ગુણીયલ સ્વભાવનાં ભારે વખાણ કર્યાં અને ખલીલને પોતાની ભાવી જીંદગીના સોબતી તરીકે સ્વીકારવાની ઇચ્છા જણાવવા આગ્રહ કર્યો."

"બંને ભાઇ બ્હેનમાં દોઢ બે વર્ષના નાના મોટાનો ફરક હતો એટલે લગભગ સમાન વયના હતા. ઝયનબે હું હાં સિવાય ચોખો ઉત્તર આપવાનું ઉછાછળાપણું બતાવવું યોગ્ય ધારયું નહી. પણ વખતના વ્હેવા સાથે તેણીની મનજવાળા પ્રદીપ થવા માંડી, પ્રેમ લાગણીઓ પોષાવા લાગી. એક દીવસે ભાઇ બ્હેન વચ્ચેના વાર્તાલાપમાં ઝયનબે ભાઇની વાત કબુલ રાખવાનો ઇશારો કર્યો કલીમે પોતાના પિતા આગળ ખલીલની વાત ધરી. સઇદે તે માગણી કબુલ રાખી અને તરતજ લગ્નની ગોઠવણ કરવામાં આવી આ કામ એટલી ઝડપે થયું કે નિકાહની ઘડી સુધી પણ આટલું જલદી આ કામ આટોપી લેવાતું કોઇ એ સ્વપ્ને પણ ધાર્યું નહોતું. સારાંશ કે બંનેનો સંબંધ જોડાયો અને ઝયનબ તથા ખલીલની ઇચ્છાઓ પુરી થઇ. જયારે........."

વાત અહી સુધી પહોંચી હતી કે પહેરાવાળાએ અડધી રાત્રીના છ વગાડયા. ઘડીયાળમાં છનો ટકોરો સાંભળી બધા ચમકી ગયા. ઇસમાઇલ પાશાએ કહયું "જો ઇશાની નિમાઝ પઢી નથી વખત આખર થાય છે તેથી હું નિમાઝ પઢું ત્યાં સુધી વાત મુલતવી રાખો." મરીયમે વધુ હકીકત બીજે દીવસે કહેવાની ઇચ્છા જણાવી પણ સઘળી હકીકત સાંભળવા આતુર બનેલા અહમદ એફેન્દીના અને ઇબ્ને મુસ્લિમના આગ્રહ ભર્યાં દબાણથી મરીયમને તેજ રાત્રે ગમે તેટલા વખતના ભોગે હકીકત પુરી કરવાની ફરજ પાડવામાં આવ્યાથી તેણી શ્વાસ ઠીક કરી અને વિસામો લુઇ વાત આગળ ચલાવવા તઇયાર થઇ બેઠી.



## પ્રકરણુ ૨૦ મું.

### મરીયમની બાકીની વાત.

અબ વફુરે ઝોફ્સે, ઝબ્તે ફુગાં હોતા નહી;
ફાશ હોજાયે ન કયોં; રાઝે નીહાને એહેલે દિલ.

ઇસમાઇલ પાશાની નીમાઝમાં સાધારણથી વધારે ખુશુબ અને ખુશુ-અનો ઉપયોગ કરવામાં આવ્યો કીરાઅત જેહરમાં સાદ રૂંધાયેલો અને શબ્દો અચકાઇને નીકળતા હતા શરીરે ધુજારી લાગેલી જણાતી હતી પાશા નીમાઝની બંદગી બજાવી ખુરશી ઉપર બેઠા ત્યારે તેમની મોટી આંખ્યો રાતી હીગલોલ જેવી હતી અને આંસુની ધારા વ્હેતી હતી. સામાન્ય તુરકો કરતાં પાશાની દાઢી વીશેષ લાંબી હતી લગભગ બધાજે સફેદ થયેલા સઘળા વાલોમાંથી મોતીઓના ભ્રમમાં નાંખતાં આંસુનાં બીંદુ સરતાં અને પેરણુ પલાળતાં હતાં પોતાનો અમલદારી પ્રભાવને પ્રતીષ્ઠા જાળવવા આંખ્યોમાંથી વ્હેતાં આંસુ બંધ કરવા મન ઉપર કાબુ મેળવવા માટે પ્રયત્ન કરતો પણુ તેમાં તે નિષ્ફળજ નીવડયો અણુ ધાર્યાં વ્હેતાં આંસુ કેમે કર્યાં અટકતાંજ નહોતાં અંતે તેણે રૂંધાઇ આવેલા સાદે મરીયમને કહયું.

"ભકત શીરોમણી બાનુ રાત્રિ વ્હેતી જાય છે કૃપા કરી કલ્પાંતકારી તમારી કરૂણુ કથા તાકીદે પુરી કરો સાંભળનારાઓમાં હવે સહન કરવાનું સામર્થ્ય રહયું નથી."

અત્યારે સાંભળનારા સઘળા પાષાણુની પ્રતીમા જેવા સ્તબ્ધ અને અવાચક હતા સઘળાની આંખો મરીયમમાં લાગેલી હતી અને તેણીનો પડયો બોલઝીલવા સઘળા કાન આતુર હતા મરીયમે ટટાર થઈ પોતાની કરૂણા રસીક વાત આગળ ચલાવતાં કહેવા માંડયું.

"ખલીલનાં ઝયનબ સાથે લગ્ન થયાં સુધી હું કહી ગઇ છું. આ પ્રેમ જોડાનો સ્વભાવ મળતો હતો પરસ્પર એકજ વીચાર હતો એટલે લગ્ન પછી એક બીજામાં ઓતપ્રોત થઇ ગયા અને આનંદી જીવન વ્યતીત કરવા લાગ્યા ખલીલની ભાભીનો સ્વભાવ કંઇક ઉગ્ર હતો ખલીલની

માતાએ સ્થુળ દેહત્યાગ્યા પછી તેણીજ ઘરની ધણી હતી ઝયનબ જો કે નારાજ હતી છતાં ખલીલે તેણીને જુદા ઘરમાં રહેવાનો આગ્રહ કર્યો નહી ઝયનબની ઇચ્છા જેઠાણીના આશ્રામાં રહી વડેરાની છત્ર છાયામાં જીવન ગાળવાની હતી પરંતુ ભાભીના તીક્ષણ સ્વભાવને કારણે દીયર ભાભીમાં સંલુકાઇના વાંધા હતા સારાંશ કે આ પ્રેમાળ જોડું કૌટુંબીક સહવાસથી છુટુ પડી જુદા ઘરમાં એકાંત સુખી જીવન ગાળવા લાગ્યું."

વાતની વાતમાં દીવસો વહી જાય છે આ પ્રેમાળ જોડાની આયુષ્ય નાં પણ ઘણાં વર્ષો વીતી ગયાં કલીમ અને ઝયનબ ભાઇ અને બ્હેન એકજ શહેરમાં રહેતાં હતાં મુસ્લિમની આવજાપણ હવે એલેપ્પોમાં અવા રનવાર થવા લાગી વિખુટા પડેલા સંબંધીઓ એક બીજાને મળી પ્રસંગો પાત પ્રસન્ન થતા હતા કશુ દુઃખ કે ચિંતા નહોતાં સઘળાં સુખી જીવન ગાળતાં હતાં રશીદ અને અનીક વૃધ્ધ થયા હતા અવાર નવાર વૃધ્ધા વસ્થાની યાતનાઓ વેઠી એક પછી એક ફાની જગતનો ત્યાગ કરી અનંત સુખ મેળવવા અલ્લાહના દરબાર તરફ પ્રયાણ કરી ચુકયા હતા અત્યારે કલીમ અને મુસ્લિમ કુટુંબના વડેરા હતા સુફી સાહેબ હજ યાત્રા અર્થે હિજાઝ સીધાવ્યા હતા હજની પવિત્ર ક્રિયા પછી પયગમ્બર (સ.) સાહેબના પુણ્ય પ્રતાપી મદીના મુનાવરાની ઝિયારત પછી અહીંયાજ તેમનું અવંસાન થયું હતું.

ખલીલ પોતાના વડાભાઇ ઇસમાઇલ પ્રત્યે અથાગ પ્રેમ દાખવતો હતો ભાઇની નારાજીના ભયને સબબે ભાભી સાથે વાતચીતનો વધારે વ્યવહાર રાખવાનુ તેને ગમતું નહોતું પરંતુ કુદરત તેની વાંછનાઓ પ્રત્યે અનુકુળ નહોતી પ્રથમમાંજ ઇસમાઇલ સ્વભાવે તીવ્ર હતો અને સ્ત્રીએ પાણી ચઢાવી તેનો સ્વભાવ અતિઉષ્ણ બનાવી મુકયો હતો અભણુતાના અંત્રજીવનો સબ્બે સંસારી ગુંચો ઉકેલવા જેટલી બુદ્ધિ તેનામાં હતી નહી પરમાર્થનો પરિત્યાગ તેના સ્વભાવમાં ઘર કરી ગયો હતો સ્વાર્થ વિના આ સંસારમાં તેને કશુંયે સુજતું નહોતું. ખલીલ સાથેનું તેનું વર્તન સખત હતું. પિતાના મુરીદો અને અનુયાયીઓ તેને તજી ખલીલ તરફ ઢળી પડવાનો તેને ભારે ભય હતો. આ અનિષ્ટ વિચારો તેના અંતરમાં અદ્રષ્ટ રીતે પળાતા અને પોષાતા રહયા. ખલીલના સદાચાર, સદવર્તન અને વિદ્વતાએ જન

સમાજમાં ભારે પ્રતિષ્ઠા જમાવી હતી તેના સદ્‌ગુણોયે દેશ આંખામાં ભા
રે ખ્યાતી મેળવી હતી. આ સમએ ઇસમાઇલના હૃદયમાં ઇર્ષાની માત્ર
ઉપજાવી અને વખતના વહેવા સાથે શેતાને પોતાનું કામ બજાવ્યુ"

"ઇસમાઇલની અદેખાઇ વેરમાં પલટાઇ. ખલીલને બેચાર વખત બે
લાવી વાતની વાતમાં સખત માર પણ મારવામાં આવ્યો. પરંતુ સબુરી
સિવાય ખલીલે એક શબ્દ પણ બહાર પાડયો નહીં છતાં તે કયાં સુધી.
વાત વધવા માંડી અને અનેક ગુચવણોએ મામલો બગાડવા માંડયો. ખ
લીલે ભાઇને કશો જવાબ આપ્યો નહી પણ તેનું મન વ્યાકુળ થયું, નિ
રાશ તાપ તેના અંતરમાં પ્રવેશયો. યાતનાઓનો પાર નહોતો. બેશીકરી
એ પરિત્યાગ કર્યો હતો અને જીવન જયોતિ જાળવવાની ચિંતાએ તેના
જીવનને અકારત કરવા માંડયું હતું. જાગીરનો માલીક ઇસમાઇલ બન્યો
હતો. સઘળી આવક તેના કબજામાં હતી, ખલીલ તરફ તે કરૂર હતો અ
ને પિતૃ પુંજીમાંથી ખલીલને એક પાઇ પણ આપવામાં આવતી નહોતી.
કોડી કોડી માટે ખલીલ મોહતાજ હતો છતાં ઝયનબે તેને હીમ્મત બંધા
વી. તેણીએ ઘણુંયે સમજાવ્યું પરંતુ ખલીલનું મન વ્યગ્ર હતું. તેને ચેન
નહોતું. તે ચિત્તભ્રમ હતો અને અંતે ઘેલછાના પંજામાં સપડાયો. એક
રાત્રે તેણે ઘર તજી જવાનો નિશ્ચય કર્યો. અડધી રાત્રે ૭ વાગ્યાનો ટકો
રો સાંભળી તે ઉઠયો અને અચાનક ઘર છોડી ચાલતો થયો"

"ઝયનબ ! હા, પ્રેમ પ્રતિમા ઝયનબ ! ઝયનબના મન ઉપર આ
અણધારી આફતે કેવો પ્રતિકુળ પ્રભાવ નાંખયો હશે તેનું પુરું ભાન ઝયન
બને હશે કે ખલીલને તે કંઇક જાણતો હતો. ખલીલની અંતર વેદનામાં
કંઇક સંદેહ રહે છે ખરો. કારણ કે ઝયનબની અતિ યાતના પ્રેમ વેદના
અને વિયોગ રૂદનની ખલીલના મન ઉપર કશી અસર થઇ નહી. તેણીએ
કાકલુદીભર્યાં કાલાવાલા કરી ખલીલને કરગર્યો હતો કે તેણે એલેપ્પોમાં
રહેવું અથવા સ્વધામ તજવું હોય તો તેણીને પણ સાથેજ લેવી. ખલીલ
રડી પડયો, ઝયનબનો પ્રેમાળ હાથ પકડી આંસુ સારતી આંખ્યે કહયું
મારી ગેરહાજરમાં મારી આબરૂનું રક્ષણ કરજે ! બ્યાજબી હકકોનું ખુન
કરવા બદલ, ક્ષમાં યાચના સ્વીકારજે ! ! અંતરીક્ષ લાગણીઓએ ખલી
લની પ્રાર્થના સ્વીકારવાની ફરજ પાડી ચોધાર વ્હેતાં આંસુ વચ્ચે તેણીએ
માથું નમાવી સ્વીકાર કર્યો. પોતાની ઉપર ગમે તે રીતે તેની દરકાર ન

કરતાં પ્યારા ભરથારને ખુદાપાકના દરબારમાં પરાજીત કરવાનું તેણીને ગમ તું નહોતું. ખલીલની સઘળી માગણીઓનો એકેક કરીને તેણીએ હૃદય ઉપર કાબુ રાખી આસુ શરીતામાં ગરક થયાં છતાં પણ સ્વીકાર કર્યો. ખલીલ છુટો પડે તે પહેલાં તેણીએ વ્હાલા ભરથારને કહયું કે તેણી હમે લથી છે. તેના ઉદરમાં ગર્ભ રહી ચુકયો છે. ભવિષ્યના બોધ તરીકે ઝય નબના હમેલની હકીકત કાગળમાં લખી સનદ કરી આપી. તેને મજબુત ભય હતો કે ઇસમાઇલ, ઝયનબને બદનામ કરવામાં મણા રાખશે નહી. છેવટમાં–અલ્લાહ, ખેયરૂલ હાફેઝીન–કહી રૂદન કરતાં નિરાશ નેત્રોએ નિશ્વા સ નાંખતો ખલીલ અદ્રશ્ય થઇ ગયો.”

‘ઝયનબના દુખની સીમા ન હોતી છતાં પણ સવાર પડતાં ભાઇ કલી મને બોલાવી સઘળી હકીકત કહી સંભળાવી. ભાઇની સલાહથી પીયેર જઇ રહી એટલે તેણીને પજવવાનો કશો અવકાશ ઇસમાઇલને મળ્યો નહી. છ તાં પણ ઇસમાઇના પાપાચાર ને કપટી નિષ્ઠા શાંત રાખે એવો સંભવ નહોતો પ્રત્યેક દીવસે કોઇને કોઇ ઝગડો ઉભોજ રાખતો હતો જો કલીમ સહીષ્ણુતાનો વ્યવહાર ન રાખતો તો કોણ જાણે કેટલુયે તોફાન થયું હોત.”

“ઝયનબ ઉપર અણધારી આફત આવી પડી અને તેણી અસહ્ય યાતનાઓ વેઠતી હતી તે દીવસોમાં મુસ્લિમ એક વખત એલેપ્પોની મુલાકાતે આવી શકયો નહોતો. બે વરસની વાત ઉપર તેને ત્યાં પુત્ર પ્રસવ થયો ત્યારે ખેરીયત અને મુબારકબાદીના પત્રો આવ્યા હતા પરંતુ તે પછી બે વર્ષ વીતી ગયા છતાં કલીમના પોતાના પિત્રાઇ બાબે કશું જાણતો નહોતો. આ દીવસોજ ઝયનબ ઉપર યાતના કાલના હતા. ઝયનબે ક્ષમતા પુર્વક આ કડવા દીવસો વ્યતીત કરવા માંડયાં. મનમાં ને મનમાં યાતનાઓ સહન કર્યા સિવાય પ્રતિજ્ઞાનો ભંગ થાય એવું કોઇ આચરણ પ્રગટ થવા દીધું નહી”

“હમેલના દીવસ પુરા થતાં ઝયનબને પેટે પુત્રીનો જન્મ થયો. કલીમે ભાણુજીનું નામ આમેના પાડયુ. તેજ દીવસે કલીમને ત્યાં પુત્રી અવતરી ને શીરીન નામ પડયું. આ સુખદ સમાચાર મુસ્લિમને પડતાં તે એ લેપ્પો વ્હાલાંઓને મળવા આવ્યો. વાતો વાતોમાં ઇબ્ને મુસ્લિમની સગાઇ શીરીન સાથે કરવાનો કલીમને આગ્રહ કર્યો. પરંતુ ભાઇએ બ્હેનનો વિચાર કરી મુસ્લીમને પોતાની માગણી ઝયનબ આગળ રજુ કરવા સમ-

જાવ્યું. મુસ્લિમનું હેત શીરીન ઉપર હતું પરંતુ ભાઇના વિચારને માન આપી ઝયનબ સામે માગણી કરી. ઝયનબે વિવેક સાથે પિત્રાઇનો આગ્રહ કબુલ્યો નહી. કારણકે મુસ્લિમની ઇચ્છા તેણી જાણતી હતી. આવી રીતે બાળાવસ્થામાંજ શીરીન અને ઇબ્ને મુસ્લિમની મઇત્રીની થઇ હતી."

"ખલીલની વાટ જોતાં જોતાં પાંચ વર્ષ વીતી ગયાં તેણીનું મન કર માઇ ગયું, નિરાશાનું રાજય સ્થપાયું અને ક્ષમતાએ ત્યાગ કરવા માંડયો. તેણી ગભરાઇ ગઇ અને અચાનક મક્કા શરીફ જવાનો વિચાર આવ્યો. તેણીએ ભાઇ આગળ વાત કરી તેણીની કરૂણ કથાની ભાઈ ઉપર ભારે અસર થઇ અને બ્હેનના વિચારોની સામે થવાનું તેને ગમ્યું નહી. કલીમ પોતે બાળગોપાળને લઈ બ્હેનની સાથેજ મક્કા શરીફ જવા તઇયાર થયો."

"મનુષ્ય કોઇ કામ કરવાનો નિશ્ચય કરે છે ત્યારે ચટપટ ને કામ થઇ જાય છે એટલે કલીમે મુસાફરીની ગોઠવણો ઉતાવળે કરી પીત્રાઇ મુસ્લિમને કાગળ લખી ખબર આપી. મુસ્લિમ બીમારીને બીછાણે પડયો હતો એટલે જવાબમાં લખ્યું કે તમે પણ અહીયાજ આવો અને બગદાદની જાત્રા કરી તથા મને મલી બસરા થઇ જીહાદ જજો દરીયાની મુસાફરીને શામી લોકો જીવસટોસટની મુસાફરી ગણાતા હોવાથી કલીમે પોતાના પીત્રાઇને છેલ્લી સલામ કરવાનું મુનાસબ ધારયું બહેન અને બાળબચાં સાથે બગદાદ આવી કેટલાય દીવસ સુધી રહયો મુસ્લિમે શીરીન અને આમેનાને તેની પાસે મુકી જવા આગ્રહ કર્યો પરંતુ માતપિતા કે બાળામાંથી કોઇયે મંજુર કરયું નહી અંતે પંદર દીવસના વસવાટ પછી યાત્રાએ નીકળેલો કલીમનો કાફલો બસરા જવા નીકળયો બગદાદના રહેવાસ દરમીયાન શીરીન જો કે પાંચ વર્ષની હતી છતાં તેણીને ઇબ્ને મુસ્લિમથી ઓઝલમાં રહેવુ પડયું તોયે બેચાર વેળા ઇબ્ને મુસ્લિમ અને શીરીન સામસામાં થઇ ગયાં એક બીજાને પરસ્પર જોઇ શકયા."

"કલીમનો કાફલો બસરા આવ્યો સારા નસીબે સ્ટીમર તઇયાર હતી બસરા આવ્યાના ત્રીજા દીવસે આ કાફલો મેલ સ્ટીમરમાં મુંબઇ આવવા ઉપડયો બીજે અઠવાડીયે મુંબઇ આવ્યા હાજીઓની સ્ટીમર તઇયાર હતી સામાન ફેરવ્યો અને સીધા એક સ્ટીમરમાંથી ઉતરી બીજી સ્ટીમરમાં ચઢયા સમુદ્રના હવા પાણીએ આ લોકોની તંદુરસ્તીમાં ઘણો ફેર પડયો કલીમની પરણેતર બીમારીને બીછાણે પટકાઇ પડી અને આ નનકડો કાફલો

મક્કા શરીફ પહોંચે ત્યાં સુધી દુનીયાની હવા ખાધા પછી મક્કા શરી ફના દર્શને સાથેજ તેણીના આત્માએ દેહ છોડયો પરણેતરના પરદેશમાં થયેલા અકાળ મરણથી કલીમને ભારે દુઃખ થયું ઝયનબ, ભાભીજી શીરીન સાથે મમતા ભર્યાં લાડલડાવતી પરંતુ કલીમની દુઃખી અવસ્થા બગડતી ગઇ પ્રસન્નતાનો તેના વદન ઉપર પત્તોજ નહોતો."

"ઝીલકાદના છેલ્લા અઠવાડીયામાં કલીમ મક્કાશરીફ પહોંચ્યો હતો એટલે થોડાજ દીવસોમાં તે હજ યાત્રાથી પરવારી ગયો અઇયામે તશરીક પછીના પહેલા કાફલા સાથે તે મદીના તયબા જવા ઉપડી ગયો રીસાલત મઆબ (સ.) ના પવિત્ર રોઝાની ઝિયારત કરી કલીમ મક્કા શરીફ પાછો ફરવા યમ્બોને રસ્તે વળ્યો યંમ્બેથી જીદાહ જવા માટે બગલો નામે ઓળખાતી મોટી હોડીમાં અસ્વાર થયો ખલાસીઓને મ્હોં માંગ્યું ભાડું આપી તેણે બગલો રોકયો હતો અહીયાં એક લાવારસ યતીમ બાળકનું પોષણ ઝયનબે પોતાને શીર લીધું હતું આ છોકરાને એક કરૂણા રસીક ઘડીયે જયારે તેની નીરાધાર માતા મરણ પામી હતી અને અનાથ બાળ ક તેણીની છાતી ઉપર બેસી કાળજુ ચીરી નાંખવનારી ચીસ પડી રડતું હતું ત્યારે પોતાની મમતાભરી છત્રછાયા તળે લીધું હતું ઝયનબે પોતાના સગા બેટા માફક તેનું પાળણ પોષણ કરવા માંડયું હતુ આ યતીમ બાળક પણ બેગલામાં તેમની સાથે હતું.

બગલા ઉપર ત્રણ ખારવા હતા અને તીવ્ર વેગે જીદાહ તરફ હંકાયે જતા પરંતુ એક દીવસે બરોબર અડધી રાત્રે સખત તોફાન આવ્યું પવન જોરમાં વ્હેવા માંડયો ઝયન સુઇ ગઇ હતી પરંતુ આવેલી અચો નક આફ્તે સભળાયેલી ચીસે તેણી જાગી ગઇ આંખ ઉઘડતાં તેણી ગભ રાઇ ગઇ તેણીએ જોયું કે ખારવા સાથે કલીમ શઢ કાબુમાં રાખવા મહેનત કરે છે ઝયનબ બુરખો જાળવતી ઉઠી અને ત્રણે બાળકોને શોધવા લાગી અંધારામાં કશુંય દેખાતું નહોતું પવનનો વેગ વધતો હતો શઢ બાંધવાનો ઠરાવ થતાં એક ખલાસી કાઠી ઉપર ચઢયો બાકીનાં શઢ અને દોરડાં લપેટ ામાં રોકાયા હે પાશા ! અચાનક આવેલા પવનના ઝાલેમ સપા ટાએ આ મુસાફરો ઉપર સીતમ કર્યો કાઠી ભાંગી ગઇ અને ઉપર ચઢેલો ખારવો પાણીમાં પડયો કલીમ અને બન્ને ખારવાએ પાણીમાં

પડેલાને બચાવવા પ્રયત્ન આદર્યો પણ પરિણામ પ્રતિકુળ આવ્યું પાણીના મોટાંમાંના બગલાને આકાશે ચઢાવી પાતાળે પછાડતાં હતાં. આ પછાડા દરમીયાન ત્રણે પુરૂષો કાંઠીના નીચલા ભાગ સાથે અથડાઇ યમદેવતાને પાણીમાં પટકાઇ પડયા પાણીની છોળો ખાતો બગલો ચાલવા લગ્યો ઝયનબની ધીરજ ખુટી ગઇ હતી નિરાશા છવાઇ હતી બાળકોને ખોળામાં લઇ મજબુત રીતે કાઠો ઝાલી પાટીયા ઉપર બેઠી હતી થોડીક મીનીટો સુધી ક્રાંતીમય સમુદ્રની પટકાપટકીનું ભાન રહયું પરંતુ પાછળથી તેણી બેફીકર થઇ પાટીયા ઉપર પટકાઇ પડી પછી શું બન્યું એની કશીયે ખબર પડી નહી"

"આ કમનસીબને ત્યાર સુધી.........."

મરીયમની વાત અહી સુધી આવતાં અહમદ આફન્દીમાં ધીરજ રહી નહી, ક્ષમતા તેના સ્વભાવમાંથી નીકળી ગઇ બે અખત્યાર થઇ ચીસો પાડી રડવા માંડયું ઇસમાઇલ પાશાનો પ્રસન્નતાએ અત્યાર અગાઉ કયારનોયે ત્યાગ કર્યો હતો તે ગંભીર હતો પણ તેની આંખ્યોમાંના વ્હેતાં આંસુ ઉપર તેનો કાબુ નહોતો રાત્રીનો મોટો ભાગ પસાર થઇ ગયો હતો, પરોઢીયું પાસે હતું એટલે મરીયમે પોતાની વાત તાકીદે આટોપવા પ્રયત્ન કરવા માંડયો તેણીએ કહયું.

"નામવર પાશા ! ઝયનબ અને તેની સાથનાં માસુમ બાળક કાળના મ્હોંમાં હતાં. તેમને જરાએ ખબર નહોતી કે તેમની ઉપર શું વીતી રહયું છે. તેઓ કયાંથી કયાં આવ્યાં અને કયાં જાય છે. પરંતુ આંખ ઉઘડતાં ઝયનબે પોતાને સમુદ્રના કીનારા આગળ દીઠી. બે ચાર આબરૂદાર દયાળુ માણસોએ જણાવ્યુ કે તુફાન પછી તેણીનો બગલો પાણી સાથે વહી આવ્યો હતો. દયા ખાઇ તે લોકોએ બગલાને કીનારે આણ્યો હતો. ઝયનબે તે લોકોનો ઉપકાર માન્યો. ત્રણે બાળકોને લઇ તેણી તેમના આશરામાં ગઇ."

"નામવર પાશા ! તે લોકો આપની સામે બેઠેલા ઉસેદ અને મુબારક હતા. અસદ નામે એક ત્રીજો માણસ ઉસેદનો ભાઇ હતો. આ લોકો ઇસ્તંબુલની મુસાફરીથી પાછા ફર્યા હતા. તે લોકોએ ઝયનબ અને તેની સાથનાં ત્રણે બાળકને પોતાના નિવાસ સ્થાન કરીયચે શેખમાં આશરો આપ્યો. ઝયનબની દુ:ખભરી કરૂણ કથા સાંભળી તેણીની છેવટ સુધી મદદ

કરવાનો નિશ્ચય કર્યો. પોતાની વિદ્વતા, કાબેલીયત અને ક્ષમતાને સબબે ઝયનબે સઘળાનાં મન ઉપર પ્રભાવશાળી કાબુ મુળવ્યો. તે લોકો રાજી હતા કે ઝયનબ કોઇની સાથે નીકાહ કરે તો તેઓ સઘળી, મદદ આપશે. કારણ કે ખલીલનો વરસો વીતી ગયાં પણ કશો પત્તો નહોતો તે લોકોએ વધારે દબાણ કરવા માંડયું ત્યારે ઝયનબે થોડા દીવસોના વસવાટ પછી કરીયયે શેખને છેલ્લા નમસ્કાર કરવા ઠરાવ કર્યો. ખલીલની યાદ હજુ તેના અંતઃકરણમાં તાજી હતી. આ લોકોની સાથે રહી અંતઃકરણ તરફ બેવફા થવાના દુરાગ્રહને તેણે માનવસ્વભાવ અને ઉપકારી જીવન ઉપર આઘાત ગણ્યો."

"ઝયનબે ચતુરાઇ સાથે ત્યાંથી જવાની રજા માગી. નિરાધાર અવસ્થાને સબબે પોતાનાં વ્હાલાં બાળક તેમને સપુર્દ કર્યાં આ પરગજુ લોકોએ બાળકોને પરસ્પર વ્હેંચી લીધાં. ઉસેદે શીરીનને ખોળે લઇ તેણીનું નામ સલીમા રાખ્યું. મુબારકે આમેના ઉપર પિતૃહાથ મુકી રૂકૈયાને નામે ઓળખાવવા માંડી અને અસદે યતીમ બાળક જેનું નામ સમન હતું પ્રેમભાવ બતાવતાં મસઉદ નામ પાડી પાળણપોષણ કરવા માંડયું. આ લોકોએ ઝયનબને દસ્તાવેજ લખી આપ્યું કે તેઓ બાળકોને પોતાનાં સગાં છૈયાં ગણી સદા માયા અને હેતાળુ વર્તન ચાલુ રાખશે. આવી ખાત્રી મેળવ્યા પછી ઝયનબ કરીયયે શેખનો ત્યાગ કરી કયાંય ચાલતી થઇ"

મરીયમની વાત અહીં સુધી આવતાં ઇબ્ને મુસ્લિમ બેચેન થઇ ઉભો થઇ ગયો. ધૈર્ય વિહિન થઇ કલ્પાંત કરતો બોલ્યો."

"હાય! આ સઘળો મારોજ ઇતિહાસ છે. અફસોસ! મને કયાં ખબર હતી કે સલીમા વ્હાલી સલીમા મારી પીત્રાઇ બ્હેન શીરીન હતી. કદી મેં તેણીને જોઇ હતી અને તેણીની ભોળપણભરી કાલી કાલી વાતોએ મારા હૃદય ઉપર કાબુ કરી રાખ્યો હતો. અફસોસ! હાય, અફસોસ! સલીમા હવે તું કયાં મળશે? પરંતુ હે ઝયનબ માતા! મારી તે મમતાળુ માસી ઝયનબની પણ તમને કશી ખબર છે?"

ઇબ્ને મુસ્લિમની અધીરાઇ જોઇ ઇસમાઇલ પાશાએ આશીષ ભરી દયા દ્રષ્ટિ નાંખતાં તેને ધીરજ પકડી બેસવાનો ઇશારો કર્યો. ભકત શીરોમણી બાનુ મરીયમે વાત આગળ લંબાવતાં કહયું.

"નામદાર પાશા ! આપે સાંભળ્યું હશે કે એક ગરીબ નિરાધાર મરીયમ કેટલાક સમયથી તાયફમાં રહે છે. દરેક માણુસનું દુઃખ દર્દ સાંભળવાની મારી ઇચ્છા થાય છે. મારી પાસે આવતા જતા લોકોને પુછી તેનો પતો મેળવવામાં હું સફળ નીવડી. મેં જાણ્યું છે કે અત્રે બેઠેલો મસઉદ, તેજ યતીમ છોકરો છે જેને અસદે લાડલડાવી પાળી પોષી મોટો કર્યો છે. અસદના મરણુ પછી ઉસેદે તેને પોતાના ભત્રીજા તરીકે ઓળખાવી સુલતાની લશ્કરની લશ્કરમાં દાખલ કરાવ્યો છે તે નામદાર સુલતાનનો ચાકર છે. મસઉદના મનમાં સલીમા સાથે પરણુવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. કારણુ કે આવી રીતે તે ઉસેદની સઘળી મીલકતનો એક માત્ર માલીક થતો હતો. તેથીજ તેણે દબાણુ કરવા માંડયું હતું."

"થોડા દીવસ ઉપર તે તાયફ આવ્યો હતો અને સલીમાની મહોબ્બત સિદ્ધ થવા માટે અમલ પઢવાની મારી પાસે માગણી કરી હતી. ત્યારેજ વાતપર વાત નીકળતાં તેણે મને કહયું હતું કે બે ત્રણુ વખત વેશ બદલીને સાલીમને નામે મે તેણીને બીવડાવી મુકી છે, છતાં પણુ તેણી માનતી નથી. વાદીયે ફાતમા પાસે એક વેળા તેણીને પકડી રાખી હતી પરંતુ અચાનક ઇબ્ને મુસ્લિમે આવી ચઢી તેણીનો બચાવ કર્યો હતો. છતાં પણુ તે જાણુતો કે તે કોણુ છે ને કઇ પંકિતનો માણુસ છે. સલીમાને તે પીત્રાઇ બ્હેન ધારી લગ્ન કરવા માગતો હતો. મારા ધારવા પ્રમાણે અત્યારે પ્રગટ થયેલી ખરી હકીકત જાણ્યા પછી પોતાના અયોગ્ય આચરણુનો પશ્ચાતાપ કરી સલીમા પાસે ક્ષમાયાચના કર્યા વિના રહેશે નહી."

વૃદ્ધ બાનુ મરીયમે ઇબ્ને મુસ્લિમ તરફ મમતાળુ દ્રષ્ટિપાત કરતાં કહેવા માંડયું "બેટા! તમે, અને ખાત્રી છે કે માત્ર એક પાશા વિના કોઇ નથી જાણુતું કે સલીમા અને આસીફા એકજ છે. મસઉદ તેણીને લઇ નાઠો અને લુંડી બનાવી નામવર પાશાને ત્યાં વેચી ગયે. તેઓએ ઉદારતા દાખવી તેણીને પોતાની બેટી બનાવી. મસઉદની માત્ર કુટિલ ચતુરાઇજ હતી કે નિરપરાધી મરશુદને બંદીખાને નાંખ્યો હતો પરંતુ અલ્લાહની ગેબી મદદે આવી તેને છુટો કર્યો."

ઇબ્ને મુસ્લિમ આસીફાને ભેટવા ખુરશી ઉપરથી ઉઠયો. અને ઉસેદ તેણીનો પિતા નહી હોવાનું સાંભળ્યા પછી તેની આબરૂનો મનમાં સમા-

ચેલો વિચાર નીકળી ગયો હતો. પરંતુ પાશાના પ્રભાવે તેને આગળ જતો અટકાવ્યો. તે આંચકો ખાઇ ઉભોને ઉભોજ રહી ગયો. મરીયમે પોતાની વિષય સંકલતાનો જલદી જલદી ઉકેલ કરવા માંડયાથી ઇબ્ને મુસ્લિમ મનેચ્છા મનમાં દાબી બેસી ગયો. મરીયમે પોતાની વાત આગળ ચલાવતાં કહયું.

"લશ્કરી સીપાહો પાસેથી મને એવી પણ ખબર મળી છે કે કલીમને તુરક વહાણના માણસોએ મુડદા જેવી સ્થિતિમાં પડેલો ઉપાડી લઇ ઉગારી લીધો છે. તે વહાણમાં કોઈ લશ્કરી અમલદાર હતો. તેણે કલીમની સારવાર કરી સુલતાની લશ્કરમાં દાખલ કરાવ્યો હતો. અને તેજ કલીમ આજે અહમદ આફન્દીના નામે ખ્યાતિ મેળવી નામદાર પાશાની પાસે બેઠો છે."

અત્રે આવ્યા પછી વૃધ્ધ બાનુ ઉભી થઇ. હિમાયલ શરીફ અને સાથે લાવેલ કાગળો પોટલીમાંથી કાઢી નામદાર પાશાની સામે ધર્યાં, હીમાયલ ઉપર ખલીલના હાથે લખાયેલું નામ સ્પષ્ટ વંચાતું હતું. કાગળ ઉસેદ, અસદ અને મુબારકના લખેલા હતા. ઈસ્માઇલ પાશાએ હિમાયલને ચુબન દઇ, માથે ચઢાવી, વૃધ્ધ બાનુ મરિયમને પુછયું.

"બધું તો સમજયા. ઠીકજ છે; પરંતુ આ હિમાયલ શરીફ તમને કયાંથી મળી?"

અહમદ, ઇબ્ને મુસ્લિમ અને આસીફા ખાતુન ખુરશી ઉપરથી ઉઠી પરસ્પર ગળે મળવા જતાં હતાં તેટલાં નામદાર પાશાએ મરીયમને પુછેલા સવાલનો જવાબ સાંભળવા અટકયાં. કારણકે ચાલતી અદાલતમાં પાશાની પરવાનગી વગર પરસ્પર મળાય તેમ નહોતું. એ અવિવેક હતો

મરીયમ થોડીકવાર અવાચક બની હેરત ભરી નજર પાશા ઉપર નાંખી રહી. તેણી એક પ્રતિમા સ્વરૂપ હતી. હાથ પગની પ્રગતિ અટકી પડી હતી અંતે મન ઉપર કાબુ રાખી એક ઉંડો નિશ્વાસ નાંખતાં તેણીએ આંસુ ભીની આંખ્યે કહયું.

"મારા મનમાં ઉદ્દભવેલી આશા ખુદા પાક પ્રતિકુળ દિશામાં પ્રવૃત્ત ન કરે! કુદરતનો સ્વાભાવિક નિયમ મારી ઇચ્છાની આડે ન આવે તો, હે પાશા! મને કહેવા દો અને મન ખુલ્લું કરી કહેવા દો કે હે માયાળુ સરદાર! તમેજ મારા ગુમ થયેલા યુસુફ-ખલીલ છો! અને હું તમારી

કીંકર દાસી ઝયનબ!! મને તારા તેજોમય ભાવ ઉપર તે સઘળાં ચિન્હ દેખાય......"

મરીયમ હજુ વધુ કંઇક કહેવા માગતી હતી પરંતુ પાશાએ વચમાંજ ટાપસી પુરી.......

"હા, હા! હું પોતેજ તારો ગુમ થયેલો યુસુફ–ખલીલ! નિરપરાધી ને-સદાચારી બાનુ ઝયનબ! માફ કર, મને માફ કર! ખરા અંતઃકરણે માફ કર!! અત્યાર સુધી મેં કેમ તારી દરકાર કરીજ નહી."

પાશા બેઅખત્યાર ઉભો થઇ ગયો. સઘળી હકીકત હવે જાહેર થઇ હતી. સઘળાએ બધી હકીકત જાણી હતી. એટલે બીજા માણસો પોતાની હાજરી બીન જરૂરની ધારી રજા લઇ ચાલવા લાગ્યા. લાંબી મુદતથી વિખુટા પડેલા પ્રેમાળ સંબંધીઓ એક બીજા સાથે ભેટી પ્રસન્ન થયા. તેમની પ્રસન્નતાનો પાર નહોતો.

ઇસમાઇલ પાશાએ વાતનો અધુરો ભાગ પુરોકરી ખોરવાયેલી વર્ણન સંકળનાની કડી જોડી દીધી. પાશાએ ગંભીર મન રાખી કહેલી વાતની ભાવના એવી હતી કે તે હીજાઝમાં આવી હજથી પરવાર્યાં પછી તુરકી ગવરનરની સેવામાં હાજર થયો. સુલતાની નોકરીમાં દાખલ થઇ પોતાના બુદ્ધિ બળ અને વિદ્વતાને આધારે જલદી જલદી એક પછી એક ઉંચી પદ્દિયો પ્રાપ્ત કરતો ગયો. પરંતુ તેના ભાઇએ જો કે તેની સાથે સદવર્તન કે વિવેકભર્યું વર્તન નહોતું રાખ્યું છતાં વડેરાના નામ સાથે. પોતાનો સંબંધ જોડી ખલીલ મટીને ઇસમાઇલ થયો હતો. એજ પ્રમાણે ઇબ્ને મુસ્લિમે પોતાના પિતાની વફાત અને હજની ઉમંગનું વર્ણન કર્યું આ ઘટના જાણ્યા પછી તેમના આનંદની સીમા નહોતી. પરંતુ રૂકૈયાની ગેર હાજરી અને તેણીના ગુમ થવાની વાત મરીયમ અને સલીમાને સાલ્યા વિના રહેતી નહોતી. પાશાને પણ દુઃખ થયું પરંતુ સલીમા અને ઇબ્ને મુસ્લિમને જોઇ તેમની ધીરજ સચવાઇ મસઉદે બન્ને હાથ બાંધી સલીમા અને અહમદ આફન્દી પાસે ક્ષમાયાચના કરી અને તેને માફી આપવામાં આવી.

સવાર થવામાં હવે વિલંબ નહોતો એટલે પાશાએ સલીમા અને ઝયનબને બંગલાની અંદર જવાનો ઇશારો કર્યો પાશાએ ઝયનબને કહયું.

"બંગલામાં એક સ્ત્રીને તમે જોશો જેને પાશાની સ્ત્રી બનવાનું અભિમાન છે. પરંતુ તેણી કનીઝ છે. તમારી ભલી યાદ મારા હૃદયમાં તાજી છે અને તેથીજ અત્યાર સુધી મે કોઇ સ્ત્રી કરી નથી, અંદરજાઓ તે કનીઝ ઇન્શા અલ્લાહ તાબેદાર પુરવાર થશે."

ઝયનબે પાશાના હુકમને માન આપ્યું ને અંદર જવા ઉઠી. અહમદ આફન્દી અને ઇબ્ને મુસ્લિમ પણ તેમની સાથે ઉઠયા પરંતુ આસીફા ખાનમે કહયું.

"હામીદને આવા અસાધારણ બનાવથી અજાણ્યો રાખી શકાય નહી. તેણે મને ધર્મભગિની કહી છે. એટલે ઘરમાં જતાં પહેલાં મારા તે ભાઇની ખબર લેવાની મારી પ્રથમ ફરજ છે. મારા આનંદમાં સમ્મિલિત રાખવાનું કર્તવ્ય વિસરવું જોઇતું નથી.

આસીફાખાતુન, જાફરાનને પોતાની સાથે લઇ હામીદને મળવા ચાલી અને બગીચામાં સુવાસભર્યો પમરાટ ફેલાવતાં ગુલાબેનાં માણસ પુર તરૂઓમાં અદ્રશ્ય થઇ ગઇ.



## પ્રકરણ ૨૧ મું.

—:o:—

### સુખ સમાધાન.

અસ્સહે જઝબે ઉલ્ફતમેં તો ખિંચકર આહી જાયેં ગે;
હમેં પરવા નહી, હમસે અગર વોહ તનકે બયઠે હયેં.

સવાર થવા આવી હતી. પ્રાતઃકાળનો પ્રકાશ પ્રસરવા માંડયો હતો. પરોઢીએ ઉઠનારાં પ્રાણીઓ જાગૃત થઇ સ્વાભાવીક હાજતોથી પરવાર્યા છે. ભલા સ્વભાવની નેક બાનુ આસીફાખાતુન ઉતાવળા પગ ઉઠાવતી હામીદ રહેતો હતો તે બંગલીમાં આવી પહોંચી છે. બંગલીને વરંડી હતી અને વરંડીમાં નનકડું ચોગાન હતું. વરંડામાં ઢોલીયો પાથરેલો હતો. ખાતુને કમાડની ફાટમાંથી જોવા માંડયું કે હામીદ અત્યારે શું કરે છે.

ઢોલીયા પાસે નાની ટેબલ ઉપર સવારના પ્રકાશની સહાયતામાં અંદરનું આખુ દ્રષ્ય આંખો આગળ ફરી વળતું હતું. ધ્યાન દઈ જોતાં બાજઠ ઉપર હામીદનો ડગલો પડેલો તેણીએ જોયો. પરંતુ પલંગ ઉપર નજર નાંખતાં તેણીએ અજાયબી વચ્ચે જોયું કે હામીદ નહી પણ કોઇ અન્ય વ્યકતિ ઢોલીયા ઉપર ઉંઘે છે.

પ્રથમ ખાતુને ધાર્યું કે તેણીની આંખ ભુલ કરે છે પરંતુ પાછળથી તેણીએ આંખો મસળી ધ્યાન દઇ જોયું ત્યારે પણ તેને તેજ દ્રસ્ય દેખાયું હવે તેણી ગભરાણી, ચિંતા થઇ અને આ અજાયબી ઉપર વિચાર કરવા માંડયો. મીનીટોના અવકાશ પછી ખાતુને જાફરાનને પાસે બોલાવી ચીંતાતુર દ્રસ્ય દેખાડયું. તેણીએ પણ ચિંતિત થઇ ખાતુનના અભિપ્રાયને ટેકો આપ્યો છતાં પણ તેણીએ ઉમેર્યું કે,

"વ્હાલી ખાતુન ત્યારે ઢોળીયા ઉપર છે કોણ?"

જાફરાનની વાત પુરી થતાં ઢોળીયે પોઢેલી વ્યકિતએ પાસું ફેરવી મોઢા ઉપર પડેલો પલ્લવ હટાવ્યો. પલ્લવ ખસતાં કેડ સુધી પહોંચેલા લાંબા લાંબા વાળ ઉપર દ્રષ્ટિ પડી. બેભાન ઉંઘની દશામાં અંબોડો વછુટી ગુંચવાઈ ગયેલા વાળ શઇયા અને પુંઠ ઉપર પથરાઇ ગયા હતા. આ હેરત ભર્યું દ્રસ્ય જોઇ ઉભયને ભારે અજાયબી ઉપજી. એક સાથ બંને એ કહયું.

"હવે, આ શું? સ્ત્રીઓ જેવા લાંબા લાંબા વાળ, ત્યારે હામીદ ક્યાં ગયો." જાફરાન અને આસીફા ખાતુને એક બીજી તરફ જોયું, ખાતુને આસ્તેથી જાફરાનને પુછ્યું

"શું કોઇ કનીઝ છે? પરંતુ નહી હામીદ એવો દુરાચારી નથી. દીવસો વીત્યા પણ તેના મ્હોડામાંથી એક પણ નઠારો શબ્દ સાંભળવામાં આવ્યો નથી."

જાફરાને કશો પણ ઉત્તર વાળ્યો નહી. પણ "છાનાંમાનાં જોતાં રહો જે હશે તે પોતાની મેળેજ જણાઇ જશે." કહીને અંદરની સ્થીતી ઉપર તપાસની બારીક નજર નાંખવા લાગી. કારણ કે પોઢનારાએ પાસું ફેરવ્યા પછી કરેલી 'હા હું!' ઉપરથી તેણીને અજબ પ્રકારની શંકા ઉપજી હતી.

એ એક વખત પાસાં પલટાવ્યા પછી ઉંઘનાર જાગૃત થયો કલમા તઇયબા ભણતો ઉઠી બેઠો બંને હાથવડે મોઢું છુપાવી માદક પદાર્થના ઘેનમાં હોય એમ બેઠો રહયો. તપાસમાં પડેલી ખાતુન અને જાફરાનની આંખ્યો તેની ઉપર ચોટેલી હતી. તેણીઓએ જોયું તે માણસ ડુસકાં ભરતો ઉભો થયો. બીછાણાતળેથી એક રાતી વસ્તુ કાઢી હાથમાં લીધી અને તેને જોઇ ચીસો પાડી રૂદન કરવા મંડયો. તેના રૂદનથી આસીફા ખાતુન અને જાફરાન બંને બેચેન થઇ ગયાં. ઉભયે તેનું મોઢું જોવા ઘણાય પ્રયત્ન કર્યો પરંતુ પેરણના છેડા વતી તેણે છુપાવેલા મોઢા સુધી તેમની નજર જઇ શકી નહી.

ક્ષણે ક્ષણે તેના નિશ્વાસ વધતા ગયા અને સાથેજ જોનારાઓની આતુરતા બેચેની સાથે વધતી ગઇ. અચાનક હવાના સપાટાએ પેરણના લટકતા છેડાને ઉથલાલ નાંખ્યો અને રડનારની છાતી ઉપર જોનારની નજર પડી. તેણીએ તરત પારખી લીધું કે તે પુરૂષ નહી પણ સ્ત્રી છે. પુરૂષોમાં અદીઠ એવું એક ચોકકસ અવયવ તેણીની આંખ્યે જોયું

જુજ પળો માટે આસીફાએ હામીદનો ખ્યાલ મનમાંથી તજી દીધો. તેણીને ગોયા યાદજ નહોતું કે કયાં અને કોની પાસે શુ કામ માટે આવી છે. તેની આખી શકિતને બુદ્ધ, રૂદન કરનાર સ્ત્રી આવી રીતે કલ્પાંતકારી રૂદન કરે છે તેનું કારણ જાણવામાં રોકાઇ. અને સાથે તે પીડિત સ્ત્રીને બની શકતું હોય તો સહાય થવાનો વિચાર ઉત્પન્ન થયો. આ વિચાર

આવતાં તેણીએ રૂદન કરતી સ્ત્રીને બોલાવવા સાદ મારવાનો વિચાર કર્યો પરંતુ જાફરાને તેમ કરતી અટકાવતાં કહ્યું.

"થોડીક પળો વધુ થોભો. હજુ વધારે કઇફીયત જણાય તો સારૂંજ છે."

આ સ્ત્રીએ હવે પ્રાર્થના શરૂ કરી. તેણી વારંવાર સીજદો કરી માથું ઉઠાવી દુઆ યાચના કરતી હતી. અંતે તેણીએ એક ચીસ સાથે નિશ્વાસ નાંખી કહ્યું

"આસીફા ખાતુન ધારતી હશે કે તેણીના મર્મ ભેદી જીવનની કોઇ ને ખબર નથી. આસીફા જો તારો એજ વિચાર દ્રઢ હોય તો તેમાં તું ભારે થાપ ખાય છે. કદાચ તુ મને ન ઓળખે પરંતુ–પરંતુ હું તને ઓળખું છું. અને સારી રીતે પીછાણું છુ. મારી હકીકત જાણ્યા પછી તારી લાગણીઓ તિરસ્કારમાં બદલાઇ જશે. મારી સદાચારી નિષ્ઠા અને સત્કર્મનો તું કદીય વિચાર કરવાની નથી. વિયોગ વેદનામાં આવી યાતના સહન કરવા વિધાતાએ મારા ભાગ્યમાં લખ્યું હતું અલ્લાહ ખુબ જાણે છે માત્ર દીદારનાં પ્રેમાળ દર્શન વિના કોઇ પ્રકારનો ગુનોહ મેં કર્યો નથી, તારી બાંદી થઇ ને રહેવા માગતી હતી પરંતુ તુ તેમ કબુલ નહી કરે. ખુદા તને પ્રસન્ન રાખો! મારી ખાત્રી છે અને ઇબ્ને મુસ્લિમે જાણી લીધું હશે કે આસીફાખાનમ અને સલીમા એકજ વ્યક્તિનાં બે ભિન્ન નામો છે. પરંતુ હાય, રૂકૈયા! નહિ, નહીં, નિરાધાર રૂકઇયાનુ નામ પણ અર્થ વગરનું છે. તેણે નાદાનીએ આપેલા જીવની કોને દરકાર છે? હું કહું છું કે તે નાદાન છે. તેં આ ખંજર મેળવનારાને કઇ શરતે આપ્યુ છે. શું મારે આશા રાખવી કે આપેલું વચન પાળવામાં આવશે? અલ-હમ્દો લિલ્લાહ! ઇબ્ને મુસ્લિમની મનકામના સફળ થઇ. તારી ખુશી તદન મારીજ ખુશી છે. પરંતુ આ અર્થ વિનાનો જીવન ભાર ઉપાડવાની મા-રામાં શકિત નથી. આ ખંજર વડે વ્યર્થ પદાર્થનો અંત આણું છું હાય! મોત. અને તે પણ હરામ મોત! પરંતુ ઉપાયજ શું છે? નહી! નહી! ગજબે ઇલાહી અને ઇન્તિકામે ઇલાહી!! ત્યારે શું કરૂં. વારૂં કોઇ અન્ય મને મારીનાખે. પરંતુ અન્ય કોઇ મારશે કેમ? એક માર્ગ છે. બહાર જઇ હુમલો કરૂં એટલે બસ લોકો મને મારી નાંખશે. બસ એજ ઠીક છે! હે મારી મનવાંછના અને ઇચ્છાઓ! ધૈર્ય ધરો, અને

સદા માટે સહવાસ તજો ? હે મનકામનાઓ ! જાઓ, આ પાપી હૃદયને તજી જાઓ ! ! હે નિરાશાને હસરતની દેવી ! બસ જા, વખત વ્યર્થ ન ખો !!"

છેલ્લા શબ્દો સાથે તે સ્ત્રી રૂદન કરતી ઉભી થઇ. તે સ્ત્રીએ લાંબી રાતી વસ્તુ જે એક ખંજરનું મ્યાન હતું તેમાંથી ખંજર ખેંચી લીધું તે નગ્ન ખંજર ધારી સ્ત્રીયે માથે કાળો રૂમાલ બાંધી ભારે જોમ સાથે ચોગાનમાં ફરવા માંડયું. હવે ઢીલ કરવાનો વખત નહોતો. આસીફાએ સાદ પાડયો "હામીદ ! હામીદ !!" પરંતુ અંદરથી ઉત્તર મલ્યો નહી. ફરી પણ સાદ પાડતાં જવાબ મળ્યો નહી. ખાતુને કમાડ ખખડાવવા કમાડે હાથ દીધો. અંદર સાંકળ નહોતી. બારણું ખુલ્લું પાટ થયું. વાતની વાતમાં સલીમા અને જાફરાન અંદર હતાં

આસીફાખાતુનના પ્રવેશ સાથેજ નગ્ન ખંજર ધારી સ્ત્રીએ આજુ બાજુ જોયું. આસીફાને સામે જોઇ તેણીએ ખાતુનના ચરણે માથું ધરતાં કહયું.

'દયાળુ ખાતુન ! દાસીની આબરૂ તારા હાથમાં છે. ખુદા ખાતર રૂસવાન કરતી ! હા, હું, ખુશી સાથે પરવાનગી આપું છું કે મારૂં માથું આ ખંજર વડે શરીરથી છુટું પાડ. મેં તારી મોટી ખતા કરી છે. અને તે માફીને પાત્ર નથી."

આસીફાએ ખંજર કબજે કયું. માથું ઉંડાવી છાતી સરસું ચાંપ્યું. સ્ત્રીનું શરીર આખું કંપી રહયું હતું. આસીફાના દિલાસાથી તેણીનું હૃદયું ભરાઇ આવ્યું અને ચીસો પાડી રડવા મંડી.

આ રૂદનથી ખાતુનનું હૃદય પણ ભરાઇ આવયું. તેણી પણ નગ્ન ખંજર ધારી સ્ત્રીના રૂદન સાથે સમ્મિલિત થઇ રૂદન કરવા લાગી. કેટલીય વાર સુધી આ હૃદય વિદારક દ્રશ્ય ચાલુ રહયું પછી આસીફાખાતુને અજાયબી વચ્ચે હામીદનાં વસ્ત્ર પહેરેલી નગ્ન ખંજર ધારી સ્ત્રીને પુછયું.

"બહેન, રૂકઇયા ? હું શું જોઇ રહી છું. કાલ સંધ્યા સુધી આ વસ્ત્ર મેં હામીદ નામના એક અરબ જવાનના શરીરને શોભાવતાં જોયાં હતાં અને અત્યારે તેજ કપડાં તમારાં શરીર ઉપર દેખાય છે. વળી વધારે અજાયબી ભર્યું છે કે તમે કયાંથી આવ્યાં અને હામીદ કયાં ગયો. અહીયાં આવ્યા છતાં અને જાણ્યા છતાં મને મલ્યાં કેમ નહી.

રૂકઇયાએ ટટાર થઇ સલીમાને લાંબો જવાબ આપતાં કહેવા માંડયું.

"સલીમા બ્હેન! તમે જુઓ છો એ બધું ખરૂંજ છે. એમાં કશા સંદેહ કે શંકાને સ્થાન નથી. હામીદ કયાં ગયો એનો જવાબ ત્યારે અપાશે જયારે તમે બતાવશો કે સરીઆ કયાં ગઇ. હું અહીયાં કેવી રીતે આવી એનો જવાબ પણ જે રીતે તમે અહીવાં આવ્યા એજ રીતે હું અહીયાં આવી છું. ઇબ્ને મુસ્લિમના પ્રેમે દીવાની બનાવી મુકી છે. બુદ્ધિ વિનાશ પામી છે. પુરૂષના વેશમાં મદીના તઇયબા ગઇ અને ત્યારથીજ ઇબ્ને મુસ્લિમના દુઃખ દર્દમાં ભાગ લેવાના હેતુએ તેના મિત્ર તરીકે સંગાથે રહી. પરંતુ અફસોસ કે મારી ઇચ્છા પુરી થવાનાં કશાં ચિન્હ જણાતાં નથી. જો તમે એટલું કરો કે મારી ગરદન ઉપરથી માથું ઉતારી જીવન કેદ અને ઇશ્કના બંદીખાનામાંથી આઝાદી આપો તો કયામતના મેદાનમાં પણ તમારો ઉપકારજ માનતી રહીશ. હવે વિયોગ વેદના સહન થતી નથી.

રૂકઇયાની કરૂણારસીક વાતો સાંભળી સલીમાએ તેણીને છાતી સરસી ચાંપી. માથે પ્રેમ ભર્યો હાથ ફેરવતા કહયું.

"તમારી પાસે આ ખંજર નહોતું?"

"પરંતુ એથી લાભ શો?" રૂકઇયાએ કહયું,

"તેજ જે આસિફાએ કહયું હતું" સલીમા એ કહેવા માંડયું. "શું હવે તેનો ગુણ બદલી જશે. નહી નહી એમ નહીજ બને. જેમ આસીફા અને સલીમા એક છે તેમ આસીફા અને સલીમાની જીભ પણ એકજ છે."

"ખરેખર આ સાચુંજ છે?"

"તદનજ ખરૂં." સલીમાએ કહેવા માંડયું "લ્યો સાંભળો ત્યારે તમને ઇબ્ને મુસ્લિમની પત્નિ અને સલીમાની શોક બનવા માટે મુબારકબાદી આપું છું. સાથેજ તમને અભિનંદન આપું છું કે અત્યાર સુધી જે બનાવટી વિશેષના મારી ગણવામાં આવતી હતી તે શુદ્ધ વિશેષતાની તમેજ હકદાર છો."

"વ્હાલી બ્હેન એ શું?" અજાયબી વચે રૂકઇયાએ પુછયું.

"એટલે" સલીમાએ કહયું "ઇસમાઇલ પાશાની એકલવાઇ બેટી છો."

"બ્હેન હસો છો. આ મજાકનો વખત છે!" રૂકઇયાએ કહયું.

"અલ્લાહ જાણે છે" સલીમાએ કહેવા માંડયું "એમાં જરાએ શંકા નથી. હમણાંજ મને ખબર મળ્યા છે. ખુદ તમારી મમતાળ માતા અને મારાં વ્હાલાં ફોઇ ઝયનબે એ સઘળો ભેદ ફોડયો છે."

"મારી માતા અને તમારાં ફોઇ" રૂકઇયાએ હેરત થઈ પુછ્યું.

"હા," સલીમાએ આગળ ચલાવ્યું 'મારી ફોઈ અને તમારી માતા જરા લાંબો વિચાર કરો, જયારે આપણે પરસ્પર મળીને એક બીજાની ભુલાઇ વિસરાઇ ગયેલી વાતોનું ધ્યાન કરી સ્મરણ કરતાં ત્યારે અનેક ઘેલી ગાંડી વાતો થતી હતી. ખલીલ, કલીમ અને મુસલીમના નામ આપણને બરોબર યાદ છે. પરંતુ પાંચ છ વર્ષની ઉમરમાં થયેલી વાતો આજે ૧૪ કે ૧૫ વર્ષ પછી કયાંથી યાદ રહી શકે?"

"આ સઘળાનો શું હેતુ છે?" રૂકઇયાએ અધીર બની પુછ્યું.

"વાત એ છે કે" સલીમાએ ખુલાસો કરવા માંડયો "ઇસમાઇલ પાશા ખરી રીતે મારા ફુઆ ખલીલ અને તમારા પિતા છે. અહમેદ આફ્ન્દીને હમણાંજ યમ્મોથી આવ્યા છે તે તમારા મામા અને મારા પિતા છે. ભકત શીરોમણી વૃદ્ધ બાનુ મરીયમ બીબી મારી સગી ફોઇ અને તમારી મમતાળુ માતા ઝયનબ છે. ઇબ્ને મુસ્લિમ તે મારો ફોઇનો દીકરો ભાઇ અને તમારો માસીયાઇ ભાઇ લાગે કહો સમજયાં કે નહીં."

"જરા એથીએ વિશેષ ખુલાસો કરો?' રૂકઇયાએ કહયું.

સલીમાએ રૂકઇયાનો હાથ પકડયો અને હમણાંજ આપણે ઉપર સાંભળી આવ્યાં તે બધી વાત ટુંકાણમાં રૂકઇયાને કહી સંભળાવી. અહીયાં આ વાતો ચાલતી હતી તેવામાં ઝયનબ, ઇબ્ને મુસ્લિમ, અહમદ આફ્ન્દી અને ઇસમાઇલ પાશા, સલીમાને શોધતા ત્યાં આવી પહોંચ્યા. સલીમાએ ઇસમાઇલ પાશાને રૂકઇયા મલી ગયાની વધામણી આપી. અને તેમના આનંદમાં જે થોડી ખાત્રી રહેતી તે પુરી કરી.

અરબી મેહફીલોમાં માત્ર દાંભિક દેખાવો થતા નથી. તેમનાં દરેક કામ શુદ્ધ નિષ્ટાનાં હોય છે. ઈસમાઈલ પાશા અને અહમદ આફ્ન્દી ઇબ્ને મુસ્લિમ પ્રત્યેની પોતાની ફરજ બજાવી લાવવા આતુર હતા. સલીમા અને રૂકઇયાની ઇચ્છા સર્વે જાણુતા હતા અને ઇબ્ને મુસ્લિમની પણુ એજ દશા હતી એટલે બીજા દીવસે એક મેહફીલ કરી સલીમા અને રૂકઇયાનો એક સાથે ઇબ્ને મુસ્લિમ સાથે નીકાહ પઢાવવામાં આવ્યો. તેજ

બેળા મરશુદ અને જોહરાનનો નીકાહ પણ પઢાવવામાં આવ્યો સલીમાએ અહમદ આફન્દીની પરવાનગી એક કનીઝક સાથે મસઉદના નીકાહ પઢાવવા માટે માગી લીધી હતી એટલે તેનો પણ નીકાહ થઇ ગયો.

દશ પંદર દીવસ પછી ઇસમાઇલ પાશાએ મક્કા શરીફના તુરકી વડા ગવરનર મારફતે આ સઘળી હકીકતનો રીપોરટ ઇસ્તંબુલ મોકલી આપ્યો. સાથેજ વડી સરકારને અરજ કરવામાં આવી કે ભાવી જીવન અબ્દુલ હરમઇન–મદીના શરીફમાં ગાળવા માટે અહમદ આફન્દી અને ઇસમાઇલ પાશાનું પેનશન બાંધી આપવું. થોડાજ દીવસોમાં ઉપલી માગણી મંજુર થઇ અને ઇસ્તંબુલથી પેનશનનો હુકમ ફરી વળ્યો. અહમદ આફન્દી અને ઇસમાઇલ પાશા સરકારી નોકરી છોડી પોતાના પરિવાર સાથે મદીના શરીફમાં વસવાટ કરી રહયા. ઉસેન અને મુબારકના ઉપકારનો યોગ્ય બદલો વાળવામાં આવ્યો એક પરવાનાને આધારે બગદાદમાં આવેલી ઇબ્ને મુસ્લિમની મોટી મીલકતોનો મેનેજર મસઉદને બનાવવામાં આવ્યો, એટલે તે મદીના તઇયબના થોડા વસવાટ પછી બગદાદ ચાલ્યો ગયો.



# ઇસ્લામી ઇતિહાસ

## વાંચવા લાયક પુસ્તકો

## બેહદ ઘટાડેલ ભાવ

### (વ્હેલો તે પહેલો થોડી નકલો સીલકમાં છે.)

**અરબી આસરા**—પ્રખ્યાત અને લોકપ્રિય ઇતિહાસીક નોવેલમાં હઝરત ઈમામ હસનના સમયના બનાવો ને નોવેલના રસભર્યા કરૂણા રસીક સ્વરૂપમાં રજુ કરવામાં આવ્યા છે વસ્તુ ઘટના સંકલના અને રસીલી છટાદાર ભાષા પુસ્તક હાથમાં લીધા પછી પુરી કર્યાં વીના છોડવા મનજ થતું નથી કીંમત રૂ. ૧ાા ઘટાડેલી કીંમત રૂ. ૧–૦–૦.

**સીરીયાની સુંદરી**—ખાલીદ બીન વલીદનાં પરાક્રમ, અરબોની વીર હાકલ, આરબોને અવિચળ ઉત્સાહ, ઇસ્લામનો જયજયકાર, રોમનોનો પરાજય, નવ મુસ્લિમ રોમનની વફાદારી, બહાદુરી અને જેની સારી વીશુદ્ધ પ્રેમનું અદભુતચિત્ર સત્ય સાધનાનાં સારાં ફળ, સાહુબ્બુત ભ્રાતૃભાવ અને ઇશ્કે હકીકીનાં સાક્ષાત દર્શન કરાવતી આ નોવેલ વાંચવી શરૂ કર્યાં પછી પુરી કર્યાં વિના મુકવાનુ મન થતુંજ નથી કીમત રૂ. ૧–૦–૦ ઘટાડેલી કી. રૂ. ૦–૨–૦

**અરમાનુસા**—મીસરમાં ઇસ્લામી વિજય અને ખ્રીસ્તીઓનો પરાજય, વીર અરબોની બહાદુરીનાં અદભુત દ્રશ્ય, સાથે પ્રેમ અને વિયોગનાં હૃદય ભેદક કરૂણા રસીક સમુદ્રની છોળો મારતી આ ઇતિહાસિક નવલકથા દરેક મુસલ્માને અવશ્ય વાંચવીજ જોઇએ. કીમત બન્ને ભાગ રૂ. ૩–૮–૦ ઘટાડેલી કી. રૂ. ૨–૮–૦

**કુરાન શરીફ**—જાડા, સુંવાળા અને મજબુત કાગળ ઉપર એક મોટા તાવમાં એકજ તરફ સુદર રંગીન અને સોનેરી ઉડીને આંખે વળગે એવું કાચના તખતામાં મઢાવી દીવાનખાના કે ઘરની શોભામાં વધારો ?બેરકત આપનારૂં આ કુરાન શરીફ દરેક મુસલમાને પોતાના ઘરમાં > જ જોઇએ કીમત રૂ ૨–૮–૦ ઘટાડેલી કી. રૂ. ૧–૮–૦

**રસુલે ખુદા**—પયગમ્બરે ઇસ્લામ હઝરત મોહંમદ (સ. અ. વ.) નું રસીલું અને સર્વે અગત્યના ઇતિહાસીક, બનાવો ઉપર પ્રકાશ ... રસુલે ખુદાનું જીવન ચરિત્ર દરેક મુસલ્માને વાંચવુંજ જોઇએ કીમત રૂ. ૦–૮–૦ ઘટાડેલી કી. રૂ. ૦–૬–૦

**મેનેજર ઇન્સાફ—મુંબઇ, ૪.**

આંખની સંભાલ તથા દરદો માટે વપરાતા.




## લોક પ્રસીદ્ધ

# સાચા મોતીના સુરમાઓ.

આજે મારે ત્યાં ૪૦ વરસ થયા બનતા આવ્યા છે અને જે લોકો મારા બનાવેલા સુરમાઓ વાપરે છે, તેઓ બીજા નકલી બનાવેલા સુરમાઓને કદી પણ હાથ લગાડતા નથી; પણ કેટલાક અજાણ્યા લોક ભલતે ઠેકાણે ફસાઈ જઈને, તે સુરમા વાપરી પોતાની આંખને નુકશાન પહોંચાડે છે. તેથી જાહેર પ્રજાને ચેતવણી આપવામાં આવે છે, કે મારા બનેલા સુરમાઓ ફકત બે ઠેકાણાં સીવાય ત્રીજે કોઈ પણ ઠેકાણે વેચવા રાખેલા નથી

ઠેકાણું—ડુંગરી બજાર, મારા રહેવાના મકાનમાં જ્યાં નીચે મારા નામનું પાટીયું મારેલું છે ત્યાં.

**બીજુ ઠેકાણું**—શેઠ મુળજી જેઠાની કાપડ બજારમાં બા રસ્તા ઉપર.

**ખોજા હાસમ મનજી પદમશીની દુક.**

**ખોજા મહમદ હાસમ બનાતવાલા.**